# ભૂમિકા

ત્રણ ગુણ, ત્રણ દોષ, ત્રણ મૂર્તિ, ત્રણ લોક વગેરેની કલ્પના ભારતીય સમાજે પ્રાચીન કાળથી કરી મૂકી છે. વર્તમાન ઇતિહાસમાં ત્રણ દુનિયાની કલ્પના કરવામાં આવી છે. દુનિયાનો જે ભાગ અમેરિકા કે રશિયાના પ્રભાવ અથવા 'જૂથ' માં નથી તેને થર્ડ વર્લ્ડ, ત્રીજી દુનિયા, કહે છે. એ જ રીતે ત્રીજી શક્તિ, થર્ડ ફોર્સની પણ એક આછી કલ્પના હમણાં હમણાં થઈ છે, જે (વિશ્વ) શાંતિની શક્તિ માનવામાં આવે છે. પરંતુ આ શક્તિની રૂપરેખા ઠીકઠીક અસ્પષ્ટ છે.

વિનોબાજીએ ત્રીજી શક્તિની એક નવી કલ્પના કરી છે, જેનું સૈદ્ધાન્તિક પ્રતિપાદન તથા વ્યાવહારિક વ્યાખ્યા આ પુસ્તકમાં સંકલિત તેમનાં ભાષણોમાં મળી શકશે. વર્તમાન સર્વોદય વિચાર તથા આંદોલનને સમજવા માટે આ પુસ્તકનું અધ્યયન અનિવાર્ય છે. પુસ્તકમાં જેટલાં પ્રકરણ છે, તેમાંથી એકનું મથાળું 'ત્રીજી શક્તિ' છે, પણ દરેક પ્રકરણમાં જે

કાંઈ છે તે આ જ ત્રીજી શક્તિની અનેકમુખી વ્યાખ્યા છે તથા તેને જન્મ આપનારી અને પોષણ આપનારી રીતોનું તેમાં વર્ણન છે.

સર્વોદય અથવા ગાંધી-વિનોબાની આ 'ત્રીજી શક્તિ' છે કઈ? માનવ-સમાજના પરિવર્તન, પુનર્નિર્માણ તથા ધારણને માટે ઇતિહાસમાં ફક્ત બે શક્તિઓનો ઉલ્લેખ આવે છેઃ હિંસા-શક્તિ અને દંડ-શક્તિ. પ્રેમની શક્તિનો પણ ઉલ્લેખ છે, પણ તે કુટુંબના મર્યાદિત વિસ્તારની બહાર કામ કરતી જણાતી નથી. ઈશુએ જરૂર તેના વિસ્તારને પાડોશી સુધી વધારવાની કલ્પના કરી અને તેવો ઉપદેશ દીધો. પાડોશીનો અર્થ વ્યાપકરૂપે લઈ શકાય અને સમગ્ર માનવજીવનનો અર્થ ગૃહીત છે એમ કહી શકાય, પણ પ્રેમધર્મને સામાજિક જીવનમાં ઉતારવાનો ઈશુના અનુયાયીઓ દ્વારા કોઈ પ્રયત્ન કરાયો હોય એવું જાણમાં તો નથી. હા, ખ્રિસ્તી-ધર્મના પ્રારંભકાળે તે ધર્માવલંબીઓએ પ્રેમા-ધારિત જન-સમૂહોની જરૂર સ્થાપના કરી હતી. એ જનસમૂહો ખ્રિસ્તી ધર્મના આદર્શો પર પોતાનો જીવનવ્યવહાર ચલાવવામાં ઠીક ઠીક સફળ થયા. પાછળથી જ્યારે ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થયો અને તે રોમન સામ્રાજ્યનો રાજ્ય-ધર્મ બની ગયો ત્યારે તેના પ્રેમતત્ત્વનો સામાજિક પ્રભાવ ક્ષીણ થતો ગયો. આજના ખ્રિસ્તી સમાજમાં એમ તો કદાપિ ન કહી શકાય કે તે કોઈ પણ અર્થમાં ઈશુના પ્રેમ કે અહિંસાના ઉપદેશો ઉપર અડગ છે.

જ્યાં સુધી ખ્રિસ્તી ધર્મ રાજ્ય-ધર્મ નહોતો બન્યો, ત્યાં સુધી ખ્રિસ્તીઓએ રોમન સામ્રાજ્યના અત્યાચારોનો ઈશુના ઉપદેશો પ્રમાણે પૂર્ણ અહિંસક રીતે ખૂબ સાહસ અને વીરતાથી સામનો કર્યો હતો. પરંતુ રાજ્ય-ધર્મ બન્યા પછી સામાજિક જીવનની ભિન્નભિન્ન બાજુઓ (રાજનૈતિક, આર્થિક વગેરે) ને અહિંસક

રૂપ આપવાનો પ્રયત્ન લગભગ બંધ થયો ને જે કાંઈ બચ્યો કે આગળ જતાં પ્રકટ થયો તે નાના નાના સમૂહો સુધી મર્યાદિત રહ્યો, જેમ સોસાયટી ઓફ ફ્રેન્ડસ (કવેકર મંડળી) માં.

પશ્ચિમના સમાજમાં વખતોવખત આદર્શવાદીઓએ આદર્શ ગામડાં ઊભાં કર્યાં, પરંતુ ન તો તે સ્થિર ટકી શકયાં કે ન તો સામાન્ય સમાજ ઉપર તેનો ખાસ પ્રભાવ પડયો.

ભારતમાં મહાવીર તથા બુદ્ધે અહિંસા તથા કરુણાને ધર્મના આધાર બનાવ્યા. પરંતુ આ ધર્મ વ્યક્તિ અથવા ભિક્ષુક સંઘના આન્તરિક જીવન સુધી સીમિત રહ્યો. સમ્રાટ અશોક જગતના એક માત્ર એવા શાસક થયા કે જેમણે બૌદ્ધિક ધર્મનો સ્વીકાર કર્યા પછી તથા કલિંગ-વિજયના રક્તપાતથી સંતાપ પામીને ફરીથી યુદ્ધ ન કરવાનો સંકલ્પ કર્યો. છતાંયે અશોકના સમયનો ભારતીય સમાજ અહિંસામય અથવા કરુણામય બન્યો એવું તો લાગતું નથી. પ્રત્યક્ષ હિંસા જ્યાં નથી ત્યાં અહિંસા છે, એવું માનવું એ થાપ ખાવા જેવું છે. શોષણ, ઉત્પીડન, વિષમતા તથા અન્ય પ્રકારના સામાજિક, આર્થિક અન્યાય, જે રાજ્યની દંડશક્તિના જોરે ચાલે છે, એ હિંસા જ છે, ભલે ને તે બધા પ્રચ્છન્ન અથવા અપ્રત્યક્ષ હોય.

પ્રેમ-અહિંસા-કરુણાની આધાર-શિલા પર સ્થાપિત આ ત્રણેય ધર્મોના અનુયાયીઓ પોતપોતાના સમાજની રચના આ આધાર-શિલા પર ન કરી શકયા. તેમની આ જાહેર નિષ્ફળતા ગૂઢ શોધનો એક વિષય છે. એમ ન કહી શકાય કે મહાવીર, બુદ્ધ અથવા ઈશુએ સમાજમાં છુપાયેલી, પરંતુ નિરંતર ચાલતી આવેલી, હિંસાને ઓળખી નહીં. તેઓએ ગરીબી-અમીરી વિષે, સંગ્રહ-તૃષ્ણા વગેરે વિષે, જે ગૂઢ ઉપદેશ આપ્યા છે તેનાથી

સ્પષ્ટ થાય છે કે સમાજની અપ્રત્યક્ષ હિંસાની સામે તેઓ પૂરેપૂરા જાગ્રત હતા.

સમાજને તળિયેથી હિંસાને હાંકી કાઢવા અંગે આ ધર્મોને જે નિષ્ફળતા મળી તેનાં બે મુખ્ય કારણ મને જણાય છે. એક એ કે સંયમ, અપરિગ્રહ, ત્યાગ, તૃષ્ણા-ક્ષય, કરુણા વગેરે ગુણો વ્યક્તિના આધ્યાત્મિક ઉત્થાન અથવા નિર્વાણના સાધનમાત્ર માની લેવામાં આવ્યા. આ લોકનું પરિવર્તન તથા પરિષ્કાર તે ગુણો વડે કરવાનાં છે, એવો તે આદિ મહાત્માઓનો ઉદ્દેશ હોવા છતાં, આ ધર્મોની સંગઠિત સંસ્થાઓએ ન માન્યું. કારણ કે તેમ કરવાથી સમાજના શાસક તથા શાસિત-વર્ગની ખફા-મરજી અને કદાચ વિરોધનો સામનો કરવો પડે અને તેમ થાય તો ધર્મ (સંપ્રદાય)નો ફેલાવો ન થઈ શકે. બીજું કારણ જે ધર્મ-પ્રસારની આ જ મનોવૃત્તિમાંથી જન્મ્યું, તે એ કે આ ત્રણેય ધર્મ રાજ્ય-ધર્મ બન્યા અને રાજ્યની સંગઠિત હિંસા અને દંડ-શક્તિના પોષક બની ગયા. અને પછી તો તે ધર્મો સમાજમાં અહિંસાની પ્રતિષ્ઠા કરે તે અશક્ય બની ગયું.

હિંસા-શક્તિ તથા દંડ-શક્તિ (જે પોતે પણ છૂપી હિંસા શક્તિ જ છે, જો કે લોકશાહીમાં તેટલી હિંસા લોક-સમ્મત હોય છે) આજ સુધી માનવ-સમાજ ઉપર રાજ કરતી રહી છે. તેને કારણે જ્યારે એક બાજુ માનવ-સમાજ અણુયુદ્ધની શક્યતાને આરે ઊભો છે ત્યારે બીજી બાજુ— ભલે ને લોકતંત્ર હોય, એક-તંત્ર હોય, અથવા બીજું કોઈ તંત્ર હોય— માનવ એક અતિ-કેન્દ્રિત, અતિ-યાંત્રિક રાજકીય-આર્થિક સંગઠનની નીચે દબાઈને પોતાનું વ્યક્તિત્વ અને સ્વાયત્તતા (ઑટોનોમી) ગુમાવી ચૂક્યો છે. સૌથી વધારે ધનવાન અમેરિકામાં પણ ૧૫ ટકા ગરીબો છે, અપાર વિષમતા છે, રંગભેદ છે, જુવાન અને બુદ્ધિજીવી વર્ગોમાં

વિદ્રોહ છે. પેલી બાજુ રશિયામાં, પર વર્ષોની સામ્યવાદી હકૂમત પછીયે આજે નથી મજૂરોના હાથમાં કારખાનાં, નથી ખેડૂતોના હાથમાં જમીન, નથી વિદ્યાર્થીઓના હાથમાં વિશ્વ-વિદ્યાલય, નથી વિચાર-સ્વાતંત્ર્ય, નથી શ્રમિકોનું પોતાનું રાજ્ય કે જેમાં સત્તા ( આર્થિક, રાજનૈતિક, સામાજિક ) શ્રમજીવીઓની સોવિયેટો અથવા પંચાયતોના હાથમાં હોય. સત્તા આજે ય સામ્યવાદી પક્ષના હાથમાં છે, જેમાં લોકશાહી ઢબના આચાર-વ્યવહારનો હજી પણ પૂરો અભાવ છે. અમેરિકાના 'મનરો ડોક્ટ્રીન'ની જેમ રશિયામાં 'બ્રેશનિયેફ ડોક્ટ્રીન' ની હમણાં ઘોષણા થઈ છે, તે પ્રમાણે સોવિયેટ રશિયાએ પોતાના જન્મ-જાત અધિકારની ઘોષણા કરી છે કે તે યૂરોપના પોતાના પ્રભાવક્ષેત્રમાં, એટલે કે જ્યાં જ્યાં સામ્યવાદી પક્ષોનું રાજ્ય છે ત્યાં, ફાવે તે રીતે હસ્તક્ષેપ— એટલે સુધી કે યુદ્ધવિષયક હસ્તક્ષેપ પણ, જેવો ચેકોસ્લોવેકિયામાં તેણે ગઈ સાલ કર્યો— કરી શકે છે. ચીનના માઓએ તો બંદૂકની નળીને સત્તાની જનની કહી વર્તમાન માનવ-સંસ્કૃતિના એક અત્યંત કડવા સત્યને ઉઘાડું કરી દીધું છે.

જે લોકશાહી સમાજવાદી છે, તેમની દોડ તો રાષ્ટ્રીયકરણ સુધીની જ છે. પણ જ્યાં જ્યાં સમાજવાદી શાસકોના તત્ત્વાવધાનમાં પણ રાષ્ટ્રીયકરણ થયું છે, ત્યાં ત્યાં અસમાનતા, શોષણ વગેરેનો અંત આવી ગયો છે, અથવા સત્તા શ્રમજીવીઓના હાથમાં આવી ગઈ છે, અથવા એટલુંયે થયું છે કે રાષ્ટ્રીયકરણ થયેલ આર્થિક ક્ષેત્રોમાં મજૂરો વ્યવસ્થાપકોની જોડાજોડ આવીને બેઠા છે અને નિર્ણય કરવાના અધિકારોમાં તેમને યોગ્ય હિસ્સો મળી ગયો છે, અથવા તે ક્ષેત્રોમાં કોઈ નવીન ભાવના ( સ્પિરીટ ) જન્મી છે, જે વ્યવસ્થાપકો અને શ્રમજીવીઓ બન્નેને પ્રેરી રહી છે અને તેમના અંદરોઅંદરના

સંબંધો તથા તેમનાં પોતપોતાનાં કામો અંગેના તેમના દૃષ્ટિ-કોણમાં પરિવર્તન કરી શકી છે, એવું તો કાંઈ પણ ધ્યાનમાં આવતું નથી. ટેકનીકલ અને ઔદ્યોગિક વિકાસ થતાં મજૂરોની આર્થિક સ્થિતિમાં ઉન્નતિ જરૂર થઈ છે, મજૂર સંગઠનોની શક્તિમાં ઘણો વધારો થયો છે; કલ્યાણકારી રાજ્યનો ઉદય થયો છે. પણ તે બધાનો સરવાળો કરીએ તોયે સમાજવાદ થતો નથી. તેની કસોટી તો પેલા જ ફેરફારો છે, જેના તરફ ઉપર ઈશારો કર્યો છે.

ઉપર પ્રમાણેના વિશ્લેષણમાંથી સાર એવો નીકળે છે કે હિંસા-શક્તિ તથા દંડ-શક્તિ બન્નેય માનવ-સમાજની મૂળ સમસ્યાઓને ઉકેલવામાં નિષ્ફળ ગઈ છે. કોઈ ત્રીજી શક્તિની ચોખ્ખી જરૂર જણાય છે. આ શક્તિ તો તે જ છે કે જેનું મહાવીર, બુદ્ધ, ઈશુએ આટલી કુશળતાથી પ્રતિપાદન કર્યું હતું— એટલે કે પ્રેમ-અહિંસા-કરુણાની શક્તિ. પણ સવાલ એ ખડો થાય છે કે જ્યારે આ શક્તિ તેમના સમયમાં, અથવા તેમના અનુયાયીઓના સમાજમાં, સામાજિક સમસ્યાઓને ન ઉકેલી શકી— વ્યક્તિગત સ્તરે ભલે ગમે તેટલી સફળ થઈ હોય— તો આ યુગમાં તેની સફળતાની શી શક્યતા છે? આ એક સર્વથા યોગ્ય પ્રશ્ન છે. તેનો પૂરેપૂરો ઉત્તર તો આજે કોઈની પાસે નથી. છતાંયે પરિસ્થિતિ, અનુભવ તથા વિચારથી આટલો અને આવો ઉત્તર આજે પ્રાપ્ત છે કે ઉપર જણાવેલી શક્યતા અગાઉ કરતાં ઘણી વધારે પ્રબળ થઈ છે એવું માની શકાય તેમ છે.

એક તો એવી પરિસ્થિતિ છે કે પહેલાંના વખત કરતાં જનસાધારણ આ જમાનામાં વધારે જાગૃત છે. તેની આ

જાગૃતિનું એક લક્ષણ ઉપર કહ્યું તેમ, એ છે કે હિંસા-શક્તિ અથવા દંડ-શક્તિથી જે જાતની સમાજરચના અત્યાર સુધી થઈ છે કે જે જાતની રાજકીય અને આર્થિક વ્યવસ્થા તેની મારફત રચાઈ છે, તેનાથી તેને સંતોષ નથી. પશ્ચિમના દેશોના યુવકો ખાસ કરીને વર્તમાન સામાજિક વ્યવસ્થાથી અસંતુષ્ટ દેખાય છે. સામ્યવાદી દેશોના યુવકોમાંય આ અસંતોષ ફેલાયેલો છે એવું લાગે છે. તેથી વર્તમાન ઐતિહાસિક પરિસ્થિતિની એ માંગ છે કે આ બન્ને શક્તિઓથી અલગ એવી કોઈ ત્રીજી શક્તિનો આશ્રય લેવામાં આવે.

બીજી વાત, ભૂતકાળના પ્રયોગોના અનુભવો પરથી આજની પેઢીને માટે એ શક્ય છે કે પહેલાંની ભૂલોનું પુનરાવર્તન ન થાય. પ્રેમ વગેરેની શક્તિએ અગાઉના જમાનામાં એક મોટી થાપ ખાધી હતી કે તેણે રાજ્યનો આશ્રય લઈને પોતાનો પ્રસાર કરવાનું ઇચ્છ્યું. પરિણામ ઊલટું જ આવ્યું. પ્રેમ-શક્તિ પર દંડ-શક્તિ, અહિંસા-શક્તિ પર હિંસા-શક્તિ તથા કરુણા-શક્તિ પર કાયદા-શક્તિ સવાર થઈ ગઈ અને વિનાયકનો વાનર બની ગયો. આ અનુભવનો લાભ લઈને આપણે રાજ્યસત્તાથી અળગા રહી ત્રીજી શક્તિનો વિકાસ કરવો છે. એટલા માટે ગાંધીજીએ કહ્યું હતું કે અહિંસામાં શ્રદ્ધા રાખનારાઓએ રાજસત્તામાં ન જવું જોઈએ. અને તેટલા માટે વિનોબાજીએ લોકસેવકોને રાજકીય પક્ષોમાં જવાની સલાહ ન આપી અને રાજનીતિને બદલે લોકનીતિની કલ્પના મૂકી.

પાછલા અનુભવમાંથી એક વધારે બોધપાઠ શીખી શકાય છે. જ્યાં અગાઉના પ્રયોગકર્તાઓએ વ્યક્તિગત જીવન તથા ધર્મ-સંઘો (રિલીજિયસ ઓર્ડર્સ) સુધી પ્રેમાદિ શક્તિને મર્યાદિત કરી,

ત્યાં આપણે સંકલ્પપૂર્વક સમાજના તમામ વ્યવહારો તથા સંસ્થાઓમાં તે શક્તિની પ્રતિષ્ઠા કરવી છે, અને તે મુજબ પ્રેમાધારિત અહિંસક સમાજનું નિર્માણ કરવું છે. તે માટે સમાજમાં જે અપ્રત્યક્ષ હિંસા નિહિત છે, તેને ઉખેડી કાઢવી, એ પ્રત્યક્ષ હિંસાને અટકાવવા કે શાંત કરવા કરતાં યે વધારે મહત્ત્વ ધરાવે છે એ સદાયે ધ્યાનમાં રાખવાનું છે.

ત્રીજી વાત, જ્યારે પાછલા અનુભવોને ધ્યાનમાં રાખી આપણે વિચાર કરીએ છીએ તો એવા નિર્ણય ઉપર અવાય છે કે જો અગાઉની ભૂલોનું પુનરાવર્તન ન કરવું હોય તો આપણાં બધાં કામોનો આધાર વિચાર-શાસનને બનાવવો પડશે, અને કર્તૃત્વ-શક્તિનું પૂર્ણ વિભાજન કરવું પડશે. લોકોને વિચાર સમજાવવો, સમજાવીને તેમના પૂર્વગ્રહોને બદલવા તથા તેમની વ્યક્તિગત તથા સામૂહિક કર્તૃત્વ-શક્તિને જાગૃત કરવી, એ જ આપણો ખરો રસ્તો હોઈ શકે. અને વિચાર કરતાં એવી પ્રતીતિ થાય છે કે આ પદ્ધતિથી સામાજિક ક્રાંતિનો પ્રયાસ કરવામાં આવે તો જ્યાં અગાઉના પ્રયોગો નિષ્ફળ ગયા, ત્યાં નવા પ્રયોગો સફળ થઈ શકે. એમ તો આદર્શ અને વ્યવહાર વચ્ચે જે અનિવાર્ય અન્તર રહી જાય છે તેટલું તો રહેશે જ, સીધી લીટીની વ્યાખ્યા અને પાતળામાં પાતળી રેખા વચ્ચે રહે છે તેમ.

ચોથી વાત, આધુનિક કાળમાં ગાંધીજીએ આ ત્રીજી શક્તિનો સમાજના સ્તરે જે વ્યાપક પ્રયોગ દક્ષિણ આફ્રિકામાં તથા ભારતમાં કર્યો, તેણે પણ આપણને મહત્ત્વપૂર્ણ પાઠ શિખવાડ્યા છે. આ બધા પાઠ આપણે માટે નવા છે, જે અગાઉના પ્રયોગો વખતે મળ્યા નહોતા. છેલ્લે વિનોબાજીએ પણ જે વ્યાપક પ્રયોગો કર્યા છે તેમાંથી પણ આપણને કેટલાક નવા પાઠો શીખવા મળ્યા છે, જેનાથી હવે પછીના પ્રયોગકર્તાઓને ખાસ્સી મદદ મળશે.

આ કેટલાંક કારણો છે જેને લીધે હું માનું છું કે જે કાર્યમાં મહાવીર, બુદ્ધ, ઈશુ સફળ ન થઈ શકયા તેમાં આજે આપણા જેવા સામાન્ય માનવો સફળ થઈ શકીશું, જો આપણે વિચારપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક પ્રયાસ કરીશું તો. વિનોબાજીનાં આ પ્રવચનો જે છેલ્લાં ૧૮ વર્ષોમાં ( સન ૧૯૫૦ થી ૧૯૬૮ ) અપાયાં છે, તે આ પ્રયાસમાં જોડાયેલા તમામ સાધકો માટે અત્યન્ત ઉપયોગી પુરવાર થશે. આ સંગ્રહને પ્રસિદ્ધ કરીને પ્રકાશકોએ આપણી ઉપર ઘણો ઉપકાર કર્યો છે.

સોખોદેવરા, ૧-૯-૬૯ — જયપ્રકાશ નારાયણ

## અનુક્રમ

૧

# ગાંધીજી અને સામ્યવાદ

સૃષ્ટિ તો સદાયે અનાદિ કહેવાઈ જ છે. પણ જે પૃથ્વી પર આપણે રહીએ છીએ તેનેય ઓછામાં ઓછાં બસો કરોડ વર્ષ થઈ ગયાં છે એવો પુરાણકારોનો તેમ જ હાલના વિદ્વાનોનો મત છે. કહે છે કે પહેલાં પૃથ્વી નિર્જંતુક—જીવસૃષ્ટિ વિનાની— હતી. સૂર્યના જેવો એ એક સળગતો ગોળો હતી. પછી ઠંડી પડતાં પડતાં જ્યારે તે જીવનયોગ્ય બની ત્યારે તેમાં જીવસૃષ્ટિ પેદા થઈ. સૂક્ષ્મ જીવોથી શરૂ થઈ આગળ વધતાં વધતાં મનુષ્યનો આવિર્ભાવ થયો. તેનેય પાંચ દસ લાખ વર્ષ થઈ ગયાં એમ વૈજ્ઞાનિકોનું કહેવું છે. માનવના આટલા મોટા જીવનપ્રવાહમાં સો-બસો વર્ષનો શો હિસાબ? પણ ગયાં સો-બસો વર્ષ આપણે માટે એટલાં મહત્ત્વનાં થઈ ગયાં છે કે માનવીનો અર્ધાથી પણ વધારે ઇતિહાસ આ સો-બસો વર્ષમાં જ સમાયેલો છે એમ આપણને લાગે છે.

### વર્તમાનનો અખંડ મહિમા

ચાલુ સમય ક્યારેય પણ મહત્ત્વનો જ હોય છે. ભૂતકાળનું તે ફળ છે. ભવિષ્યનું બીજ છે. બંને બાજુએ તેનું મહત્ત્વ અદ્વિતીય જ ગણાય. ભૂત અને ભવિષ્યનો

સંધિકાળ હોવાને લઈને તે સ્વાભાવિક રીતે જ ક્રાંતિનો કાળ ઠરે છે. પછી તે ક્રાંતિ જન્મદાતા નીવડે કે મૃત્યુદાતા, વૃદ્ધિ કરનારી કે ક્ષય કરનારી. ચાલુ ક્ષણ ક્યારેય પણ ક્રાંતિની ગણાય એટલું જ નહીં, તે " न भूतो न भविष्यति " જ હોય છે. આપણે જોઈએ છીએ કે સાઠ પાંસઠ વર્ષથી કૉંગ્રેસ લગભગ દરેક વર્ષે ભરાય છે. પણ 'આ વેળા' ની કૉંગ્રેસ અનેક કારણોને લઈને સદાય અપૂર્વ અને કટોકટીની મનાય છે કે નહીં ? એટલું જ શા માટે, ઘરમાં બનતો નાનો દાખલો જ લો. કોઈ પણ માતાને પોતાના બાળકનું દર્શન થાય છે, ત્યારે તેને તે પહેલાં બીજી કોઈ માતાને આવું દર્શન થયું નહીં હોય એમ લાગે છે કે નહીં ? હમણાં હમણાં હું ઘણી માતાઓને કહેતાં સાંભળું છું કે, " મારા છોકરા માટે એવું કંઈક નામ બતાવો કે જે આજ સુધી કોઈ પણ છોકરાનું રાખેલું ન હોય. "

મતલબ કે ચાલુ સમય નિઃસંશય ક્રાંતિનો જ નહીં પણ અપૂર્વ ક્રાંતિનો હોય છે. એક ભાઈએ કહ્યું, " અમને હવે તમારો शांतिः शांतिः शांतिः નો ઘોષ નથી જોઈતો. હવે અમે क्रांतिः क्रांतिः क्रांतिः એમ ત્રણ વાર ઉદ્ઘોષ કરવાના છીએ. " મેં કહ્યું : " ભાઈ, એક જ વખત ક્રાંતિનો ઘોષ કરશો તો ઠીક. ત્રણ વખત ઘોષ કરવાથી મૂળ વસ્તુથી પણ પાછળ જઈને બેસશો. શાંતિ માટે તેવી કોઈ ધાસ્તી નથી. તે કાયમની જૂની છે. ક્રાંતિ જૂની થઈ એટલે વાસી બની. આથી ત્રણ વખત બોલવામાં કંઈ જ સાર નથી. એક જ વખત ક્રાંતિ બોલી પછી તેનું નામ ન લેવું. "

ચાલુ સમયનું મહત્ત્વ પાછલા સમયમાં ક્યાંથી આવે ? તે જૂનો સમય જે વખતે ચાલતો હશે તે વખતે તેનું અપૂર્વ

મહત્ત્વ હશે એ જુદી વાત છે. તેમાંયે જો ચાલુ સમય દુઃખભર્યો હોય તો તેની અપૂર્વ કીમત હોય છે. દુઃખનો સમય સદાને માટે લાંબો હોય છે. દુઃખનો એક પ્રસંગ સુખના અનેક પ્રસંગો પચાવીને પોતાની મહત્તા ઠઠારે છે. સુખના અનેક પ્રસંગો વિસ્મૃતિના પેટાળમાં હજમ થઈ જાય છે. દુઃખનો પ્રસંગ ભૂલવો એટલે તેથી વધારે દુઃખનો પ્રસંગ આવે ત્યારે જ તે બની શકે. દુઃખને ભૂંસી નાખવાની શક્તિ સુખમાં નથી. ઊલટું સુખથી તેની યાદ વધારે ખૂલે છે. દુઃખને ભૂંસવાનું કામ તીવ્ર દુઃખ જ કરી શકે. ગયાં સો દોઢસો વર્ષનો આપણો ચાલુ જમાનો અને તેમાં પણ તે દુઃખનો જમાનો. પછી આપણી દૃષ્ટિએ માનવનો બધો ઇતિહાસ તે જ રોકીને બેસે તેમાં નવાઈ શી?

### જેલનાં વિદ્યાપીઠો

આજના જમાનાને દુઃખભર્યો કહેવો પડે એવી કઈ ઘટના આ જમાનામાં થઈ? સુખનાં સાધન વધ્યાં, આરામ અને ઉપભોગની ચીજોના ઢગલા નિર્માણ થયા, એ જ એ ઘટના છે, જેણે આટલાં બધાં દુઃખને જન્મ આપ્યો છે. સુખ અને દુઃખ પરસ્પર વિરોધી કહેવાય છે, પણ તે એકબીજાનાં માબાપ છે. સુખ દુઃખને જન્મ આપે છે, દુઃખ સુખને. બીજો જન્મ થવાનો હશે ત્યારે થશે, પણ અત્યારે તો પહેલો જ જન્મોત્સવ ચાલુ છે. એકલા સુખ પાછળ કેટલી ઉપાધિ ને કેટલી મુસીબતો! સુખ આવ્યું કે તેની વહેંચણીનો કેટલો મોટો પ્રશ્ન? દુઃખ માટે તેવી કંઈ જ પીડા નહીં! તેને ભલે કોઈ રાજીખુશીથી પૂરું ઉઠાવી લે, ભલે કોઈ ખુશીની સાથે એકલો જ ભોગવી લે. તેના તરફ કોઈની નજર જતી નથી. કોઈ મહાત્માની કે મહામૂર્ખની જાય તો તે અપવાદ

સમજવો, "स महात्मा सुदुर्लभः" (એવો મહાત્મા બહુ દુર્લભ). આપણા આ આજના જમાનાએ સુખના રાશિ નિર્માણ કરી, તેના ભાર નીચે આખી દુનિયાની સામાન્ય જનતાને કચડી નાખી છે. ખાંડની ગૂણો બળદની પીઠ પર લદાઈ અને તે માલિકના પેટમાં ગઈ. માલિકનું પેટ ખાઈ ખાઈને બગડયું. બળદની પીઠ ભાર વહેતાં વહેતાં તૂટી. જે ખાંડ નિ:સંશય ગળી જ ગળી છે તેણે આવો ચમત્કાર કરી બતાવ્યો! સુખની વહેંચણીમાં કોઈએ સિંહનો ભાગ માગ્યો, કોઈએ શિયાળનો. ઘેટા માટે કંઈ જ બચ્યું નહીં. ઊલટું તે પોતે જ બેઉ વચ્ચે વહેંચાઈ ગયું! અસંખ્ય લોકોને રડાવનારી આજના જમાનાની આ હાસ્ય-કથા છે! તેમાંથી છૂટવું શી રીતે, એ જ અત્યારે બધાની સામે પ્રશ્ન છે. તે માટે અનેક ચળવળો, ખળભળાટો અને હાયવરાળો ચાલુ છે.

૧૯૩૦-૩૨ ના સમયની પેલી જેલો! જ્યાં ત્યાં સત્યાગ્રહી કેદીઓથી ખીચોખીચ ભરાયેલી! લોકોનાં ટોળાંઓએ ચોરોને છોડીને ઈશુ ખ્રિસ્તને ક્રૉસ પર ચડાવવા ફરજ પાડી એવી વાત બાઈબલમાં આવી છે. તે જ પ્રમાણે એ વખતમાં સરકારે અનેક ચોર કેદીઓને છોડી સત્યાગ્રહીઓને જેલોમાં સમાવ્યા. આવાં ભરેલાં ઘરોમાં કયા કયા બનાવો બન્યા–ન બન્યા તેની કથા તે બધું ઘોળીને પોતાના ઉદરમાં સમાવી દેનાર આકાશને જ પૂછવી જોઈએ. ઘણા લોકો ફલ-જ્યોતિષના છંદમાં પડ્યા. બધા ક્યારે છૂટશે તેના વર્તારા કાઢવા લાગ્યા. એક પછી એક વર્તારો ખોટો પડે તોયે નિરાશા ન બતાવતાં પોતાના અભ્યાસને પાકો કરવા લાગ્યા. પણ નિરાશા દેખાડે નહીં તોયે તે છુપાઈ શકે એમ નહોતી. સો

વર્ષની લડાઈનું વર્ણન અમે ઇતિહાસમાં વાંચેલું હતું ખરું. પણ એક એક મહિનો અમને ભારે પડવા લાગ્યો. છેવટે કેટલાક લોકો ધર્માનુષ્ઠાન તરફ વળવા લાગ્યા, કેટલાકે પાકશાસ્ત્રના પ્રયોગ શરૂ કર્યા, કેટલાકે બંને ઉદ્યોગોનો સમન્વય સાધ્યો. આવા જ બીજા કેટલાક ઉદ્યગો અનેક જણે શોધી કાઢ્યા. આટઆટલું કર્યા છતાં બધી સંખ્યા પૂરી થઈ નહીં. કેટલાક લોકો નકામા બાકી રહ્યા જ. તેમણે પછી ભારતનાં અને સંસારનાં દુઃખોના શા ઉપાયો થઈ શકે તે વિષે બુદ્ધ ભગવાનના ઉત્સાહથી ચિંતન કરવા માંડ્યું.

ગાંધીજીએ બતાવેલે રસ્તે જ આ કોયડો છૂટશે એવો જેમણે શ્રદ્ધાથી નિર્ણય કર્યો હતો તેઓ પોતાના દોષો તપાસવા લાગ્યા. તે કહેવા લાગ્યા : “ રસ્તો તો આ જ સાચો છે. પણ આપણાં પગલાં જ સીધાં પડતાં નથી. અહીં જ જુઓ ને ! આપણે જેલમાં આવ્યા તો સત્યાગ્રહી બનીને, પણ ચોરી કરીને બહાર સંદેશા મોકલીએ છીએ. એટલું જ નહીં, પણ જરૂરની વસ્તુઓ પણ ચોરીથી મેળવીએ છીએ. આ આપણું સત્ય છે ! અને આગ્રહશક્તિ આપણી એટલી છે કે બે ચાર માસ પણ ભારે પડી રહ્યા છે ! આવા આપણે નામના સત્યાગ્રહી છીએ. આવાં ભાંગ્યાં-તૂટ્યાં સાધનોથી સફળતા શી રીતે મળે ? માટે જ આજે આપણને જે એકાંતનો લાભ મળ્યો છે તેનો ફાયદો ઉઠાવી જરૂરી ગુણવિકાસ કરવો જોઈએ. ” આમ કહી એ લોકો સંયમનું આલંબન લઈ, જેલનું કામ પૂરું કરી, તે ઉપરાંત જેલમાં કાંતવાનું, પીંજવાનું, વણવાનું ને ભંગીકામ પણ કરવા લાગ્યા.

બીજા કેટલાકને આ અંતર્વૃત્તિ ગળે ઊતરી નહીં. “ સત્ય અને અહિંસાનું ઝીણવટથી આચરણ કરવાની વાત તમે

રાજકીય લડતમાં કરો છો. પણ તમે જ કહો કે જગતના ઇતિહાસમાં આટલી રાજકીય લડાઈઓ થઈ, તેમાંથી એક પણ દાખલો એવો છે કે જેમાં આપણે આજે જે સંયમ પાળીએ છીએ તેથી વધારે સંયમ પળાયો હોય? અહિંસક લડાઈની સફળતા માટે જો મનુષ્યનો સર્વસામાન્ય સ્વભાવ જ બદલવાની જરૂર હોય તો અહિંસક લડાઈ મૃગજળ જ ઠરશે. સદ્દગુણોની વૃદ્ધિ કરી કરી તમે બધી પ્રજાને ક્યાં સુધી ત્યાગના બોધપાઠો આપી શકશો? દુર્જનનું હૃદયપરિવર્તન ક્યારે થશે? અને આ રીતે પ્રજાનાં દુઃખ ક્યારે ફીટશે? નજીકના ભવિષ્યમાં આ વસ્તુ બનશે ખરી કે? બીજો કોઈ માર્ગ દેખાયો નહીં માટે અમે ગાંધીજીનો માર્ગ લીધો. રસ્તો સારો તો છે પણ જો તે ધ્યેય પર પહોંચાડી શકે તેમ ન હોય તો શું તે સારો છે માટે જ તેના પર ચાલતા રહેવું? બીજી તરફ રશિયાને જુઓ. જોતજોતામાં ત્યાં કેટલી ક્રાંતિ થઈ ગઈ. દેશની કાયા જ તેણે પલટાવી નાખી. અને હવે તે આખા જગતને ગળી જવાની ઉમેદ ધરાવે છે. અને આપણે તો અહીં સત્ય, અહિંસાના અને જેલના નિયમોના સકંજામાં ફસાઈ પડ્યા છીએ, એથી શું વળવાનું છે? ચાર મહિના પણ ધીરજ રાખી શકતા નથી એમ કહો છો. પણ દેશમાંના બધા કાર્યકર્તાઓ મહિનાના મહિના જેલમાં સબડ્યા કરે છે તે શું નાનીસૂની વાત છે? તેમાંયે જો બહાર કાંઈ ચાલ્યા કરતું હોત તો જુદી વાત હતી. પણ બહાર તો બધે સૂમસામ અને અહીં સંયમ પાળતા બેઠા છીએ!! શું બહારના સૂમસામ અને અમારા સંયમમાંથી સ્વરાજ્ય પેદા થવાનું છે? માટે આપણે માર્ગ જ ભૂલ્યા છીએ એમ સમજીને

આત્મસંશોધનમાં પડવાને બદલે માર્ગસંશોધન પર લાગવું જોઈએ. આપણો આત્મા તો જેવો જોઈએ તેવો જ યોગ્ય છે." આમ કહી આ મંડળીએ સમાજવાદી અને સામ્યવાદી સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. પ્રલયકાળમાં પૃથ્વી જળમય થતાં એકલા બચેલા માર્કણ્ડેય જે રીતે અફાટ સાગરમાં તરતા રહે છે, તે પ્રમાણે જેલના આ એકાંતવાસમાં આ તરુણ વર્ગ સમાજવાદી અને સામ્યવાદી સાહિત્યના સાગરમાં તરવા લાગ્યો.

અને સાચે જ, આ સાહિત્ય કોઈ જગ્યાએ ઊંડું તો કોઈ જગ્યાએ છીછરું છતાં સમુદ્રના જેવું અપરંપાર છે. થોડા ભાઈઓએ માર્ક્સકૃત કૅપિટલના ઊંડા દરિયામાં ડૂબકી મારી. ઘણાઓ રશિયામાંથી બહાર પડેલાં, સાધારણ ઊંડાણવાળાં, પ્રચારક સાહિત્યમાં જ મજ્જન કરવા લાગ્યા. વારંવાર ગમે તેટલી પુનરુક્તિ થાય તેની પરવા ન કરતાં સાહિત્યનો સતત પ્રચાર કરતા રહેવાનો અદમ્ય ઉત્સાહ પ્રાચીન પૌરાણિકો પછી આજ સુધી કૉમ્યુનિસ્ટો સિવાય બીજા કોઈએ બતાવ્યો નહીં હોય. સાંભળનાર અને વાંચનાર કેટલુંયે ભૂલી જાય છતાં તેની બુદ્ધિમાં કંઈક ને કંઈક સંસ્કાર રહી જ જવાનો,—આવી શ્રદ્ધા તે પ્રાચીન ઋષિઓની તેમ જ આ આધુનિક ઋષિકો (રશિયનો—રીંછ-પુત્રો)ની! મર્યા પછી કોઈએક સ્વર્ગ મળે છે એવી કલ્પના પર પુરાણનો વાચક ઊડતો રહે છે, અને રશિયામાં કોઈએક સ્વર્ગ આવ્યું છે એ કલ્પનામાં અમારી આ મંડળી આ વિશાળ સમાજવાદી સાહિત્યના અભ્યાસનું કષ્ટ વેઠતી. ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહના સમયે જેલમાં એક કૉમ્યુનિસ્ટ મિત્ર મને કહેવા લાગ્યા: "તમે કૉમ્યુનિસ્ટ

સાહિત્ય હજુ વાચ્યું નથી લાગતું, તે વાંચવું જોઈએ." મેં કહ્યું : "હું કાંતવા બેસું છું તે વખતે તમે જ મને વાંચી સંભળાવો." તે વખતે તેમણે પોતાની દૃષ્ટિએ ચૂંટેલું સાહિત્ય મને વાંચી સંભળાવ્યું. તે પહેલાં માર્કસનું कॅपिटल જે આ નવીન વિચારોની સંહિતા છે, તે હું બહાર હતો ત્યારે જ ફુરસદે વાંચી લીધું હતું. તેથી તેમણે જે વાંચી સંભળાવ્યું તે સમજવામાં મને મુશ્કેલી પડી નહીં. રોજ કલાક-દોઢ કલાક સાંભળતો. કેટલાક મહિના આ કાર્યક્રમ ચાલ્યો. તેમણે વાંચી સંભળાવેલું સાહિત્ય ચૂંટેલું હતું છતાં પણ તેમાંની પુનરુક્તિઓની મારા પર ખૂબ છાપ પડી છે. આપણા યુવાનોનાં મન આ પુનરુક્તિઓના દોષથી કંટાળ્યાં નથી પણ ઊલટાં તરબોળ થયાં છે એમાં કંઈ નવાઈ નથી.

### બે નિષ્ઠાઓ

ગુણવિકાસ અને સમાજરચના આ બે એકાંતિક નિષ્ઠાઓ પુરાણ કાળથી હજુ સુધી ચાલુ જ છે. ગુણવિકાસવાદી કહે છે : "ગુણોને લઈને જ આ જગત ચાલે છે. માણસનું જીવન પણ આવું જ ગુણપ્રેરિત છે. ગુણોનો જેમ જેમ વિકાસ થાય છે તેમ તેમ સમાજનું ઘડતર સહેજે બદલાતું જાય છે. માટે સજ્જનોએ પોતાનું બધું લક્ષ ગુણવિકાસ પર કેન્દ્રિત કરવું જોઈએ. સમાજરચનાના ફંદમાં પડવું તે નકામો અહંકારનો વળગાડ છે. "जगद्व्यापारवर्जम्"— જગત ના (ઉત્પત્તિ વગેરેના) વ્યાપારના અપવાદ છોડીને— આ ભક્તોની મર્યાદા છે. અહિંસા, સત્ય, સંયમ, સંતોષ, સહકાર વગેરે યમનિયમોની નિષ્ઠા દૃઢ કરવી, આ ગુણો પોતાના રોજના વ્યવહારમાં ઉત્તરોત્તર પ્રગટ થાય તે માટે પ્રયત્ન કરવો એટલું જ આપણું કામ છે. આટલું કરીએ તો બાકીનું

બધું આપોઆપ થશે. બાળકને ' દૂધ પિવડાવ ' એમ માતાને કહેવું પડતું નથી. દુઃખ પડે એટલે રડવું એ નાના બાળકને શીખવવું પડતું નથી. વાત્સલ્ય હશે તો દૂધ આપોઆપ પિવડાવાશે. દુઃખ હશે તો સહેજે રડાશે.

આ એક નિષ્ઠા છે. તે બધા સંતોના હૃદયમાં સહજ સ્ફૂર્તિથી રહે છે. ગીતામાં દૈવી સંપત્તિના ગુણ અને જ્ઞાનના લક્ષણની જે યાદી આપી છે તેના એક એક ગુણ અને લક્ષણ પર જ્ઞાનદેવે જે રસાળ વિવેચન કર્યું છે તેના મૂળમાં આ જ નિષ્ઠા છે.

તેથી બિલકુલ ઊલટું કૉમ્યુનિસ્ટોનું તત્ત્વજ્ઞાન છે. તેઓ કહે છે : " જેને તમે ગુણવિકાસ કહો છો તે થાય છે જો કે ચિત્તમાં, પણ તે ચિત્તે કરેલો હોતો નથી, પણ પરિસ્થિતિએ કર્યો હોય છે. ચિત્ત જાતે જ પરિસ્થિતિ પ્રમાણે બનેલું હોય છે. ' भौतिकम् चित्तम् ' ( ચિત્ત ભૌતિક પદાર્થ છે ). નાના બાળકને દાઢીમૂછ રાખનાર બાવાની બીક લાગે છે, તેનું કારણ તેની માને દાઢીમૂછ નથી હોતાં, તે સિવાય બીજું શું છે ? જો તેની માને દાઢીમૂછ હોત તો બડમૂછાનો વેશ જોઈને બાળક ગભરાત. દુઃખ થાય તો સહેજે રડવું આવે છે એમ કહો છો, પણ સોય ભોંકીએ તો દુઃખ પણ સહેજે થાય. ચિત્ત કંઈ સ્વતંત્ર પદાર્થ છે શું ? સાચું પૂછતાં તે સૃષ્ટિનું એક પ્રતિબિંબ માત્ર છે, છાયારૂપ જ છે. છાયાના નિયમનથી વસ્તુનું નિયમન થાય કે વસ્તુના નિયમનથી છાયાનું થાય ? રાત્રે ગાઢ નિદ્રા આવે તો ચિત્ત પ્રસન્ન થાય છે અને સત્ત્વગુણ પ્રગટે છે. ત્યાર બાદ થોડા વખત પછી ભૂખ લાગે છે, એટલે રજોગુણ જોર કરે છે, અને જમ્યા કે તરત તમોગુણ વધે છે, તો પછી ગુણોનો શા માટે મહિમા ગાઓ છો ?

યોગ્ય પરિસ્થિતિ નિર્માણ કરી દો એટલે યોગ્ય ગુણોનો ઉદય થશે જ. માટે પરિસ્થિતિને બદલો, ને તે પણ જલદીમાં જલદી અને ગમે તે રીતે બદલો. મનોવૃત્તિની જાળ ગૂંથતા ન બેસો. મનુષ્યનું મન જે છે તે છે. તે કોઈ રીતે પશુનું મન થવાનું નથી, અને કલ્પનાના દેવો જેવું યે બનાવી શકાતું નથી. તે પોતાની મર્યાદામાં જ રહે છે. પરિસ્થિતિ સુધરે તો થોડું઼ઘણું સુધરશે અને બગડે તો થોડુંઘણું બગડશે. તેની ચિંતા ન કરો. સમાજ-રચનાને બદલવા હિંસા કરવી પડે માટે 'સદ્‌ગુણ મરી ગયો રે!' કહીને રડવા ન બેસો. ખરાબ રચનાનો નાશ થયો એટલું જ સમજો. તે માટે કરવી પડેલી હિંસા સામાન્ય હિંસા ન ગણાય. તે તો એક ઊંચી કક્ષાની હિંસા કહેવાય. તેવી હિંસાને એક સદ્‌ગુણ જ સમજવો જોઈએ. આ સમજશો તો તમારો યોગ્ય ગુણવિકાસ થશે."

આ થયા બે છેડા. આ બેની વચ્ચે બીજા બધાને બેસવાનું છે. દરેક પોતપોતાની સગવડ પ્રમાણેની જગ્યા જોઈને બેસે છે. કોઈ કહે છે: "સમાજરચના બદલવાનીયે જરૂર છે એની ના નથી, પણ ખાસ ગુણોના વિકાસ સાથે જ તે થવું જોઈએ. સમાજમાં કેટલાંક સ્થિર મૂલ્યો હોય છે તે ગુમાવીને અમુક એક સમાજરચના સિદ્ધ કરવાની ઉતાવળ કરવામાં नाहे कारण मूल गँवायो— વ્યાજના લોભમાં મૂળ રકમ ખોવા જેવું થાય. સમાજરચના એ કંઈ શાશ્વત વસ્તુ નથી. દેશકાળ પ્રમાણે તે બદલાશે અને બદલવી જોઈએ. કાયમ માટે એક સમાજરચના કરી લઈએ અને પછી નિરાંતે ઊંઘીએ એમ થઈ શકવાનું નથી. સમાજરચનાને દેવી કરીને બેસાડવામાં કંઈ જ સાર નથી. વળી, સમાજરચના કરશે

પણ કોણ ? મનુષ્યો જ ને ? તો જેવા મનુષ્યો હશે તેવી જ તે બનશે. માટે સૌજન્યની મર્યાદા સંભાળીને, એટલું જ નહીં બલ્કે ઉત્તમ સૌજન્ય રાખીને, સૌજન્ય વધારીને સૌજન્યના બળથી જ સમાજરચનામાં પલટો લાવવો જોઈએ. આવો પલટો ધીરે ધીરે થાય તો પણ તેની ચિંતા કરવાની જરૂર નથી. ધીરે ધીરે ચાવીને ખાધેલું પચે છે પણ સારું. અને છેવટે એ ધીરી ગતિ જ જલદીમાં જલદી કાર્યસાધક નીવડશે. સૌજન્ય વધારવાની વાતો આપણે કરીએ તેનો અર્થ એ નથી કે આપણે દેવ બનવા માગીએ છીએ. તે અહંકાર આપણને ન જોઈએ. આપણે માનવ જ હોવાથી, સૌજન્યનો ગમે તેટલો વિકાસ કરીશું તોયે આપણને દેવ બની જવાની ધાસ્તી જ નથી. માટે જેટલો વધારેમાં વધારે ગુણોનો ઉત્કર્ષ સધાય તેટલો આપણે બેધડક સાધી લેવો. સમાજરચના સારી હોય તો સદ્ગુણોનો વધારો થવામાં મદદ મળે એ વાત ખોટી નથી. પણ સદ્ગુણોની યોગ્ય વૃદ્ધિ થાય તો જ સમાજરચના પણ સારી થાય એ તેથીયે વધારે મૂળભૂત વસ્તુ છે. સદ્ગુણનિષ્ઠા એ પાયો છે. સમાજરચના ઈમારત છે. પાયાને ઉખાડીને ઈમારત શી રીતે મજબૂત બનાવી શકાશે ? ”

ત્યારે બીજા કહે છે : “ સમાજરચના બદલવાનું કામ શાશ્વત મૂલ્ય સંભાળીને જ કરવું જોઈએ, સદ્ગુણનિષ્ઠા નીચે પડવા ન દેવી જોઈએ એ અમને પણ કબૂલ છે. પણ નૈમિત્તિક કર્મ માટે નિત્યકર્મ છોડવાં પડે છે, તે પણ ભૂલશો નહીં. તમે પ્રાર્થનાને નિત્યકર્મ સમજો છો. પણ તમારી પ્રાર્થના વખતે ક્યાંક આગ લાગે તો પ્રાર્થના છોડીને આગ હોલવવા જશો કે નહીં ? આગ હોલવ્યા પછી નિરાંતે

પ્રાર્થના કરશો. આ નિત્ય-નૈમિત્તિક-વિવેક કહેવાય. આવો જ વિવેક બધે કરવો પડે છે. ક્રાંતિ માટે હિંસાનાં સાધન વાપરવાં જ જોઈએ, હિંસા સિવાય ક્રાંતિ થઈ શકતી જ નથી, એમ કૉમ્યુનિસ્ટોની જેમ અમે માનતા નથી. હિંદુસ્તાન જેવા દેશમાં અને લોકશાહી રાજ્યમાં હિંસક સાધનનો ઉપયોગ કર્યા વિના માત્ર મતદાનના બળ પર રાજ્યક્રાંતિ કરી શકાશે એવો અમને વિશ્વાસ છે. તે માટે લોકમત તૈયાર કરવામાં પાંચ પચીસ વર્ષ લાગે તો પણ અમને હરકત નથી. અમે ધીરજથી લોકમત તૈયાર કરતા રહેશું. પણ ધારો કે સત્તાધારી પક્ષ ચૂંટણીની પવિત્રતા રાખે નહીં, અને સત્તાનો દુરુપયોગ કરી ચૂંટણીઓ લડે તો એવે પ્રસંગે સાધનશુદ્ધિનો આગ્રહ રાખવો એટલે સદા માર ખાતા રહેવું એવો અર્થ થાય. માટે લાચારીથી ખાસ પ્રસંગે તેટલા પૂરતો બીજાં સાધનોનો ઉપયોગ કરવામાં અમને દોષ દેખાતો નથી, અમને તે નૈમિત્તિક ધર્મ લાગે છે. જોઈએ તો તમે તેને આપદ્ધર્મ કહો, પણ અધર્મ ન કહેશો એ જ તમને વિનંતી છે. તેટલાથી શાશ્વત મૂલ્યો ખોવાને કારણ નથી. કારણસર સ્ક્રૂ ઢીલો કરવો પડ્યો હોય તો તે પછી પાછો મજબૂત કરી શકાય. સત્તાની ફેરબદલી થતાં શાશ્વત મૂલ્યોને એથી પણ વધારે પાકાં કરી લઈશું. હલાવી હલાવીને ખૂંટો મજબૂત કરવો એમ કહે છે તે જ પ્રમાણે આ સમજો. અહિંસાના લાભ માટે જ આ કામચલાઉ હિંસાનો આશ્રય છે. નહીં તો અહિંસા જ આપણાથી દૂર જશે. ઝાડ જલદી વધે એટલા માટે તેની કાપકૂપ કરીએ છીએ કે નહીં? ઝાડના મૂળ પર ઘા કરવો એ એક વાત છે અને શાખાઓની કાટછાંટ કરવી એ બીજી વાત છે. પૂંજીવાદ, સામ્રાજ્યવાદ,

જાતિવંશવાદ— આ બધા વાદો અહિંસાના મૂળ પર જ પ્રહાર કરે છે. કૉમ્યુનિસ્ટોની ભારોભાર હિંસાની રીતને લઈને તેમનો પ્રહાર પણ અહિંસાની જડ પર જ પડે છે. જો કે તેમનો તેવો ઉદ્દેશ નથી હોતો પણ તેનું પરિણામ તે જ આવે છે. માટે અમે તેવી રીતોને સંમતિ આપી શકતા નથી. પણ વિશિષ્ટ ગુણોમાં નિષ્ઠાને નામે આખા સમાજની પ્રગતિ રોકી રાખવી અને ગરીબોની સતામણી લાંબો સમય ચાલવા દેવી તેમાં અમને ગુણનિષ્ઠાનો અતિરેક થતો લાગે છે. ઉપરાંત, પરરાજ્યનો હુમલો રોકવા માટે અને આંતરિક હુલ્લડ-બળવા શમાવવા માટે શસ્ત્રબળનો પ્રયોગ કરવો પડે તો અમારું એ કહેવું છે કે તેની ગણના હિંસામાં ન કરતાં તેને દંડધર્મ કહેવો જોઈએ. આટલો અપવાદ છોડી બાકી બધા પ્રસંગોમાં અહિંસાનાં સાધનો-નો આગ્રહ રાખવો બહુ જ જરૂરી છે, એમ અમે માનીએ છીએ. ”

સંતોની અને કૉમ્યુનિસ્ટોની ભૂમિકાઓ એ બે નૈષ્ઠિક ભૂમિકાઓ છે. તે બે વચ્ચેની આ બે ભૂમિકાઓને આપણે નૈતિક ભૂમિકા કહીશું. આમાંથી પહેલી નૈતિક ભૂમિકાનું આપણા દેશમાં ગૌતમ બુદ્ધ અને ગાંધીજીએ પ્રભાવશાળી રીતે પ્રતિપાદન કર્યું. બીજા પણ કેટલાક ધર્મસંસ્થાપકોએ તેનો આશ્રય લીધો છે. થોડાંક જ સ્મૃતિવચનોએ તેને માન્યતા આપી છે. બીજી નૈતિક ભૂમિકાનું પ્રતિપાદન અનેક સ્મૃતિકારોએ કર્યું છે. આજના સમયમાં હિંદુસ્તાનમાં ઘણાખરા કોંગ્રેસવાળા કે કોંગ્રેસના ઉપપક્ષોવાળા, અને રાષ્ટ્રીયતાનું અભિમાન રાખનારા લગભગ બધા સમાજ-વાદી આ ભૂમિકા પર જ રહેલા દેખાય છે. ગાંધીવાદી

કહેવડાવનારા પણ ઘણાખરા ફરી ફરીને છેવટે આ ભૂમિકાની નજીક જ રહે છે.

આ વિશ્લેષણ પ્રમાણે કિશોરલાલભાઈના આ પુસ્તકમાં ગાંધીજીની સત્યાગ્રહી નૈતિક ભૂમિકા અને કૉમ્યુનિસ્ટોની રચનાગ્રહી ક્રાંતિનિષ્ઠાની વચ્ચે તુલના કરવામાં આવી છે એવો અર્થ થાય છે.

### માર્ક્સ અને ગાંધી

મહાત્મા ગાંધી અને માર્ક્સ મહામુનિ— બંનેના વિચારોની તુલના કરવા કરતાં વધારે આકર્ષક વિષય આજના સમયમાં બીજો કયો હોઈ શકે? પાછલાં સો-દોઢસો વર્ષનું મનુષ્યસમાજનું જીવન ચાળી નાખીએ તો ઘણું કરીને છેવટે આ બે જ નામો હાથમાં રહી જશે. માર્ક્સના ઉદરમાં લેનિન સમાઈ જાય છે. ગાંધીજીની પાછળ ટૉલ્સ્ટૉયની છાયા ગૃહીત છે જ. આ બે વિચારપ્રવાહો એકબીજાને ગળી જવા માટે સામસામા ઊભા છે. આજે ઉપરથી તો સંસારના આંગણામાં રશિયાની આગેવાની નીચે સામ્યવાદ અને અમેરિકાની આગેવાની નીચે લોકશાહીના ઢાંકણ તળે છુપાયેલો પૂંજીવાદ પરસ્પર ભુજદંડ ઠોકતા ઊભેલા દેખાય છે. પરંતુ તપાસીને જોતાં આ બીજા નકલી દળમાં સત્ત્વ રહ્યું નથી. આથી લશ્કરી તાકાતના બળ પર તે ગમે તેટલી શેખી કરે, તો પણ કૉમ્યુનિસ્ટ પક્ષની હરીફાઈમાં તેનું અસ્તિત્વ રહ્યું જ નથી એમ જ હું તો સમજું છું. ઊલટું, ગાંધીવિચાર સંગઠિત રૂપે જો કે આજે ક્યાંય વ્યવસ્થિત થયેલો દેખાતો નથી છતાં તેમાં વિચારનું સત્ત્વ હોવાને કારણે કૉમ્યુનિઝમને તેનો જ સામનો કરવો પડશે. આવાં આ બે બળવાન દર્શનોની તુલના કિશોરલાલ-

ભાઈએ આ નાનકડી લેખમાળામાં કરી છે. વિષય અદ્યતન રસથી એટલો ભરેલો છે કે કિશોરલાલભાઈની વિશિષ્ટ પ્રકારની "નીરસવિશદ" વિવેચનશૈલી છતાં વાચકોથી એ પુસ્તક સંપૂર્ણ વાંચ્યા સિવાય રહી શકાશે નહીં. કિશોરલાલભાઈએ ગાંધી-વિચારદોહન પહેલાં જ કરી રાખેલું હોવાથી ગાંધી-વિચારનું આ પુસ્તકમાં તેમણે કરેલું વિશ્લેષણ અધિકૃત મનાશે. માકર્સવાદનું તેમનું વિશ્લેષણ એટલું અધિકૃત ન માનવામાં આવે તો પણ તે વાદને અન્યાય ન થાય, એટલી કાળજી તેમાં રાખેલી છે, એમ મને લાગે છે.

જગતની વાત છોડી દઈએ તોયે ઓછામાં ઓછું હિંદુસ્તાનમાં આજે ગાંધી-વિચાર અને સામ્યવાદની તુલના એક રોજની ચર્ચાનો વિષય બનેલો છે. દરેક જણ પોતપોતાની રીતે બંનેની તુલનાત્મક કિંમત આંકયા કરે છે. ગાંધી-વિચારની ચારે તરફ આધ્યાત્મિક તેજપુંજ દેખાય છે. સામ્યવાદની પાછળ શાસ્ત્રીય પરિભાષાનું મોટું પીઠબળ દેખાય છે. ગાંધીવિચારે ભારતની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું શ્રેય મેળવીને અવહેવારુપણાના આક્ષેપમાંથી છુટકારો મેળવી લીધો છે. સામ્યવાદે ચીન જેવા પુરાણપુરુષને તારુણ્ય આપી તાત્કાલિક શક્તિ દેખાડી આપી છે. આથી બની શકે એમ હોય તો બંને વિચારોનો મેળ કરવો એવી લાલસા કેટલાક પ્રચારકોના મનમાં ઊઠયા કરે છે. પછી 'ગાંધીવાદ એટલે હિંસાવર્જિત સામ્યવાદ' એવાં કેટલાંક સૂત્ર લેખાં રચવામાં આવે છે. વસ્તુતઃ આ બે વિચારોનો મેળ બેસી શકતો નથી. તેમનો વિરોધ છેક મૂળમાંથી છે. આ બંને એકબીજાનાં પ્રાણ હરવા ખડા છે, એ વાત આ નિબંધમાં આરસા જેવી સ્પષ્ટ થઈ છે.

એક વખત "ગાંધીવાદ અને સામ્યવાદમાં ફક્ત અહિંસાનો જ ફરક છે." એવી ચર્ચા ચાલી રહી હતી. મેં કહ્યું: "બે મનુષ્યો નાક, કાન, આંખની દૃષ્ટિએ બિલકુલ એકસરખા હતા. એટલા મળતા કે રાજકપટના કામમાં એકની જગ્યાએ બીજાને બેસાડી શકાય. ફરક એટલો જ હતો કે એકના નાકમાંથી શ્વાસ ચાલી રહ્યો હતો, જ્યારે બીજાનો બંધ પડી ગયો હતો. પરિણામ એ આવ્યું કે એકને માટે ભોજનની તૈયારી ચાલતી હતી, ત્યારે બીજાને માટે નનામી બાંધવાની." અહિંસાનું હોવું, ન હોવું— આવો એક "નાનકડો" ફરક બાદ કરતાં બચેલી સમાનતા આ પ્રકારની છે. કિશોરલાલભાઈએ તો નાક, કાન, આંખમાં પણ ફરક દેખાડી આપ્યો છે. ભલે ઉપરઉપરથી તે ગમે તેટલાં સમાન દેખાતાં હોય પણ જેનો શ્વાસ ચાલી રહ્યો છે અને જેનો નથી ચાલી રહ્યો તેનાં નાક, કાન અને આંખોમાં પણ ફરક પડયા સિવાય કેવી રીતે રહે?

સામ્યવાદ એ એક દેખીતી રીતે આસક્તિનો (રાગદ્વેષાત્મક) વિચાર હોવાથી તેના તાત્ત્વિક પરીક્ષણની મને કોઈ દિવસ જરૂર લાગી નહીં. જો કે એ લોકોએ તેની ચારે બાજુ એક લાંબીપહોળી તત્ત્વજ્ઞાનની ઈમારત ઊભી કરી દીધી છે, છતાં તત્ત્વજ્ઞાન તરીકે એમાં કશો સાર નથી. કારણ કે તેમાં 'ઉભારણી' (ઊભું કરવાપણું) નથી પણ 'ભારણી' (દાબીને બેસાડી દેવાપણું) છે. એ કમળાવાળાની દૃષ્ટિ છે. દા૦ ત૦ 'સંઘર્ષ' નામના એક પરમતત્ત્વને આ લોકો માને છે. સર્વત્ર સંઘર્ષ સિવાય આ દુનિયામાં બીજું કંઈ છે જ નહીં. "नान्यत् अस्ति" એ એ વાદીઓનું બિરુદ જ હોય છે. જેમ પેલો પરમાણુવાદી કણાદ મરણ

સમયે, "पिलवः पिलवः पिलवः" (પરમાણુ, પરમાણુ, પરમાણુ) નો જપ કરતાં મર્યો, તે જ પ્રમાણે આ સંઘર્ષ-વાદીઓનું છે. નાના બાળકને માતાના સ્તનમાંથી દૂધ મળે છે; આ ચમત્કાર કેવી રીતે થયો? તેમની દૃષ્ટિએ તો એ એક મહાન સંઘર્ષ જ હોય છે.— માતાના સ્તનનો અને બાળકના મોઢાનો! હું તો આ દૃષ્ટાંત વિનોદમાં આપું છું પણ તે લોકો તો આને ગંભીરતાથી સ્વીકારી લેશે. સારાંશ કે આપણે જેને સહકાર સમજીએ છીએ તે પણ જો સંઘર્ષ જ છે, તો પછી પ્રતિકાર કેટલો મોટો સંઘર્ષ હશે? ડૉ૦ રઘુવીરની ભાષામાં કહીએ તો એ એક 'પ્રસંઘર્ષ' જ હશે. આવા એકાંતિક વિચારથી ભારેલા લોકો સાથે વાદ શો કરવો? તેમનું કુતૂહલ જ કરી શકાય. એમાં તત્ત્વજ્ઞાનને અનુસરી આચારમાર્ગની રચના કરવાની નથી, પણ નક્કી કરેલા આચાર પ્રમાણે તત્ત્વજ્ઞાન રચવાનું છે.

સૃષ્ટિનું મન થયું છે કે મનની સૃષ્ટિ થઈ છે, આવો વાદ પણ આ લોકો કર્યા કરે છે. સૃષ્ટિનું મન થયું છે— એ વિષયમાં ભ્રાંત મનુષ્ય સિવાય બીજા કોઈને સંદેહ નથી. જો મનની જ સૃષ્ટિ બની હોત, તો સૃષ્ટિકર્તા ઈશ્વરની કોને જરૂર પડત? પરંતુ સૃષ્ટિનું મન ભલે બન્યું હોય, છતાં સૃષ્ટિ અને મન બંનેથી અલગ આત્મા સિલકમાં રહી જાય છે. પણ તેનું તો અહીં ઠેકાણું જ નથી; અને કોઈ ઠેકાણું બતાવી દે, તો તે તુરત જ તેનો ઇન્કાર કરશે. શંકરાચાર્ય એવા મનુષ્યને કહે છે: 'ભાઈ રે, તારી જોડે મારે વાદ જ નથી. કારણ કે આત્માનો અસ્વીકાર કરનાર જે તું છે, તે તું પોતે જ આત્મા છે. જો તું તેનો સ્વીકાર કરીશ તો તારા સ્વીકારથી તે સિદ્ધ થશે. તું

તેનો અસ્વીકાર કરીશ તો તારા અસ્વીકાર કરવાથીયે તે જ સિદ્ધ થશે. "હું જાગું છું" કહેનારની જાગૃતિ જેટલી સહજ રીતે સાબિત થાય તે તેટલી જ "હું ઊંઘું છું" કહેનારની પણ સાબિત થાય છે. સૃષ્ટિ અને મન એ બંનેને આકાર આપનાર આ ત્રીજા આત્માનો વિચાર ન કરતાં સમાજરચનાના ચક્કરમાં પડવાને લીધે સદ્ગુણોનું સ્વતંત્ર મહત્ત્વ જ રહેતું નથી. જેને આપણે આધ્યાત્મિક સદ્ગુણ કહીએ છીએ તે એ લોકોની દૃષ્ટિએ ફક્ત અર્થશાસ્ત્ર (ભૌતિક પરિસ્થિતિ)ની ઊપજ છે.

આત્મશૂન્ય વિચારમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો સવાલ જ ઊભો થતો નથી. હજામતમાં કેટલા વાળ કપાયા તેની ગણતરી કોણ અને શું કામ કરવા બેસે? તેમ વ્યક્તિઓ આવે છે ને જાય છે, સમાજ નિત્ય ચાલે છે. માટે સમાજનું અસ્તિત્વ છે, વ્યક્તિ શૂન્ય છે, એટલું જ સમજી લેવાનું છે.

સગરપુત્રે જે રીતે ગંગાના મૂળ પ્રવાહ (ગંગોત્રી)ની શોધ કરી, તેમ આ તત્ત્વવેત્તાઓએ સંપૂર્ણ માનવ ઇતિહાસનો મૂળ પ્રવાહ શોધી કાઢયો છે. નિર્ણય એ આપ્યો છે કે જેવી રીતે બાણ છૂટી ગયા પછી તેની દિશા બદલી શકાતી નથી, ચોક્કસ દિશામાં જવાનું તેના નસીબમાં લખાયેલું જ છે, તેવી જ રીતની આપણી સ્થિતિ છે. પૂર્વ-ઇતિહાસના પ્રવાહે આપણા કાર્યની દિશા નક્કી કરી નાખેલી છે. આપણે માટે ક્રિયાસ્વાતંત્ર્ય રહ્યું નથી. પહેલાં લોહીની નદીઓ વહેશે, ત્યાર પછી દૂધ અને મધની નદીઓ વહેશે, અને છેવટે બધાંની તરસ છિપાવનાર શીતળ જળની નદીઓ દરેકના ઘર આગળથી વહેશે. આમ બધું પહેલેથી નક્કી થઈ ચૂકેલું છે. યુક્લિડની ભૂમિતિની માફક ક્રાંતિનું એક

સુવ્યવસ્થિત શાસ્ત્ર ઇતિહાસની સંપૂર્ણ તપાસ અને શોધખોળથી તેમને પ્રાપ્ત થયું છે. પહેલાં ક્રાંતિ ક્યાં ક્યાં થશે તેનું ભવિષ્યકથન પણ માર્ક્સે કરી રાખ્યું છે. જો કે તે સાચું નથી પડયું, પણ તે તો જ્યોતિષના ભવિષ્યકથનમાં થાય તેવી થોડી નજરચૂક જ થઈ છે. તેટલાથી ફલ-જ્યોતિષનું શાસ્ત્ર નિષ્ફળ ગણાતું નથી. યમરાજનું નોતરું જેમ ટાળી શકાય નહીં, તે પ્રમાણે ક્રાંતિનું ભવિષ્ય ટાળી શકાવાનું નથી. આમ હોવાથી તેમાં ભાગ લેવો, સાથ દેવો, એટલું જ આપણા હાથમાં છે. અને માત્ર એટલું જ આપણે કરવાનું છે.

આવી આ આત્યંતિક નિષ્ઠામાં ગાંધીવિચાર બેસી શકતો નથી, આ જણાવી દેવાની જરૂર લાગવાથી કિશોરલાલભાઈએ આ નાનકડો પ્રયત્ન કર્યો છે.

### બાંધ્યું શાસ્ત્ર અને મોકળી બુદ્ધિ

કહે છે કે વાલ્મીકિએ રામચરિત્ર અગાઉથી જ લખીને રાખ્યું હતું અને પછી રામ તે પ્રમાણે અક્ષરશઃ ચાલ્યા. આથી તેમને રતીભર પણ મુશ્કેલી ન પડી. ચોપડીમાં જોતા ગયા અને કરતા ગયા! પરિણામ પણ લખ્યું-લખાયેલું તૈયાર હતું. આથી તેની ચિંતા કરવાનું પણ કારણ રહ્યું નહીં. સામ્યવાદીઓની આવી સ્થિતિ છે. માર્ક્સે જે લખ્યું તે લેનિને કર્યું. આપણે પણ તેની પાછળ પાછળ ચાલતા રહી મુકામ પર પહોંચવાનું છે. માર્ક્સના લખવામાં અને લેનિનના કરવામાં કોઈ કોઈ જગ્યાએ તફાવતનો ભાસ થાય છે. તેટલી એકવાક્યતા કરીને દેખાડવાનો પ્રયાસ કોઈ કોઈ વખત કરવો પડે છે. તે પણ બહુ મુશ્કેલ કામ નથી. કારણ કે એ જાણીતું છે કે શ્રુતિવચન પ્રમાણે જ સ્મૃતિ હોવી

જોઈએ. આથી જો સ્મૃતિવચન વધારે સ્પષ્ટ હોય તો તે પ્રમાણે શ્રુતિનો અર્થ કરી લેવાથી કામ થઈ જાય છે. આટલું કર્યું કે બધી બાજુની 'લાઈન ક્લિયર' (રસ્તો સાફ)!

ગાંધી-વિચારની દશા બરાબર આથી ઊલટી! પેલી પાકી સંગીન ઇમારત, તો આનું બધું પોલું ભોંયરું! ગાંધીજીનાં વચનો જોઈએ તો તે વચનોનો પણ વિકાસ થયો છે. પછીનાં વચનો વિરુદ્ધ પહેલાંનું કોઈ વચન મળી આવે તો ગાંધીજી કહેશે કે એનો મેળ કરી આપવા ન બેસો. પછીનું વચન સાચું માની પહેલું છોડી દો એમ કહી તે છુટ્ટી લે છે. તેમની મોટામાં મોટી લડાઈમાંયે નહોતી કોઈ પૂર્વયોજના, ન તંત્ર, ન રચના. "મારે એક ડગલું બસ થાય" કહેનારને ભગવાન બે પગલાં બતાવે પણ શા માટે? વારુ, પછીના વચનનેયે પ્રમાણ માનવું કે? તો તેમનો જવાબ છે: "વચનપ્રમાણ માનો જ નહીં. તમારી પોતાની અક્કલ દોડાવો. જ્યાં સુધી હું છું ત્યાં સુધી મને પૂછો. મારા પછી તમે બધા સર્વ-તંત્ર-સ્વતંત્ર જ છો." આથી અનુયાયીઓમાં પણ કોઈનો કોઈ સાથે મેળ બેસતો નથી. એક સજ્જન વિનોદમાં બોલ્યા: "ગાંધીજી ગીતાભક્ત હતા અને તેમની નજીકના સાથીઓ પણ ગીતાભક્ત છે, અને દરેકે ગીતા પર કંઈ ને કંઈ લખ્યું છે. પણ કોઈ એકના ગીતાર્થનો બીજાના ગીતાર્થ સાથે મેળ ખાતો નથી." આ વિનોદને આપણે ભૂલી જઈએ, કારણ કે તેથી ગીતાના શબ્દોથી વ્યાપકતા પ્રગટ થવા સિવાય બીજું કંઈ સાબિત નથી થતું. પણ એ વાત તો સાચી જ છે કે જીવન વિષેના કોઈ પણ પ્રશ્ન પર, ખદ્દકે ખાદી જેવા સર્વોદય વિચારના મૂળભૂત

વિષય પર પણ, ગાંધીજીના બધા નજીકના સાથીઓ કોઈ એક જ નીતિ દર્શાવશે, એવી ખાતરી નથી. આથી જ્યારે કોઈએ ગાંધીજીને સૂચવ્યું કે તેમણે પોતાના વિચાર શાસ્ત્રીય પરિભાષામાં મૂકવા જોઈએ, ત્યારે તેમણે જવાબ આપ્યો કે : "એક તો મને તેમ કરવાનો સમય નથી, અને બીજું અત્યારે તો મારા પ્રયોગ ચાલી રહ્યા છે. તેમાંથી ધીમે ધીમે જ્યારે શાસ્ત્ર બને ત્યારે ખરું." તેમણે આપેલાં કારણો બિલકુલ યોગ્ય હતાં, પણ બીજા એક કારણસર પણ મને તેમનો જવાબ ગળે ઊતરી ગયો. શાસ્ત્રીય પરિભાષા રચવાથી થાય શું? એટલું જ કે તેનાથી વિરોધી શાસ્ત્રીય પરિભાષાને જવાબ મળે. પણ જે રીતે શસ્ત્રબળથી શસ્ત્રબળ ક્ષીણ નથી પડતું પણ વધ્યે જાય છે, અને એક કાયદામાંથી અનેક કાયદા પેદા થાય છે, તેવી જ રીતે એક પરિભાષાને બીજી પરિભાષા સાથે લડાવવામાં ખુલાસો થવાને બદલે વધારે ગૂંચવાડા જ પેદા થાય છે. એટલે વિચારને પરિભાષામાં ઠોકી બેસાડવા કરતાં તેને છૂટા રાખવામાં જ વધારે લાભ છે. પણ તેમાંથી વિસંવાદી સૂર નીકળવા લાગે છે અને બુદ્ધના અનુયાયીઓ જેવી ગતિ થાય છે. તેમાં જેમ ચાર શિષ્યોએ ચાર રસ્તા લીધા, તેવી રીતે આમાં દસ જણા દશે દિશાઓ પકડે છે. એ સ્થિતિમાં ગાંધીજીએ કહ્યું છે તેમ દરેકે પોતાની અક્કલ ચલાવવી એ જ સાચો રસ્તો છે.

### ત્રણ ગાંધી-સિદ્ધાંતો

ગાંધી-વિચારનું મોકળાપણું કાયમ રાખી તેને કંઈક વ્યવસ્થિત રૂપ આપવાનો કિશોરલાલભાઈએ પ્રયત્ન કર્યો છે. વર્ણવ્યવસ્થા, વિશ્વસ્ત-વૃત્તિ (ટ્રસ્ટીશિપ) અને

વિકેન્દ્રીકરણ— આ ત્રણ વિષયોને મેળવી તેમણે એક ખોખું તૈયાર કર્યું છે. ચાલો, તેની પર થોડી નજર નાખીએ.

વર્ણવ્યવસ્થાની પુરાણી કલ્પનામાં નવો અર્થ ભરી, અથવા તે કલ્પનામાંનો મૂળભૂત વિચાર ધ્યાનમાં રાખી ગાંધીજીએ તેનો સ્વીકાર કર્યો છે. આ તેમનો એક અહિંસાનો પ્રયોગ છે એમ હું સમજું છું. સમાજમાં આદરણીય બનેલા શબ્દો અને કલ્પનાઓને તોડી ન નાખતાં તેમને માન્ય રાખી તેમના અર્થમાં વધારો કરવો, તેમને વિકસિત રૂપ આપવું, તેમનામાં નવજીવન રેડવું એ અહિંસાની પ્રક્રિયા છે. ભારતીય પરંપરામાં ઊતરેલો સમન્વયનો બધો વિચાર આ અહિંસાની પ્રક્રિયામાંથી જ નીકળ્યો છે. જૂના શબ્દોમાં નવો અર્થ ભરવાનું ભાન પણ આ પ્રક્રિયામાં નથી હોતું. જૂના શબ્દોના મૂળ અર્થને અજવાળ્યાનો જ ભાસ તેમાં થાય છે. ગીતાએ યજ્ઞાદિ શબ્દના અર્થોનો વિકાસ કરી આ પદ્ધતિનો દાખલો બેસાડયો છે. આ પ્રક્રિયામાં શબ્દોની ખેંચાતાણ થવાનો ઘણો ડર રહે છે. તેમ થતાં તે અહિંસાના પ્રયોગને બદલે અસત્યનો પ્રયોગ બની જાય છે. શબ્દોની ખેંચાતાણ કર્યા વગર મુક્ત આદરથી શબ્દાર્થનું સ્વલ્પમાત્ર દોહન કરાય તો તે અહિંસાની પ્રક્રિયા થાય. ગાંધીજી ભારતીય સંસ્કૃતિમાં જન્મ્યા અને ઊછર્યા. અને એ જ સંસ્કૃતિને પચાવેલી પ્રજાને માટે જ તે ખાસ કરીને બોલતા હતા. આથી તેમણે વર્ણસમાજ-કલ્પનાનો સ્વીકાર કર્યો, એમ મને લાગે છે. બીજી ભાષામાં કહું તો, જો તે બીજા કોઈ સમાજમાં જન્મ્યા હોત અને તે સમાજ માટે બોલતા હોત તો અહિંસક સમાજરચનાના અનિવાર્ય અંગ રૂપે વર્ણવ્યવસ્થા

શબ્દ અને કલ્પના તેમને સ્વતંત્રપણે સૂઝત જ એમ કહી શકાય નહીં. તો પણ એટલું કહી શકાય કે આ કલ્પનાનો જે સાર તેમણે ગ્રહણ કર્યો છે, તે એ સ્થિતિમાં પણ બીજા કોઈ શબ્દો મારફતે તેમને ગ્રહણ કરવો જ પડત. મારા કહેવાની મતલબ એ છે કે જેને વર્ણ અને વર્ણવ્યવસ્થા આ શબ્દો પસંદ નથી, તેમણે ગાંધીજીના આ શબ્દોના પ્રયોગથી ચમકી જવાની જરૂર નથી. અહીં શબ્દોનો આગ્રહ નથી, સાર સાથે કામ છે. (૧) મજૂરીનું સરખાપણું, (૨) હરીફાઈનો અભાવ, અને (૩) આનુવંશિક સંસ્કારોનો લાભ ઉઠાવનાર શિક્ષણયોજના— આ વર્ણવ્યવસ્થાનો સાર છે. અમારી દૃષ્ટિએ અહિંસક સમાજરચનામાં આટલાનો જ સમાવેશ છે.

વર્ણવ્યવસ્થાના જેવી જ ટ્રસ્ટીશિપના સિદ્ધાંતની વાત છે. આ શબ્દ પણ ઘણાને ગમતો નથી. વર્ણધર્મ શબ્દ મૂળમાં નિઃસંદેહ એક સદ્‌વિચાર અને સુયોજનાનો દ્યોતક છે. ટ્રસ્ટીશિપના સિદ્ધાંત માટે કદાચ ખાતરીપૂર્વક એમ ન કહી શકાય. એટલે કે આ શબ્દ જ્યારથી પેદા થયો છે ત્યારથી જ તેનો દુરુપયોગ પણ શરૂ થયો છે. પણ કાયદાની ભાષામાં તે સારા અર્થમાં યોજાયો છે. અને ગાંધીજી કાયદાના અભ્યાસી હોવાથી આ શબ્દ તેમને વળગી ગયો, તથા તેઓ સત્યોપાસક હોવાથી તેમણે તેનો મૂળ શુદ્ધ અર્થ જ પોતાના હૃદયમાં રાખી લીધો. હું કાયદાનો અભ્યાસી ન હોવાથી ગાંધીજીએ આ શબ્દનો પ્રયોગ કરેલો હોવા છતાં મને તે વળગી કે આકર્ષી શક્યો નથી. છતાં ગાંધીજીએ જે અર્થમાં આ શબ્દ વાપર્યો છે, તે અર્થની બાબતમાં મારી ગેરસમજ થઈ નથી. ગીતાના

અપરિગ્રહ, સમભાવ વગેરે શબ્દોએ ગાંધીજીના મનને મજબૂત રીતે પકડી લીધું, અને એ વૃત્તિઓ વ્યવહારમાં કેવી રીતે ઉતારવી તેનું ચિંતન કરતાં કરતાં તેમને કાયદાના ટ્રસ્ટી શબ્દની મદદ મળી. ગીતાના અભ્યાસથી ટ્રસ્ટી શબ્દના અર્થ પર વધારે પ્રકાશ પડ્યો અને તે શબ્દે અપરિગ્રહનો કોયડો ઉકેલી આપ્યો, એમ ગાંધીજીએ પોતાની આત્મકથામાં નિવેદન કર્યું છે. સારાંશ, ગાંધીજીની દૃષ્ટિએ સમાજની આજની પરિસ્થિતિમાં જ નહીં, પણ કોઈ પણ પરિસ્થિતિમાં દેહધારી મનુષ્યને માટે પોતાની શક્તિનો ટ્રસ્ટીને નાતે ઉપયોગ કરવો એ એક જ અપરિગ્રહ સાધવાનો વ્યવહારિક ઉપાય છે. કિશોરલાલભાઈએ તેની જે બારીકાઈથી છણાવટ કરી છે તે બાળકનેયે સમજાય એવી છે. તેમાં કંઈ ગૂઢ રહ્યું નથી તેમ જ ગેરસમજ માટેયે ગુંજાશ રહી નથી એમ મને લાગે છે.

સંપત્તિની વિષમતા કૃત્રિમ વ્યવસ્થાને લઈને પેદા થઈ છે. એમ માની તેને બાજુએ રાખો તોયે મનુષ્યોની બૌદ્ધિક અને શારીરિક શક્તિઓની વિષમતા પણ હોય છે. તે પૂરી રીતે દૂર નથી થઈ શકતી. શિક્ષણ અને નિયમનથી આ વિષમતાયે અમુક અંશે ઓછી કરી શકાય એમ આપણે માનીએ. છતાં આદર્શ સ્થિતિમાંયે આ વિષમતાનો સર્વથા અભાવ થાય એવી કલ્પના કરી નથી શકાતી. માટે બુદ્ધિ, શરીર અને સંપત્તિ, ત્રણમાંથી જે કાંઈ જેને મળ્યાં હોય, તેણે સમજવું જોઈએ કે તેને એ સૌના હિતને માટે જ પ્રાપ્ત થયાં છે. આને જ સારા અર્થમાં ટ્રસ્ટીશિપની વૃત્તિ કહીશું. પણ આ શબ્દ દુર્જનોના હાથમાં પડીને એટલો પતિત થયો છે કે તેનો ઉદ્ધાર હવે અશક્ય જેવો છે. આથી

તે માટે મેં “ विश्वस्त वृत्ति ” એ ભાવવાચક નામ વાપર્યું છે. કોઈ બીજાના ઉપર આધાર ન રાખવો એને આપણે સામાન્યપણે સ્વાવલંબનના તત્ત્વને નામે માન્ય કરીશું. પણ કોઈ કોઈનો ભરોસો જ ન કરે, એવી સ્થિતિ જો થઈ જાય, તો તે એક નરકની જ યોજના થશે. માબાપે બાળક પર, બાળકે માબાપ પર, પાડોશીએ પાડોશી પર, એટલું જ નહીં પણ જુદાં જુદાં રાષ્ટ્રોએ પણ એકબીજા પર વિશ્વાસ કરવો જોઈએ. આવો વિશ્વાસ મૂકવામાં જો આપણને ધાસ્તી લાગ્યા કરતી હોય તો તેનો અર્થ એ થયો કે આપણે માનવતાથી નીચેની પાયરી પરથી વિચાર કરીએ છીએ. આવી “ વિશ્વસ્ત-વૃત્તિ ” શિક્ષણથી પરિપુષ્ટ કરી શકાશે. પણ તેમ કરવાને બદલે આખા સમાજનું એક જ પોટલું કરી નાખવું જેથી વિશ્વાસની માથાકૂટ જ ન રહે એમ માનવું એ બુદ્ધિનું આળસ જ ગણાય.

પરસ્પર વિશ્વાસ પર આધાર રાખનારી સમાજરચના એટલે બધાંની વિવિધ શક્તિઓનું સુસંવાદી સંયોજન. લોકસંગ્રહ શબ્દથી આપણે આ જ અર્થ બતાવીએ છીએ. વ્યક્તિગત અપરિગ્રહ, એટલે કે ‘ વિશ્વસ્ત-વૃત્તિ ’ થી શક્તિનો સર્વાર્થે ઉપયોગ કરવો, એ લોકસંગ્રહનું એક મૂળભૂત તત્ત્વ છે. ટ્રસ્ટીશિપ શબ્દ ન ગમે તો ભલે છોડી દો, પણ આ તત્ત્વને ન છોડો, એટલું જ કહેવાનું છે.

विकेन्द्रीकरण ની વાત ખિલકુલ જુદા પ્રકારની છે. આ શબ્દ નવો હોવાથી તેની સાથે સારોખોટો કોઈ ભાવ અથવા સંસ્કાર વળગેલો નથી. તે શબ્દ જેમ નવો છે, તેમ તેનો અર્થ એટલે કે તેની પાછળની કલ્પના પણ નવી છે. યંત્રયુગના આવવા પહેલાં બધું વિકેન્દ્રીકરણ જ હતું. તો

પછી એમાં નવું શું છે, એમ કોઈ પૂછશે. પરંતુ, યંત્રયુગના પહેલાં વિકેન્દ્રીકરણ નહોતું, પણ બધું વિકેન્દ્રિત હતું. ગામડાંઓમાં બધા ઉદ્યોગ વિકેન્દ્રિત રૂપે ચાલે એટલે વિકેન્દ્રીકરણ થયું એમ ન કહેવાય. વિકેન્દ્રીકરણમાં વિકેન્દ્રિત ઉદ્યોગોની સાથે સાથે સમગ્રદૃષ્ટિની એક વ્યાપક યોજના ગૃહીત છે. એવી યોજના ન હોય તો વિકેન્દ્રિત ઉદ્યોગોનો અર્થ ઉદ્યોગોનો વિખેર એટલો જ થશે. આવા વીખરાયેલા ઉદ્યોગો યંત્રયુગના પહેલાં હતા. સ્વાભાવિક રીતે જ યંત્રયુગનો પહેલો ફટકો લાગતાં જ તે તૂટવા માંડયા. એથી ઊલટું, વિકેન્દ્રીકરણ તૂટી પડનારી વ્યવસ્થા નથી પણ તે યંત્રયુગને તોડનારી વ્યવસ્થા છે. આજનો યંત્રયુગ નામે ભલે યંત્રયુગ કહેવાય, વસ્તુતઃ તે એક બહુ જ અયંત્રિત યુગ છે. તેને બદલે સામ્યવાદી સુયંત્રિત યંત્રયુગ ઇચ્છે છે. પરંતુ જે રીતે શસ્ત્ર, તે જ પ્રમાણે યંત્ર પણ, ભલે મનુષ્યની શોધ હોય, પરંતુ તે જાતે અમાનવી છે. આથી તેનું માનવીકરણ એક હદથી આગળ નથી થઈ શકતું. ઊલટું તે જ મનુષ્યને પોતાના હાથમાં રમાડે છે. આ જગ્યાએ શસ્ત્ર શબ્દનો અર્થ સંહારક શસ્ત્ર જ સમજવો; સર્જનના હાથમાં રહેતું ઉપકારક શસ્ત્ર નહીં, એ દેખીતું છે. તે જ પ્રમાણે યંત્ર એટલે મનુષ્યને બેકાર, આળસુ અથવા જડ બનાવનારાં લુટારુ યંત્રો જ સમજવાં, મનુષ્યની મદદ માટે દોડીને આવનારાં, ઉપકરણની મફક તેના હાથમાં શોભા આપનારાં, માનવ-સ્વભાવની 'ભાવના' (સ્પર્શ, પાસ) પામેલાં ઓજારો સમજવાનાં નથી. એક જ ઉદાહરણ આપવું હોય તો "વ્હીલ બેરો" (એકચાકી હાથગાડી) નું આપી શકાય. અમે જે કૂવો ખોદી રહ્યા છીએ તેની માટી વહી

જવા માટે તે અમને જે મદદ કરે છે તેનો હું દરરોજ અનુભવ કરું છું. સેનાપતિ બાપટની કડી હું મનમાં ગણગણું છું : “ ધન્ય ધન્ય, આ ઓજાર. ” આ પણ યંત્રયુગે જ આપેલું છે. આથી જ્યારે અમે એમ કહીએ છીએ કે વિકેન્દ્રીકરણ યંત્રયુગને તોડી નાખશે, ત્યારે મારી મતલબ એ હોય છે કે યંત્રયુગનો આવો લાભ ઉઠાવીને તેને તોડી નાખશું. આ પ્રમાણેનો લાભ ઉઠાવ્યા સિવાય યંત્રયુગ તોડી શકાશે પણ નહીં. પણ આ પ્રમાણેની શક્તિ, યંત્રયુગને હજમ કરી લેવાની તાકાત, પુરાણા વિકેન્દ્રિત ઉદ્યોગોમાં નહોતી. વિકેન્દ્રિત ઉદ્યોગો અને વિકેન્દ્રીકૃત ઉદ્યોગોમાં આ એક મોટો મૂળભૂત શક્તિભેદ છે. આથી વિકેન્દ્રીકરણ શબ્દ અને તેની મારફતે દર્શાવાતી કલ્પના— બન્ને નવાં જ છે. જો આ વિશ્લેષણ પર ધ્યાન અપાય તો વિકેન્દ્રીકરણની વિરુદ્ધ કરવામાં આવતા ઘણાખરા આક્ષેપો ખડક પર મારેલી તલવારની ધાર માફક બુઠ્ઠા થયા સિવાય રહેશે નહીં.

પણ વિકેન્દ્રીકરણ ફક્ત ઉદ્યોગ સુધી જ મર્યાદિત રાખવાનું નથી. વિકેન્દ્રીકરણની પ્રક્રિયા રાજસત્તાને પણ લાગુ પડે છે. અહિંસક સમાજરચનાની ઘોષણા કરનારા વિચારકોનાયે ધ્યાનમાંથી ઘણી વખત આ વસ્તુ ખસી જાય છે. તેઓ ઔદ્યોગિક વિકેન્દ્રીકરણનું સમર્થન કરીને તેના રક્ષણ માટે મજબૂત કેન્દ્રીય સત્તાની ( મોટે ભાગે વચગાળાના સમય દરમ્યાન ) કદી કદી માગણી કરે છે. સામ્યવાદીઓની કલ્પનામાં પણ છેવટે રાજ્યસત્તા સખત ઉનાળાના ઘીની માફક ઓગળી જવાની છે. પણ તેની પહેલાં તેમને તે સખત ટાઢમાં જામેલા ઘીના જેવી જ નહીં પણ ટ્રૉટ્સ્કીના માથામાં મારેલ લોખંડના હથોડાની માફક ઘટ્ટ ને મજબૂત જોઈએ છે. ‘ વચગાળાના

સમય' માટે આવા ગુલાંટિયા કૂદકાની યોજના ઠેઠ પુરાણકાળના સમયથી આજ સુધી લગભગ બધા "જવાબદાર" મહાજનો કરતા આવ્યા છે. ગાંધીજીએ જ માત્ર આદિ, મધ્ય અને અંત ત્રણે કાળ માટે સત્તાના વિકેન્દ્રીકરણની યોજનાની કલ્પના કરી છે. "તેને તમે ભલે રામરાજ્યની કલ્પના માનીને ત્રેતાયુગમાં ધકેલી દો કે ભાવિ સર્વોદયની યોજના સમજીને ભવિષ્યકાળને સોંપી દો. પણ અત્યારના સમયમાં આ ભાષા ન બોલશો." એમ અમારા મિત્રોનું કહેવું છે.

### બે માતાઓ

ગાંધી-વિચાર અને સામ્યવાદમાં અનેક વાતો પર વિરોધ હોવા છતાં કેટલાક સમાન અંશ પણ છે, અને તે પણ મહત્ત્વનાં છે. રામરાવણમાં કવિને 'ર' કારનું સામ્ય દેખાયું, તો પછી આ તો દેખીતી રીતે સદ્ભાવનાથી પ્રવૃત્ત થયેલા લોકહિતેચ્છુ વાદો છે. તેમાં સમાન અંશ કેમ ન હોય ? દોષ સહેજ જ વિલીન થઈ જાય છે; બલ્કે તેને લઈ ને ગુણસમૂહ વધારે ખૂલીને પ્રગટ થાય છે, આ અર્થનું કાલિદાસનું એક વાકય છે.* પણ તેથી વિપરીત એકાદ ઉત્કટ ગુણમાં પણ બધો દોષસમૂહ લોપાઈ જઈ શકે છે. ઉત્કટતાની આ મોટાઈ છે. આખાયે જગતમાં ગરીબોની આજે એવી દીનદશા છે કે કોઈ માતાના જેવી ઉત્કટ તલ્લીનતાથી તેમને સંભાળવાની, અને સંભાળવાની જ નહીં પણ તેમની સર્વાંગી ઉન્નતિ કરવાની જે હિંમત બાંધે અને હોંશ રાખે, તેણે, જાણે, સર્વ દોષોનો

* एको हि दोषो गुणसन्निपाते निमज्जतीन्दोः किरणेष्विवांकः ॥
—कुमारसंभवम् १–३ ॥

નાશ કરનાર હરિનામના મંત્ર જેવો ગુણ પ્રાપ્ત કર્યો એમ જ કહેવું જોઈએ.

ગાંધી-વિચાર અને સામ્યવાદ માતાની ઉત્કટતાથી ગરીબોનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે. પરંતુ ઘણી વખત માતાની ગાંડી માયા ઝડપી પરિણામના ચક્કરમાં પડી સ્થાયી પરિણામ પર ધ્યાન આપતી નથી. આવી જ હાલત સામ્યવાદની થઈ છે. માતાની માત્ર ઉત્કટતાથી મુશ્કેલી દૂર થતી નથી. ઉત્કટતામાંથી તો માત્ર સફળતા મેળવવાની ઉત્કંઠા પેદા થાય છે, પણ મુશ્કેલીના ઉકેલ માટે ગુરુની કુશળતાની અપેક્ષા રહે છે.

એક ઉત્કટ પરંતુ વિચારોથી હાથ ધોઈ ન બેઠેલા સામ્યવાદી સાથે ચર્ચા ચાલી રહી હતી. મેં પૂછ્યું, “શું હિંસા સામાન્ય પ્રજાની શક્તિ છે એમ કહેવાશે?” તે બોલ્યો, “સામાન્ય રીતે ન કહેવાય; પણ વિશેષ પ્રસંગમાં અને વિશેષ ઉપાયોથી હિંસાને માટે પ્રજાને તૈયાર કરી શકાય.”

મેં કહ્યું, “માનો, કે વિશેષ પ્રસંગ માટે તેને તૈયાર કરી શકાય, તો પણ તેનો ઉપયોગ શો? એક વાર કમાય અને હમેશાં ખાય એમ તો બનવાનું નથી. જે શક્તિ આપણા સ્વભાવમાં નથી તેનો ઉછીનો વેષ લાવીને દેખાડીએ તો પણ છેવટે તો જેના સ્વભાવમાં એ શક્તિ સાચે રહેલી છે, એવા લોકોના હાથમાં જ તે સત્તા રહેશે; વારુ, પ્રજાનો સ્વભાવ જ બદલવાની વાત કહો તો એક તો એ વાત અશક્ય છે. અને માનો કે તે શક્ય બને એટલે કે સંપૂર્ણ સમાજ ક્રૂર સ્વભાવનો બને તો તે એક અત્યંત ભયાનક ઘટના થશે.

એવી ઘટના, કે જેનું પરિણામ તમારી પણ અપેક્ષા અને કલ્પનાથી વધુ ભયાનક આવશે."

તેમણે કહ્યું, "ભલે તેમ થાય. તેનું ગમે તે પરિણામ આવવા દો. પણ આજની સ્થિતિ બદલવા દો. એટલું જ બસ છે."

મેં કહ્યું, "આજની સ્થિતિ બદલાઈ ગઈ છે એમ એક ક્ષણને માટે બહુ મજાનો આભાસ દેખાશે, પરંતુ ત્યાર પછી બેવડા જોરથી પાછી તે સ્થિતિ પલટાશે."

તેમણે કહ્યું, "પલટાય તો પલટાવા દો. આગળનું આગળ પર જોઈ લેવાશે."

મેં કહ્યું, "આ વૈજ્ઞાનિક બુદ્ધિની ભાષા નથી. વ્યાકુળ બુદ્ધિની ભાષા છે. સામ્યવાદી વૈજ્ઞાનિક બુદ્ધિનો દાવો કરતો હોય છે."

તે બોલ્યા. "હા, તેવો દાવો કરે છે. કારણ કે 'એક વાર સત્તા હાથમાં આવ્યા પછી હંમેશ માટે વ્યવસ્થા કરી દઈશું' આવી ભાષા તેમણે ચલાવી છે. પણ હંમેશ માટેની વ્યવસ્થાની ભાષા મને બરાબર નથી લાગતી. કારણ કે સંસારમાં કોઈ પણ વસ્તુ હંમેશ માટે ટકી નથી શકતી. છતાં શ્રીમંતોને એક વખત શ્રીહત તો કરવા જોઈએ જ, પછી આગળના પ્રશ્ન આગળની પેઢીઓ જોઈ લેશે."

સામ્યવાદી લોકો આ ભાઈને કાચો સામ્યવાદી સમજશે. હું તેને ચિત્તભ્રમમાંયે કાંઈક ઠેકાણે-બુદ્ધિ રહેલો સમજું છું. હમેશાંની અવ્યવસ્થા માટે ચોક્કસ બંદોબસ્ત સામ્યવાદી તત્ત્વજ્ઞાને શોધી કાઢયો હોય તોયે તે એક અફીણની ગોળી જ શોધી કાઢી છે. સાધારણ સામ્યવાદીઓની ભૂમિકા

'તરતદાન મહાપુણ્ય' ની જ હોય છે, માતાની વ્યાકુળતા તેમાં દેખાય છે ખરી પણ ગુરુમાતાની કૂર્મદૃષ્ટિ તેમાં નથી.

### બે સાધન

તે ગમે તે હો. ભારતવર્ષની અજ્ઞાન પ્રજાની દશા આજે સ્વરાજપ્રાપ્તિ પછી પણ અત્યંત અનુકંપનીય છે. એટલે તે ગમે તે રસ્તે છુટકારો મેળવવા ઇચ્છે છે. જુદા જુદા વાદો માટે વિચાર કરવાની તેનામાં શક્તિ જ નથી. ફુરસદ પણ નથી. ભેગ ચડાવવા માટે સહેજે મળી આવે તે દેવ એવી તેમની સ્થિતિ છે. આથી છેવટમાં કિશોરલાલભાઈએ જે ચેતવણી આપી છે તે ભૂલવાથી કામ નહીં ચાલે. સામ્યવાદનો વિરોધ કરવાથી કે તાત્ત્વિક ઉત્તર આપવાથી અથવા સત્તાના બળથી તેનું દમન કરવાથી કામ નહીં ચાલી શકે. વરસાદમાં નદી-નાળાં બધી તરફથી ઊભરાઈ જઈ જેમ સમુદ્ર પ્રત્યે દોડે છે, એવી જ રીતે સ્વરાજ્ય કાળમાં બધા સેવકોની સેવા ગામડાંની અને દીનઃદુખી પ્રજાની દિશામાં દોડી જવી જોઈએ.

સદ્ભાગ્યથી આટલી આપત્તિમાં પણ પ્રજાનું હૃદય હજુ સાબૂત છે. ગામડાના લોકોને હજુ એવી શ્રદ્ધા છે કે અમારો છુટકારો કદી થવાનો જ હશે તો તે ગાંધીજીને જ રસ્તે થશે. આજની સરકાર ગાંધીજીના સહયોગીઓની સરકાર છે. દેશની સૌથી મોટામાં મોટી સંસ્થા જે કોંગ્રેસ તેને પણ ગાંધીજીએ જ આગળ વધારી છે. સર્વોદયવાળા રચનાત્મક કાર્યકર્તા તો જાણે ગાંધી-વિચારનો ધ્વજ જ ફરકાવે છે. ભારતના સમાજવાદી પણ ગાંધીજીની જ પ્રજા (સંતાન) છે, અને આ દેશમાં સત્યાગ્રહી સમાજવાદ સ્થાપિત કરવાની તેમની ઘોષણા છે. આ બન્ને, ત્રણે યા ચારે

બધા એકત્ર થઈ પોતપોતાની શક્તિ પ્રમાણે, પોતપોતાના વલણ પ્રમાણે પરંતુ સહવિચારથી પ્રજાની સેવામાં લાગી જાય તો દૈન્ય, દારિદ્રય અને દુઃખ ક્યાં પોતાનું મોં દેખાડી શકશે ? પણ આ ચારેએ આજે ચાર રસ્તા પકડી લીધા છે, અને પેલો પાંચમો દોડીને આવી રહ્યો છે. પાંચમો તે કયો ? ઉપનિષદની ભાષામાં " मृत्युर्धावति पंचमः " ( મૃત્યુ પાંચમો દોડે છે ).

એક કહે છે : " માણસો ભૂખમરાથી મરે છે. " બીજો જવાબ આપે છે : " ભૂખમરાથી નથી મરતા, પણ કોઈ ને કોઈ બીમારીથી મરી રહ્યા છે ! " ભૂખ્યા માણસને પણ મરતા પહેલાં કોઈ ને કોઈ બીમારી તો પકડી જ લે છે ! સ્વામી રામદાસે કહ્યા પ્રમાણે :

> " कांहीं मिळेना मिळेना मिळेना खायाला,
> ठाव नाहीं रे नाहीं रे नाहीं रे जायाला,
> हौस कैची रे कैची रे कैची रे गायाला
> कोठें जावें रे जावें रे जावें मागायाला ? "

[ " ખાવા માટે કંઈ મળે ના, મળે ના, મળે ના; જવા માટે કોઈ સ્થાન નથી રે, નથી રે, નથી; ગાવા માટે હોંશ ક્યાંથી રે, ક્યાંથી રે, ક્યાંથી ? માગવા માટે ક્યાં જવું રે, જવું રે, જવું ? ]

આવી સ્થિતિ થઈ ગઈ છે. પણ આથી હું કોઈને દોષ પણ નથી દેતો, નિરાશ પણ નથી થતો. દોષ એટલા માટે નથી દેતો કે દેશ ઘણો મોટો છે જ. તેના પ્રશ્નો પણ મોટા છે. પછી મતભેદો પણ મોટા હોય તેમાં શંકા નથી. નિરાશ પણ નથી થતો. મારા હાથમાં

કોદાળી હોવા છતાં હું નિરાશ શું કરવા થાઉં? અમારે ત્યાં ચર્ચા થઈ કે ઠેકઠેકાણે કૂવા ખોદીએ તો પેદાશ વધારે થાય. ભૂખમરો ટળે. સરકારે આ દિશામાં વિચાર કરવો જોઈએ. મેં કહ્યું: "આપણે જ સરકાર તો છીએ. સરકાર બીજી કઈ? ચાલો આપણે જ ખોદવા માંડીએ." ખોદવાનું શરૂ કર્યું. ખોદનારાઓને રજ જેટલોય અનુભવ નહોતો. પણ કોદાળી પોતાનું કામ કરતી હતી. ખોદનારાઓને પાણીની ભાળ નહોતી. કોદાળીને હતી. તે ખોદતી ચાલી. જોતજોતામાં પાણીએ દર્શન આપ્યું. આસપાસના લોકો તેને તીર્થજળ માની તેનું પ્રાશન કરવા લાગ્યા. ત્યાં તે ગામના પટેલ બોલ્યા: "વૃદ્ધ કોટીબાબા (પવનારના લગભગ એંસી વર્ષના એક કાર્યકર્તા અને ભક્ત) જેવા કૂવા પર કામ કરવા લાગ્યા છે, તો પછી આપણે પણ કૂવો કેમ ન ખોદીએ?" તેમણે પોતાના ગામમાં કૂવો ખોદવાનું શરૂ કર્યું. સુરગાંવના જવાનોએ તો કમાલ કરી. તે બોલ્યા, "દિવાળીના દિવસ છે. આપણે બાબાજીના કૂવા પર કામ કરવા જઈએ." અને અમને ખબર આપ્યા વગર દસ-પંદર જુવાનો અમારા કૂવા પર આવી હાજર થયા, તથા ચાર કલાક શ્રમદાન આપી કંઈ પણ દેખાવ કે જાહેરાત કર્યા વિના પાછા ચાલ્યા ગયા. પ્રજાના હૃદયમાં જ્યારે ઈશ્વર જ આટલી દિવ્ય પ્રેરણા જગાવી રહ્યો છે, ત્યારે કોઈએ નિરાશ શા માટે થવું? રામદાસ પૂછે છે, "માગવા માટે ક્યાં જવું રે, જવું રે, જવું?" માગવા ક્યાં જવાનું હોય? અમેરિકા પાસે? શું સ્વરાજ ભોગવનાર લોકોએ બીજા પાસે હાથ લંબાવવો? ચાલો શ્રમદેવીની ઉપાસના કરીએ અને તેની પાસે માગીએ. તે

કહી રહી છે: "માગો એટલે મળશે અને શોધો એટલે જડશે."

મને પોતાને તો આજે "કાંચન-મોહ-મુક્તિ" અને "શરીરપરિશ્રમ" આ એક જ વસ્તુમાં ભારતનો ઉદ્ધાર દેખાય છે. આમાં જ ગાંધી-વિચારનો સાર દેખાય છે, સામ્યવાદ સાથે તેનો મેળ જણાય છે, અને સામ્યવાદનો ઉકેલ પણ જણાય છે. વળી તે જ દેખાય છે ઉકેલ પૂંજીવાદનોયે.

(શ્રી કિશોરલાલ મશરૂવાળાના 'ગાંધીજી અને સામ્યવાદ' પુસ્તકની મૂળ મરાઠી ભૂમિકા પરથી)

# ૨
# ત્રીજી શક્તિ

આપણે દુનિયાને ગમે તે ખૂણે કામ કરતાં હોઈએ, પણ આખી દુનિયા પર નજર નાખ્યા વગર આપણું ગાડું ગબડે તેવી આજે દુનિયાની હાલત રહી નથી. દુનિયામાં જે બળો કામ કરી રહ્યાં છે, જે નવા પ્રવાહો પેદા થાય છે. તથા જે કલ્પનાઓનો અને ભાવનાઓનો સંસ્પર્શ અને સંઘર્ષ થઈ રહ્યો છે, તે તરફ ધ્યાન આપી એના ઉપર સતત નજર રાખીને જ નાનું સરખું જે કંઈ પગલું આપણે ભરવું હોય તે ભરીએ. સમુચિત દૃષ્ટિ વિના કેવળ કર્મ આંધળું થઈ જાય છે. માટે દુનિયાની હાલત ખ્યાલમાં રાખવી પડશે.

### હૃદય અને બુદ્ધિનું દ્વંદ્વ

આજે આપણે જોઈએ છીએ કે દુનિયાની હાલત બહુ ચંચળ છે, એટલું જ નહિ, ઠીક ઠીક સ્ફોટક પણ છે. એટલે કે એમાં કેટલીયે જાતના ખતરાઓની શક્યતા ભરી પડી છે. કયે વખતે એમાંથી ધગધગતો જ્વાળામુખી ફાટી નીકળશે એ કહી શકાય તેમ નથી. દુનિયામાં ક્યારે શું થશે તે કોણ કહી શકે? આવી અસ્થિર પરિસ્થિતિ અને મનઃસ્થિતિ આજે દુનિયામાં પ્રવર્તે છે.

એકવાર દિલ્હીમાં કેટલાક જ્ઞાનીઓ અને વિદ્વાનોએ ભેગા થઈને અહિંસાના તત્ત્વજ્ઞાન વિષે કંઈક ચિંતન, મનન અને વિચાર-વિનિમય કર્યાં હતાં. એ બધું છાપાંમાં રોજ આવતું અને હું તે વાંચતો. એમાં આપણા પૂ૦ રાજેન્દ્ર-બાબુએ કહ્યું હતું કે આજે કોઈ પણ દેશ લશ્કર વગર ચલાવી લેવાની હિંમત નથી કરતો. ગાંધીજીની શિખામણ એમને પોતાને શ્રીમુખે આપણે કાનોકાન સાંભળી છે અને એમની સાથે થોડુંક કામ પણ કર્યું છે, છતાં હિંદુસ્તાન પણ આવી હિંમત નથી દાખવી શકતું એ વિશે તેઓએ ખેદ પણ જાહેર કર્યો હતો. આપણા મહાન નેતા પં૦ નેહરુ કેટલીયે વાર કહી ચૂક્યા છે કે દુનિયાનો કોઈ કોયડો શસ્ત્રબળથી ઉકેલી શકાય તેમ નથી. આ આપણા ભાઈઓ જેઓ દેશને દોરવણી આપી રહ્યા છે, જેમની ઉપર આ જવાબદારી છે, તેઓ અહિંસાને દિલથી માને છે, એમને હિંસામાં વિશ્વાસ નથી, પણ તોયે એવી હાલતમાં છે કે લશ્કર ઊભું કરવાની, વધારવાની, અને એને મજબૂત કરવાની જવાબદારી એમને સ્વીકારવી પડે છે. આવી વિચિત્ર પરિસ્થિતિમાં આપણે આજે છીએ.

શ્રદ્ધા એક વસ્તુ પર છે એવો આભાસ થાય છે અને ક્રિયા બીજી જ કરવી પડે છે. ઇચ્છીએ તો એમ છીએ કે દુનિયામાં અને હિન્દુસ્તાનમાં અહિંસા ચાલે, આપણે એકબીજાથી ડરીએ નહિ, બલ્કે એકબીજાને પ્યારથી જીતીએ. પ્રેમ જ સફળ થઈ શકે, અને જીતી શકે એવો વિશ્વાસ હૃદયમાં ભરેલો છે. છતાં એક બીજી ચીજ આપણામાં છે જેને બુદ્ધિ કહેવામાં આવે છે. એમ તો એ પણ હૃદયનો જ એક હિસ્સો છે, અને હૃદય પણ એનો જ એક હિસ્સો છે.

એ બંને એકબીજામાં મળેલાં છે. છતાં હૃદય કહે છે કે હિંસાથી કોઈ કોયડો ઊકલશે નહિ. એકાદ કોયડો ઊકલતો હોય એમ દેખાશે તો એમાંથી બીજા દશ કોયડા નવા પેદા થશે. પણ બુદ્ધિ, જે ત્રણ ગુણોની ભરેલી છે, જેમાં કંઈક વિચારવાની શક્તિ છે, થોડુંક દર્શન છે, થોડું અ-દર્શન છે, એવી આપણી સંમિશ્ર બુદ્ધિ કહે છે કે આપણે લશ્કરને નાબૂદ કરી શકીશું નહીં. જે જનતાના આપણે પ્રતિનિધિ છીએ તે જનતા એટલી મજબૂત નથી, તેની યોગ્યતા નથી. એટલે એના પ્રતિનિધિ તરીકે લશ્કર ખડું કરવાની, વધારવાની અને મજબૂત કરવાની જવાબદારી આપણી ઉપર આવી છે. આવી હાલત છે.

લાગે છે તો એમ કે રચનાત્મક કામ કરીએ, પણ તે તો દિલની ઇચ્છા થઈ. બુદ્ધિ કહે છે કે સેના ઊભી કરવી પ શે. સેના-યંત્ર જેના વડે મજબૂત થઈ શકે તેવાં યંત્રોને સ્થાન આપવું પડશે. જેમને રેંટિયા પર ઓછી શ્રદ્ધા છે તેમની વાત હું છોડી દઉં છું. પણ જેમને શ્રદ્ધા છે એમને એ સવાલ પૂછવામાં આવે છે કે તમે શું રેંટિયા અને ગ્રામોદ્યોગની મારફત યુદ્ધયંત્ર ઊભું કરી શકશો કે એને મજબૂત બનાવી શકશો? ત્યારે એમની બુદ્ધિ (અને મારી બુદ્ધિ પણ ખરી, કારણ હું પણ એમાં સામેલ છું) કહે છે કે ના, આ નાના નાના ઉદ્યોગોની મારફત આપણે યુદ્ધયંત્ર સજ્જ નહિ કરી શકીએ.

કોમ્યુનિટિ પ્રોજેક્ટ વિષે સરકારને ઇચ્છા તો થાય છે કે તે પાંચ લાખ ગામડાંમાં ચલાવીએ. ઇચ્છા છે કે એ વ્યાપક બને અને એની મારફત રાષ્ટ્ર સમૃદ્ધ થાય, પૈસાદાર થાય, ગરીબી ટળે, વગેરે વગેરે. પણ જો કાલે

દુનિયામાં મહાયુદ્ધ ફાટી નીકળે તો હું નથી કહી શકતો કે એક પણ કૉમ્યુનિટિ પ્રોજેક્ટ ચાલુ રહી શકશે કે કેમ? તરત જ બુદ્ધિ જોર કરશે અને હૃદય સંતાઈ જશે, હૃદય પર બુદ્ધિ ચઢી બેસશે, અને કહેશે કે હવે તો રાષ્ટ્રનું રક્ષણ એ જ મુખ્ય વસ્તુ છે.

### જાદુઈ ખુરશી

આ હું આત્મનિરીક્ષણ તરીકે જ બોલું છું. જે લોકો આજે ત્યાં જવાબદારીવાળી જગ્યા પર બેઠા છે, તેમની જગ્યાએ આપણે બેઠા હોત તો આપણે પણ તેઓ કરે છે તેથી કંઈ સાવ જુદું કરી નાખત એવું નથી કહી શકાતું. એ જગ્યા જ એવી છે. એ તો જાદુઈ ખુરશી છે. એના પર જે બેસશે તેને માથે એક અગાઉથી આંકી રાખેલા અને અસ્વાધીન કૂંડાળામાં રહીને વિચારવાની જવાબદારી આવી પડશે. આ જે કૂંડાળાને મેં અસ્વાધીન એવું નામ આપ્યું તેમાં પડેલાંને લાચારીથી જે દિશામાં દુનિયાનું વહેણ જતું જણાય તે જ દિશામાં વિચારવાની જવાબદારી વહેવી પડે છે. મોટા મોટા દેશો— અમેરિકા જેવા, રશિયા જેવા— પણ ડરે છે. એ દેશો એકમેકથી ડરે છે. અને ઓછી તાકાતવાળા પાકિસ્તાન અને હિન્દુસ્તાન જેવા દેશો પણ એવી જ બીક સેવે છે. આમ એકમેકથી ડરીને શસ્ત્રબળથી, સૈન્યબળથી એકે સવાલ ઊકલી શકતો નથી એવી ખાતરી હોવા છતાં આપણે શસ્ત્રબળ અને સૈન્યબળ ઉપર આધાર રાખીએ છીએ, એનો આધાર છોડી શકતાં નથી. આવી વિચિત્ર પરિસ્થિતિમાં આપણે છીએ.

આપણને કોઈ દંભી કે ઢોંગી કહે તો એનું કહેવું ખરું નથી છતાં એમ કહેવાનો એનો હક સાબિત થશે. આપણા

દિલમાં જ જો બીજું હોય અને આપણે છુપાવતાં હોઈએ તો જાણીજોઈને ઢોંગી બન્યાં કહેવાઈએ. પણ, જ્યાં દિલ એ વાતને કબૂલ કરે છે અને પરિસ્થિતિમાંથી ઉપજેલી બુદ્ધિ બીજી વાત કહે તેથી લાચાર થઈને કંઈક કરવું પડે છે, ત્યાં એ દંભીપણું નહિ પણ દયાજનક સ્થિતિ કહેવાય. આવી દયાજનક સ્થિતિમાં આપણે પડયાં છીએ. હમણાં રાજેન્દ્રબાબુએ જણાવ્યું કે " સર્વોદય સમાજની આ જવાબદારી છે, કારણ કે એ સમાજ પોતાના મૂળ વિચારને વળગી રહીને તેને અમલમાં લાવવા માટે વાતાવરણ તૈયાર કરે એવી એ સમાજ પાસેથી લોકો આશા રાખે છે. જો સર્વોદય સમાજ આમ કરશે તો આજની સરકાર જે આપણી રાષ્ટ્રીય સરકાર છે એને ઉત્તમમાં ઉત્તમ મદદ મળશે. " ધારો કે આપણામાંથી કોઈ મંત્રી ( પ્રધાન ) થઈ જાય અને કાંઈક મંત્ર કરવા માંડે તો એના એ મંત્ર અને તંત્રથી આજની સરકારને એટલી મદદ નહિ મળે જેટલી સમાજ સૈન્યબળ વગરનો કઈ રીતે બની શકે તે દિશામાં એના કામ કરવાથી મળી શકે.

### બળદ એટલે ધુરંધર

કોઈ કોઈ વાર લોકો મને પૂછે છે કે તમે બહાર કેમ રહો છો, દેશની જવાબદારી કેમ ઉપાડી નથી લેતા ? હું કહું છું કે બે બળદ જ્યારે ગાડે જોતરાઈ ચૂકયા હોય ત્યારે હું ત્રીજો બળદ બનું તો એમને કઈ મોટી મદદ મળી જવાની ? પણ હું જો બીજું એક કામ કરું કે ગાડું બરાબર દિશામાં જઈ શકે તે માટે રસ્તો જરા ઠીકઠાક કરી નાખું, તો એ ગાડાને આગળ વધવામાં વધુ મદદરૂપ થઈ પડું. એક વાત ખરી કે જો હું સ્વભાવે ખરેખર બળદ જ હોઉં તો મારે બળદનું જ કામ કરવું જોઈએ. હું એક વિશેષ ભાષામાં આ

બોલું છું. આશા રાખું છું કે તમે આ ભાષાનો અર્થ સહન કરશો. આપણી સંસ્કૃતિમાં બળદને માટે જેટલો આદર છે તેટલો મનુષ્યને માટે પણ નથી અને એ જ અર્થમાં હું બોલું છું. જે રાજ્યની ધુરા વહે છે તેને આપણે ધુરંધર કહીએ છીએ. ધુરંધર એટલે જ બળદ, ત્યારે એવા ધુરંધર આપણે બનવું પડે છે. પણ જ્યારે કેટલાંક જણ ધુરંધર બની ચૂકયાં હોય, ત્યારે એ લોકો કહે છે કે અમે પડયાં છીએ તેના તે કામમાં પાછાં તમે પણ ન પડશો. એને બદલે અમને જે વાતની કમી પડે છે તેને પૂરવાનું કામ તમે કરી શકતાં હો તો કરો. એવી આશાથી એ લોકો આપણા તરફ જોઈ રહ્યા છે. આ વાત આપણે બરાબર સમજવી જોઈએ, અને આમ હું જેને સ્વતંત્ર લોકશક્તિ કહું છું, તે જેનાથી નિર્માણ થાય તેવા કામમાં જ આપણે લાગી પડવું જોઈએ. ત્યારે જ આપણે આજની સરકારને ખરી મદદ કરીશું અને આપણા દેશની યોગ્ય સેવા કરીશું.

### દંડશક્તિ ( કાયદા ) થી ભિન્ન લોકશક્તિ

મેં કહ્યું કે આપણે સ્વતંત્ર લોકશક્તિ નિર્માણ કરવી જોઈએ. મારા કહેવાનો અર્થ એ છે કે આપણે હિંસા-શક્તિની વિરોધી અને દંડશક્તિથી ભિન્ન એવી લોકશક્તિ પ્રગટ કરવી જોઈએ. આજની આપણી જે સરકાર છે એના હાથમાં આપણે દંડશક્તિ સોંપી દીધી છે. એ દંડશક્તિમાં હિંસાનો અમુક અંશ જરૂર હોય છે, તેમ છતાં આપણે એને હિંસા કહેવી નથી, હિંસાથી એને એક અલગ વર્ગમાં મૂકવા માગીએ છીએ. હિંસાશક્તિથી ભિન્ન દંડ-શક્તિ એને કહેવા માગીએ છીએ. કારણ કે એ શક્તિ એમના હાથમાં આખા જનસમુદાયે સોંપી છે. એ હિંસા-

શક્તિ નહિ, નકરી હિંસક શક્તિ નહિ, પણ એ દંડશક્તિ છે. એ દંડશક્તિનો પણ ઉપયોગ કરવાનો મોકો ન આવે એવી પરિસ્થિતિ દેશમાં નિર્માણ કરવી તે આપણું કામ છે. આપણે એ કરીએ તો આપણે આપણો સ્વધર્મ ઓળખ્યો અને તેના પર અમલ કરી જાણ્યો કહેવાય. જો તેમ નહીં કરીએ અને દંડશક્તિના ઉપયોગથી જ થઈ શકે તેવી જનસેવાનો લોભ રાખીશું, તો જે ખાસ કામની આપણી પાસે આશા રાખવામાં આવે છે તે કામ, અને તે આશા આપણે પૂરાં નહિ પાડી શકીએ. ઊલટો એવો સંભવ છે કે આપણે બોજારૂપ પણ સાબિત થઈએ.

### દયાના રાજ્યની સ્થાપના

હું થોડુંઘણું સ્પષ્ટીકરણ કરી નાખું. મેં કહ્યું કે દંડશક્તિને આધારે સેવાકાર્ય થઈ શકે છે અને તેમ કરવા માટે જ આપણે રાજ્યશાસન ઇચ્છયું છે અને હાથમાં લીધું છે. જ્યાં સુધી સમાજને તેવી જરૂર છે, ત્યાં સુધી એ શાસનની જવાબદારી આપણે છોડવા માગતાં નથી. એનાથી સેવા જરૂર થશે, પણ દંડશક્તિનો ઉપયોગ જ ન કરવો પડે એવી પરિસ્થિતિ પેદા થાય તે જાતની સેવા એ રીતે નહિ થાય.

હું દાખલો આપું. લડાઈ ચાલી રહી છે. સિપાહીઓ ઘવાઈ રહ્યા છે. એ સિપાહીઓની સેવામાં જે લોકો લાગેલા છે તેઓ ભૂતદયાથી પરિપૂર્ણ હોય છે. તેઓ શત્રુ મિત્ર કશું જોતા નથી. પોતાનો જાન જોખમમાં મૂકી યુદ્ધક્ષેત્રમાં પહોંચે છે અને કેવળ માતા જ બાળકની કરી શકે એ જાતની સેવા કરે છે. એટલે તેઓ દયાળુ હોય છે એમાં જરાયે શંકા નથી. એ સેવા કીમતી હોય છે એ દરકોઈ જાણે છે.

પણ યુદ્ધને અટકાવવાનું કામ એ લોકો નથી કરી શકતા. એમની દયા યુદ્ધને માન્ય કરનારા સમાજનો એક હિસ્સો છે. જેમ એક યંત્રમાં અનેક નાનાં મોટાં ચક્ર હોય છે, જે એકબીજાંથી જુદી જુદી દિશામાં કામ કરતાં હોવા છતાં બધાં એક જ યંત્રનાં અંગ હોય છે, તેમ જ સિપાહીઓને કતલ કરવા એ યુદ્ધયંત્રનું એક પાસું છે, અને એ જ યુદ્ધયંત્રનું બીજું પાસું એ છે કે જખમી સિપાહીઓની સેવા કરવી. આની બે ગતિઓ સ્પષ્ટ છે. એક ક્રૂર કાર્ય છે, બીજું દયાળુ કાર્ય છે. અને એ દરેક જણ જાણે છે. પેલા દયાળુ હૃદયની દયા અને પેલા ક્રૂર હૃદયની ક્રૂરતા, બંને મળીને જ યુદ્ધને ટકાવનારાં આ બંને અંગો છે. કઠોર વૈજ્ઞાનિક ભાષામાં કહીએ તો યુદ્ધને જ્યાં સુધી આપણે કબૂલ કર્યું છે ત્યાં સુધી, ચાહે આપણે સિપાહીનો ધંધો કરીએ કે પછી ઘાયલ સિપાહીઓની સેવાનો ધંધો કરીએ, આપણે બંને રીતે યુદ્ધના ગુનેગાર છીએ.

મેં દાખલો એટલા માટે આપ્યો કે માત્ર દયાળુ કાર્ય કરીએ તેથી એમ ન માનવું જોઈએ કે દયાનું રાજ્ય સ્થાપી શકીશું. રાજ્ય તો નિષ્ઠુરતાનું છે. એની અંદર દયા, રોટલામાં નાંખેલા મીઠાની જેમ, રુચિ પેદા કરવાનું કામ કરે છે. જખમી સિપાહીઓની એ સેવાને કારણે એ યુદ્ધમાં સ્વાદ પેદા થાય છે, પરંતુ યુદ્ધની સમાપ્તિ એ દયાથી નથી થઈ શકતી. નિષ્ઠુરતાના રાજ્યમાં દયા પ્રજા તરીકે રહે, નિર્દયતાની હકૂમતમાં દયા ચાલતી રહે, એ રીતનું દયાનું કામ આપણે લોકો કરતાં રહીએ તો આપણે આપણું અસલ કામ કર્યું ન ગણાય. એ રીતે દેખાવે જે દયાનાં કામ જણાય છે, જે રચનાત્મક કામ ગણાય છે, તે

આપણે દયા અને રચનાના લોભને ખાતર વ્યાપક દૃષ્ટિ વગર ઉપાડી લઈએ, તો તેવાં કામ કરવાથી પણ આપણે હાથે કાંઈક સેવા તો અલબત્ત થશે જ, પરંતુ આપણા પર જેની જવાબદારી છે, અને જેને આપણે અને દુનિયાએ આપણો સ્વધર્મ માન્યો છે, એવી સેવા આપણાથી નહિ થઈ શકે.

### દંડશક્તિથી ભિન્ન હિંસાની વિરોધી જનશક્તિ

બીજો સ્પષ્ટ દાખલો આપું. મને બધા પૂછે છે કે તમારું વજન સરકાર પર પણ પડતું હોય તેમ લાગે છે, તો સરકાર કાયદો બનાવીને વળતર આપ્યા વગર જમીનની વહેંચણીનો રસ્તો ઉઘાડો કરી આપે, એ વાત પર કેમ ભાર નથી મૂકતા ? આવું ઘણીવાર લોકો મને પૂછે છે. હું એમને કહું છું કે ભાઈ, કાનૂનનો રસ્તો હું રોકતો નથી. પણ તમારી દિશામાં એથી વધારે એક પગલું હું આગળ વધું એમ ઇચ્છતા હો તો હું કહું છું કે મેં જે રસ્તો અપનાવ્યો છે તેમાં મને સોળેસોળ આના સફળતા ન મળે તોયે કાનૂનને માટે થોડીક સરળતા તો થશે જ ને ! એક તો કાનૂનને હું બાધા પહોંચાડતો નથી. બીજું, હું કાનૂન માટે સરળતા કરી આપું છું, અનુકૂળ વાતાવરણ એને માટે પેદા કરી રહ્યા છું કે જેથી કાનૂન આસાનીથી બનાવી શકાય. આથી પણ એક વધુ પગલું તમારી દિશામાં ભરીને હું રટણ કરવા લાગું કે કાનૂન વગર કામ નહિ થાય, કાનૂન બનવા જોઈએ, તો હું સ્વધર્મહીન સાબિત થઈશ. મારો એ ધર્મ નથી. મારો ધર્મ તો એમ માનવાનો છે કે કાનૂનની મદદ વગર જનતાનાં હૃદયમાં એવી ભાવના ઉત્પન્ન કરીએ કે કાનૂન ગમે તે હોય તોય લોકો જમીનની વહેંચણી કરે.

શું માતાઓ કોઈ કાનૂનને કારણે બાળકને ધવરાવે છે? એટલે કે મનુષ્યના હૃદયમાં એવી એક શક્તિ છે જેનાથી મનુષ્યનું જીવન સમૃદ્ધ થયું છે. મનુષ્યને પ્રેમ પર ભરોસો છે. એ પ્રેમમાંથી પેદા થયો છે, પ્રેમથી એનું પાલન થાય છે અને આખરે જ્યારે દુનિયા છોડીને જાય છે ત્યારે પણ પ્રેમભરી આંખે જ જરા આજુબાજુ નજર નાખે છે, અને ત્યારે જો પ્રેમીજનો એની નજરે ચઢે છે તો સુખેથી દેહને અને દુનિયાને છોડી જાય છે. તો આમ પ્રેમની શક્તિનો અનુભવ હોવા છતાં પણ એને વધુ સામાજિક સ્વરૂપમાં વિકસિત કરવાની હામ ભીડવાને બદલે હું જો 'કાનૂન કાનૂન' રટયા કરું, તો કાનૂન બનાવીને સરકાર જે મદદની આપણી પાસે આશા રાખે છે તે મેં એને આપી ન ગણાય. એટલા માટે દંડશક્તિથી ભિન્ન જનશક્તિ હું નિર્માણ કરવા માગું છું, અને આપણે તે પેદા કરવી જોઈએ. આ જે જનશક્તિ આપણે પેદા કરવા માગીએ છીએ, તે દંડશક્તિની વિરોધી છે એમ હું નથી કહેતો, તે હિંસાની વિરોધી છે. હું તો એટલું જ કહું છું કે તે દંડશક્તિથી ભિન્ન છે.

### આપણું અસલ કામ

હું બીજો દાખલો આપું. હમણાં ખાદી બોર્ડ બને છે. સરકાર ખાદીને મદદ આપવા માગે છે. પં૦ નહેરુએ કહ્યું કે મને આશ્ચર્ય થાય છે કે જે કામ ચાર વર્ષ પહેલાં થવું જોઈતું હતું તે આટલું મોડું કેમ થઈ રહ્યું છે? તેઓ મહાન છે, એમનું દિલ મહાન છે. તેઓ આત્મનિરીક્ષણ કરે છે અને આ જાતની ભાષા બોલે છે. હવે આપણું અને ચરખાસંઘનું એ કામ છે કે સરકાર જ્યારે ખાદી બોર્ડ

બનાવી ખાદીનું ઉત્પાદન વધારવા માગે છે, ત્યારે એને થોડી મદદ કરીએ, કારણ ચરખાસંઘને આ કામનો અનુભવ છે અને અનુભવીઓની મદદ આવાં કામને માટે જરૂરી છે. પણ તે છતાં હું વિચારું છું કે એક નાગરિક તરીકે, એક જાણકાર તરીકે સરકારને જે મદદ આપવી ઘટે તે ભલે આપીએ. પણ એમાં જ જો આપણે ખતમ થઈએ, સમાપ્ત થઈ જઈએ, તો ખાદીની જે સેવાની આપણી પાસેથી અપેક્ષા છે, તે સેવા આપણે ન કરી ગણાય. આપણે તો ખાદીની આપણી દૃષ્ટિ સ્પષ્ટ–શુદ્ધ રાખવી જોઈએ અને એ દિશામાં કામ કરતાં કરતાં સરકારને ખાદી ઉત્પાદન કરવામાં જે મદદ આપવી ઘટે તે આપવી જોઈએ. યુદ્ધ શમાવવાના રસ્તા આપણે શોધવા જોઈએ અને તેમ છતાં યુદ્ધ ચાલે તો ઘાયલોની સેવા માટે પણ મોકો આવ્યે જવું પડે તો જવું જોઈએ. આ તો યુદ્ધનું જ અંગ છે એમ કહીને એમાં ના કહેવી એવું નથી. પણ એ ધ્યાનમાં રાખીશું કે એ આપણું અસલ કામ નથી. આપણું ખાદીનું કામ તો ગ્રામરાજ્યની સ્થાપના માટે હોઈ શકે.

### ખાદીકાર્ય અને સરકાર

આ વખતે પં૰ નહેરુ મળવા આવ્યા અને ઘણા પ્રેમથી વાત કરી. મેં નમ્રતાથી એમનું ઘણુંખરું સાંભળી લીધું. અને પછી જ્યારે એમણે જરા સલાહ-મસલતની વૃત્તિ બતાવી એટલે મેં થોડામાં મારા વિચાર જણાવ્યા. મેં કહ્યું કે ખાદી અને ગ્રામોદ્યોગ માટે સરકાર પાસેથી હું કશું ઇચ્છતો હોઉં, તો તે એ છે કે જે રીતે દરેક નાગરિકને નાગરિકતાના અનિવાર્ય અંશ તરીકે વાંચતાં લખતાં આવડવું જ જોઈએ એવું આપણે માનીએ છીએ, અને તે

માટે આપણા રાજ્યને અને સરકારને સૌને વાંચતાં લખતાં શીખવવાની પોતાની જવાબદારી લાગે છે, એનો તેઓ સ્વીકાર કરે છે, અને પરિસ્થિતિવશ તેનો પૂરો અમલ ભલે ન થઈ શકે, થોડોઘણો અમલ થાય, તેમ છતાં બધાં લોક વાંચતાં લખતાં શીખી ન જાય ત્યાં સુધી આપણું કામ અધૂરું છે એવો ખટકો દિલમાં રહ્યા કરે છે, તેવી જ રીતે આપણું રાજ્ય, આપણી સરકાર એ વિચાર કબૂલ કરી લે કે હિન્દુસ્તાનના દરેક ગ્રામીણને, દરેક નાગરિકને, કાંતતા શીખવવું જોઈએ. જે ગ્રામીણ કે જે નાગરિકને કાંતતાં ન આવડતું હોય તે અશિક્ષિત છે, એટલું તેઓ માન્ય કરે અને બાકીનું બધું કામ જનતા કરે. અમે સરકાર પાસે પૈસાની મદદ નહીં માગીએ. પણ સરકાર આ વિચારને માન્ય રાખે તો અમને મોટામાં મોટી મદદ મળે તેમ છે.

એમણે એ સાંભળી લીધું. હું માનું કે એમના હૃદયને તો એ ઠીક પણ લાગ્યું હશે. પણ સહેજે વિનોદમાં એમણે પૂછ્યું કે સૂતર કાંતતાં બધાંને શીખવી દઈએ તો પછી એના ઉપયોગનો સવાલ આવશે. ત્યારે મેં જવાબ આપ્યો કે વાંચતાં લખતાં શીખવીને પણ એના ઉપયોગનો સવાલ તો ઉત્પન્ન થાય જ છે. મેં તો એવા કેટલાયે ભાઈઓને જોયા છે જેઓ બેચાર વર્ષ થોડુંઘણું ભણ્યા અને એમનું ભણતર જિંદગીમાં કોઈ કામમાં ન આવ્યું. એમના માટે "કાળો અક્ષર ભેંસ બરાબર" હોય છે. યોગ ની સાથે ક્ષેમ જોડાયેલું છે. આ જાતની ફિકર તો કરવી જ પડે છે. પણ તમે જોશો કે મેં ખાદીને માટે માત્ર એટલી જ માગણી કરી. જ્યારે સરકાર જનતાની છે અને જનતા તરફથી આવી માગણી થશે ત્યારે સરકારને એટલું કરવું જ જોઈશે. પણ

એથી વધુ લોકો પર ખાદી લાદવાની વાતો જો કાયદાથી થાય તો— એટલે કે હું એવી માગણી કરું તો— મારે કહેવું પડે કે હું મારું કામ સમજ્યો નથી, અને દંડશક્તિથી ભિન્ન લોકશક્તિ આપણે નિર્માણ કરવી છે એ સૂત્ર હું ભૂલી ગયો ગણાઉં.

### દૃષ્ટિ અને પદ્ધતિ

આ બે દાખલા મેં સહેજે આપ્યા— એક ખાદીનો અને એક ભૂમિદાનનો. આપણે ભૂમિનો સવાલ ઉકેલવા જશું તો આપણી એક ખાસ રીત હશે. અને લોકશાહી સરકાર ભૂમિનો સવાલ ઉકેલવા જશે તો દંડશક્તિનો ઉપયોગ કરીને પણ ઉકેલ લાવવા માગશે, અને તેમ કરશે તો તેમાં એને કોઈ દોષ નહિ દે. પણ એ રસ્તો બીજો થયો. એમાંથી લક્ષ્મી ભલે નિર્માણ થાય, જનશક્તિ નિર્માણ નહિ થાય. આપણો ઉદ્દેશ માત્ર લક્ષ્મી નિર્માણ કરવી એટલો જ ન હોય, પણ જનશક્તિ નિર્માણ કરવી એ પણ હોય. આપણા કામની પાછળ આવી આખી દૃષ્ટિ પડેલી છે.

આ કાંઈક વિસ્તાર સહિત મેં કહી દીધું. ઇચ્છતો હતો તો સંક્ષેપ, પણ આટલો વિસ્તાર થઈ ગયો. હવે આ દૃષ્ટિ આપણી સ્પષ્ટ થઈ જાય તો પછી આપણી કાર્ય-પદ્ધતિ કઈ હશે તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નહિ રહે. પણ દરેક જણ વિચારશે કે દરેક રચનાત્મક કાર્યમાં કામ કરવાની આપણી એક વિશેષ પદ્ધતિ હશે અને એમાં છેવટે લોકોમાં દંડનિરપેક્ષતા નિર્માણ થાય એવા પરિણામની અપેક્ષા રહેશે.

આ દૃષ્ટિએ વિચારતાં સહેજે ધ્યાનમાં આવશે કે આપણી કાર્યપદ્ધતિના બે ભાગ રહેશે. એક ભાગ હશે

"વિચારશાસન" અને બીજો ભાગ હશે "કર્તૃત્વવિભાજન." મને જરા શાસ્ત્રીય શબ્દો બનાવવાની ટેવ છે, અને ભાષામાં સંસ્કૃત જ સૌથી વધારે જાણું છું તેથી સંસ્કૃત શબ્દો આવી જાય છે, તે માટે ક્ષમા કરજો.

### વિચારશાસન

વિચારશાસન એટલે વિચાર સમજાવવો, વિચાર સમજવો અને વિચાર સમજ્યા વગર કોઈ પણ વાત કબૂલ કરવી નહીં તે. વિચાર સમજ્યા વગર કોઈ આપણી વાત કબૂલ કરતો હોય તો દુઃખી થવું. પોતાની ઇચ્છા બીજા પર ન લાદવી બલ્કે કેવળ વિચાર સમજાવીને જ સંતુષ્ટ રહેવું. આપણા સર્વોદય સમાજની યોજનામાં જે રચના કરી છે, તેને કેટલાક 'લૂઝ ઑરગેનિઝેશન' એટલે કે શિથિલ રચના કહે છે. રચનાને આપણે શિથિલ કરીએ તો એકે કામ નહિ થાય. તે માટે રચના શિથિલ ન હોવી જોઈએ. પરંતુ આ શિથિલ રચના નથી પણ અ-રચના છે. અર્થાત્ કેવળ વિચારના આધાર પર આપણે ઊભાં રહેવા માગીએ છીએ. આપણે કોઈને આદેશ નથી આપતાં કે જેનો તેણે વગર જોયે-સમજ્યે અમલ કરવો પડે. આપણે કોઈનો આદેશ માથે ચડાવતાં નથી, કે જેનો વગર વિચારે આપણે અમલ કરતાં રહીએ. આપણે તો આપસમાં સલાહ કરીએ છીએ.

કુરાનમાં ભક્તોનું લક્ષણ ગાયું છે કે તેમનું "અમ્ર" કહેતાં કામ પરસ્પરની સલાહથી થાય છે. તો આપણે પરસ્પર સલાહની આપ-લે કરીશું અને આપણી વાત સાંભળનારને પસંદ ન પડી અને એણે તે મુજબ કર્યું નહિ, તો તેથી આપણે ઘણાં રાજી થઈશું. એનો અમલ ન

કરવાથી આપણને ખુશી ઊપજશે અને વગર જાણે-સમજ્યે જો અમલ કરશે તો આપણને ખૂબ દુઃખ થશે. આ જે રચના છે એમાં હું જેટલી તાકાત જોઉં છું તેટલી બીજી એકે કુશળ રચનામાં, સ્પષ્ટ રચનામાં અને શિસ્તબદ્ધ રચનામાં નથી જોતો. શિસ્તબદ્ધ દંડયુક્ત રચનામાં શક્તિ હોતી નથી એવું નથી, પણ તે શિવશક્તિ નથી હોતી. આપણે જે પેદા કરવી છે તે બીજી શક્તિ છે. આપણી નજરે પેલી શક્તિ તો શક્તિ જ નથી. માટે આપણે વિચાર-શાસનને માનવા માગીએ છીએ. આ જો ધ્યાનમાં બેસી જશે તો વિચારનો નિરંતર પ્રચાર કરવો, એ આપણો એક કાર્યક્રમ થઈ જશે. હમણાં આપણે તેમ કરતાં નથી, પણ કરવું જોઈએ.

જ્યારે હું આ દૃષ્ટિએ વિચારું છું ત્યારે બુદ્ધ ભગવાને ભિક્ષુસંઘ શા માટે રચ્યો હશે અને શંકરાચાર્યે યતિસંઘ કેમ રચ્યો હશે એનો ભેદ ઊકલી જાય છે. તેમ છતાં એ સંઘોના જે અનુભવ થયા છે, તેના ગુણદોષોની તુલના કરીને મેં મારા મનમાં નિર્ણય કર્યો છે કે આપણે આવા સંઘોમાં નહિ પડીએ. કારણ એમાં ગુણ કરતાં દોષ વધુ હોય છે એવો અનુભવ છે. એટલા માટે આપણે સંઘ તો નહિ બનાવીએ, પણ એમને સંઘો કેમ બનાવવા પડ્યા તેનો ખ્યાલ આમ આવી જાય છે. નિરંતર અખંડ વહેતાં ઝરણાંની જેમ સતત ફરવાવાળા અને લોકોની પાસે સતત વિચાર પહોંચાડવાવાળા લોકો હોવા જોઈએ. એ વગર "સર્વોદય સમાજ" કામ નહિ કરી શકે. લોકો પાસે પહોંચવાના જેટલા મોકા મળે તેટલા મેળવવા જ જોઈએ. લોકો એક-વાર કહેવાથી નથી સાંભળતા, તો બીજીવાર કહેવાનો મોકો મળ્યો એમ માની રાજી થવું જોઈએ.

પત્રકનું સંતાન પત્રક

વિચારપ્રચારનો આટલો ઉત્સાહ અને વિચાર પર આટલી શ્રદ્ધા— વિચારનિષ્ઠા આપણામાં હોવી જોઈએ. પણ આપણી હાલત એવી થઈ ગઈ છે કે આપણામાંથી ઘણાં જણુ જુદી જુદી સંસ્થાઓમાં ગિરફતાર થઈ ગયાં છે. આને વિષે થોડું પાછળથી કહીશ. હમણાં તો ઉલ્લેખ માત્ર કર્યો. અલબત્ત એ સંસ્થાઓ મહત્ત્વની છે. છતાં પણ આપણને સંસ્થાની આસક્તિ ન હોય, ભક્તિ રહે. એનું કામ ચાલુ રાખીએ, પણ સંસ્થામાં કેટલાંક જણુ એવાં હોય કે જે ફરતાં રહે. આવી જાતની રચના અને આવો કાર્યક્રમ આપણે નહિ બનાવીએ તો આપણા વિચારો ક્ષીણ થશે અને વિચારશાસન નહિ ચાલે. અને આપણે બીજું શાસન ચલાવવા માંગતાં નથી.

જુઓ ને, બિહારના લોકો કાંઈક અભિમાનથી કહે છે અને તેમને અભિમાનથી કહેવાનો હક પણ છે, કે ભૂદાન-યજ્ઞનું કામ બિહારની કૉંગ્રેસે પહેલું ઉપાડયું અને તે પછી હૈદ્રાબાદમાં અખિલ ભારત કૉંગ્રેસે એનો કાંઈક સ્વીકાર કર્યો. નહીં તો થાય છે શું ? કે ઉપરથી એક “ સરક્યુલર ” પત્રક આવે છે: “ ભૂદાનમાં મદદ આપવી એ કૉંગ્રેસીઓનું કર્તવ્ય છે. ” ગંગા હિમાલયથી પડે છે અને હરદ્વાર આવે છે, તેમ ત્યાંથી નીકળેલું પત્રક પ્રાંતિક સમિતિમાં આવે છે. અને ગંગા હિમાલયથી હરદ્વાર આવીને આગળ ચાલતાં ગઢમુક્તેશ્વર જાય છે, તેમ પેલું પત્રક ત્યાંથી જિલ્લા ઑફિસમાં આવે છે. ગંગા ગમે ત્યાં જાય પણ એ ગંગા જ રહે છે, તેમ પત્રકમાંથી પત્રક જ પેદા થાય છે. મેં વિનોદ તરીકે એકવાર કહ્યું હતું કે દરેક જાતિ પોતાની

જાતિને જ જન્મ આપે છે. તેમ પત્રક પત્રકને જ જન્મ આપી શકે છે.

ત્યારે છેવટે કામ કરે કોણ? કામ તો કરવું પડશે ગામડાંના લોકોએ. પણ ગામડાંના લોકો સુધી એ પત્રક પહોંચે છે જ ક્યાં? એ તો એક ઑફિસમાંથી બીજી ઑફિસમાં જાય છે. ત્યાંથી વળી ત્રીજી ઑફિસમાં જાય છે; એટલું જ થાય છે.

આપણું કામ 'વિચાર-પ્રચાર'

તો, આ ભૂદાનયજ્ઞ જેવા જે આપણા કાર્યક્રમો છે, તે આપણે ઘેર ઘેર નહીં પહોંચીએ ત્યાં સુધી અમલમાં નહીં આવી શકે. આપણી પાસે મુખ્ય સાધન તો વિચાર-પ્રચારનું જ હોઈ શકે. જો ત્યાં આપણી હિંમત ન ચાલે, આટલાં ગામોમાં આપણે કેવી રીતે પહોંચીશું, કેવી રીતે ફરીશું, એવું બધું લાગતું હોય અને જેને "ટૂંકો રસ્તો" કહે છે, અંગ્રેજીમાં "શૉર્ટ કટ" કહે છે, તેની લાલચમાં આપણે ઇચ્છીએ કે કાનૂન થાય, ફલાણું ઢીંકણું થાય, તો એ બધું બનાવવું અને એવી ઇચ્છા સેવવી એ આપણું કામ નથી. કાયદો ભલે બને, જલદી બને, સારો બને, પણ એ કામમાં આપણે પડીશું તો આપણે પરધર્મનું આચરણ કરીશું, સ્વધર્મનું આચરણ નહીં કરીએ. આપણો સ્વધર્મ તો એ હશે કે ગામોગામ ફરવાનું શરૂ કરીએ અને વિચાર પર વિશ્વાસ રાખીએ. એમ ન કહીએ કે અરે! વિચાર કહેવા સાંભળવાથી ક્યારે કામ થઈ રહેશે? વિચારથી જ કામ થશે, કારણ આપણું કામ વિચારથી જ થાય તેવું છે. તો આ વિચારની સત્તા, વિચારશાસન એ આપણું એક ઓજાર છે.

### કર્તૃત્વ-વિભાજન

બીજું ઓજાર છે કર્તૃત્વ-વિભાજન. એટલે કે બધું કર્તૃત્વ યાને બધી કર્મશક્તિ એક કેન્દ્રમાં કેન્દ્રિત ન હોવી જોઈએ. બલ્કે ગામેગામમાં કર્મશક્તિ— કર્મસત્તા નિર્માણ થવી જોઈએ. માટે આપણે ઇચ્છીએ છીએ કે દરેક ગામને પોતાને ત્યાં કઈ વસ્તુ આવે અને કઈ વસ્તુ ન આવે તેનો નિર્ણય કરવાનો હક હોવો જોઈએ. જો કોઈ ગામ એમ ઇચ્છે કે ત્યાં ઘાણી ચાલે અને મિલનું તેલ ન આવે, તો મિલના તેલ પર પ્રતિબંધ મૂકવાનો એમને હક હોવો જોઈએ.

જ્યારે આપણે આ વાત કરીએ છીએ ત્યારે અધિકારીઓ કહે છે કે આ રીતે એક મોટા રાજ્યની અંદર એક નાનું રાજ્ય થાય એ ન ચલાવી લઈ શકાય. તો હું કહું છું કે સત્તાનું વિભાજન આપણે જો નહિ કરીએ, કર્તૃત્વવિભાજન નહિ કરીએ, તો સૈન્યબળ અનિવાર્ય છે એમ સમજી લેવું. તો પછી સેના વગર આજે તો નહિ ચાલે તે નહિ જ ચાલે, પણ કદીયે નહીં ચાલે. એમ હોય તો તો પછી કાયમને માટે એમ નક્કી કરી લો કે સૈન્યબળ વડે જ કામ લેવું છે. અને સેના સુસજ્જ રાખવી છે. પછી એમ ન બોલશો કે આજે નહીં તો કાલે અમે સેનાથી છૂટવા માગીએ છીએ. જો કોઈ ને કોઈ દિવસ સેનાથી છૂટવા માગતા હો, તો પરમેશ્વરે કર્યું તેવું જ કરવું જોઈએ. પરમેશ્વરે અક્કલનું વિભાજન કરી નાખ્યું. દરેકને અક્કલ આપી દીધી. વીંછીને પણ આપી અને સાપને પણ આપી. વાઘનેય આપી અને માણસને પણ આપી. ઓછીવત્તી ભલે હોય પણ દરેકને અક્કલ આપી અને કહ્યું કે પોતાની અક્કલ પ્રમાણે જીવનનું ગાડું ગબડાવી લો. અને ત્યારે આખી દુનિયા એટલી સરસ રીતે ચાલવા

લાગી કે એ નિરાંતે પોઢી શકે છે, અને તે એટલે સુધી કે લોકોને શંકા પણ પડે છે કે પરમેશ્વર છે કે નહિ! આપણે રાજ્ય એવું જ ચલાવવું પડશે કે કોઈ રાજ્યસત્તા છે કે નથી એની પણ શંકા થાય, ઘણે ભાગે હિન્દુસ્તાનમાં રાજ્યસત્તા નથી એવુંય લોકો કહેતા થાય, ત્યારે આપણું રાજ્યશાસન અહિંસક થયું ગણાય.

એટલે જ આપણે ગ્રામરાજનું સૂત્ર ઉચ્ચારીએ છીએ. અને તેથી આપણે ઇચ્છીએ છીએ કે ગામને અંકુશ મૂકવાની સત્તા હોય, એટલે કે ગામવાળા અંકુશ મૂકવાની સત્તા પોતાના હાથમાં લે. ગામવાળા જાતે ઊભા થઈ નક્કી કરે કે ફલાણી ચીજ પેદા કરવી છે, એ પણ જનશક્તિનું એક રૂપ છે. તેઓ સરકાર પાસે માંગણી કરે કે ફલાણો માલ અહીં ન આવવો જોઈએ, એને રોકો. સરકાર જો ન રોકી શકે એટલે કે રોકવા માગે, છતાં ય ધારી લો કે ન રોકી શકે, તો એના વિરોધમાં ઊભા થવાની હિંમત કરવી પડશે. અને એમ કરવાથી સરકારને ઘણી જ મદદ મળશે. કારણ એનાથી જ સૈન્યબળનો છેદ ઊડશે.

આમ જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી સૈન્યબળનો કદી છેદ નહીં ઊડે. એવું કદી ન બને કે દિલ્હીમાં કોઈ એવી અક્કલ પેદા થઈ જાય— ભલે ને પછી એ ચાર માથાવાળા અને ચારે દિશામાં જોઈ શકે તેવા બ્રહ્મદેવની જ અક્કલ હોય— ગમે તેટલી મોટી અક્કલ હોય, તો પણ એમ કદી ન થઈ શકે કે દરેક ગામના સઘળા કારભારનું નિયંત્રણ અને નિયોજન દિલ્હીથી થાય, અને તે પાછું બધું જ બધાંના ફાયદામાં હોય. એટલે રાષ્ટ્રીય નિયોજનને બદલે ગ્રામ-નિયોજન થવું જોઈએ. મેં ' ને બદલે ' કહી દીધું. વધુ

સારું તો એમ કહેવું થશે કે રાષ્ટ્રીય નિયોજનનો અર્થ જ 'ગ્રામનિયોજન' એવો હોય અને એ ગ્રામનિયોજનની મદદ માટે બીજું જે કાંઈ કરવું પડે તેટલું જ દિલ્હીમાં કરવામાં આવે.

આ છે આપણા કાર્યક્રમનો બીજો ભાગ. એક તો પહેલાં કહ્યું તે મુજબ વિચારશાસન અને હવે આ બીજો બતાવ્યો તે કર્તૃત્વવિભાજન. તો આપણે જે કંઈ કરીએ છીએ, તે બધું કર્તૃત્વવિભાજનની દિશામાં કરવા માગીએ છીએ. એટલા માટે આપણે ગામોમાં જમીનની વહેંચણી કરવા માગીએ છીએ.

### વહેંચાયેલો ખજાનો

જમીનની બાબતમાં જ્યારે જ્યારે સવાલ પેદા થાય છે, ત્યારે ત્યારે એમ જ કહેવાય છે કે "સીલિંગ" (મથાળું) નક્કી કરો; વધુમાં વધુ જમીન કેટલી રાખવામાં આવે તે વિષે વિચારો : આજકાલ લોકો આમ બોલવા લાગ્યા છે. એક બાજુ જ્યારે આ ભૂદાનયજ્ઞનું આંદોલન જોર પકડતું જાય છે અને જનતામાં એક ભાવના પેદા થઈ રહી છે, ત્યારે આવી વાત બોલાઈ રહી છે! પણ હું કહું છું કે પહેલાં તો જમીન સૌને આપવી છે એટલું તો ઓછામાં ઓછું નક્કી કરો! હું આમ શાથી કહું છું? એટલા માટે કહું છું કે હું કર્તૃત્વ-વિભાજન ઇચ્છું છું. જેટલા મજૂર છે તે બધા આજે બીજાના હાથ નીચે કામ કરે છે. એ લોકો કામ તો કરે છે, પણ એમનામાં કર્તૃત્વ નથી. ચાલે છે તો ગાડી જ, પણ ગાડીને આપણે કર્તા નથી કહેતા; કારણ કે એ ચેતનવિહોણી છે. તો આ મજૂરો જેઓ ખેતરોમાં કામ કરે છે, તેઓ ચેતન-વિહોણાની જેમ કામ કરે છે. કેવળ હાથ અને પગથી કામ

કરે છે; પણ આપણે તો એમ ઇચ્છીએ છીએ કે આ કામ એમના દિમાગથી અને દિલથી થાય. કેટલાક કહે છે કે હિંદુસ્તાનના મજૂરોમાં એટલી અક્કલ જ નથી, અને તેથી તેઓ બીજાના હાથ નીચે રહે એ જ બહેતર છે. ત્યારે હું કહું છું કે એ અહિંસાની રીત નથી. એમનામાં જે અક્કલ છે તેને જો આપણે ફગાવી દઈએ, તો બીજો અક્કલનો એકે ખજાનો આપણી પાસે નથી.

માની લો કે એક મજૂર કરતાં એક મૂડીવાળા ભાઈની અક્કલ વધારે છે. પણ એકંદરે તો દેશમાં મજૂરોની અક્કલનો જે સરવાળો થાય, તેટલી અક્કલની તોલે આવે એટલી બીજી અક્કલ તો ક્યાંય નથી ને! એ અક્કલ આપણા ઉપયોગમાં ન આવે તો આપણા દેશને ભારે નુકસાન વેઠવું પડશે. એટલે મજૂરોની આજે જેવી છે તેવી અક્કલનો પૂરેપૂરો ઉપયોગ થાય એ જરૂરી છે. તેની સાથે સાથે એમની અક્કલ વધે એવી યોજના પણ જોઈશે. મજૂરોની અક્કલ વધારનારી આવી જે યોજનાઓ આપણે કરીશું, તેમાં એક યોજના એમને જમીન આપવાની પણ હશે. એમને બીજી જે કોઈ તાલીમ આપીએ તે ઉપરાંત એમના હાથમાં જમીન આપવી તે પણ તાલીમનો એક ભાગ હશે, અને એ એમની અક્કલ વધારવાનું પણ એક સાધન ગણાશે.

તો આ છે કર્તૃત્વવિભાજન, અને એ દિશામાં આપણે વિચારીએ છીએ. આપણા કાર્યક્રમનાં જે બે પાસાં છે તે મેં બતાવ્યાં અને એ પાસાંઓના મૂળમાં જે ભૂમિકા છે તે પણ બતાવી. તો કાર્યપદ્ધતિ વિષે થોડું કહ્યું અને તે પછી કાર્યવિભાજન કઈ રીતે કરવું જોઈએ, કાર્યક્રમ શું હોવો

જોઈએ, તે વિષે પણ થોડુંઘણું કહ્યું. હવે આપણે કાર્યરચના પર આવીએ છીએ. એ વિષે થોડાક વિચાર જણાવી દઉં.

### કાર્યરચના

રચનામાં તો આપણે એક "સર્વ સેવા સંઘ" ને માન્યો છે અને બીજો છે "સર્વોદય સમાજ." સર્વોદય સમાજનું નામ ચાલશે, સર્વ સેવા સંઘનું કામ ચાલશે. આ રીતે એકનું નામ અને બીજાનું કામ, એ બે મળીને આપણે ચાલીશું તો 'સર્વ સેવા સંઘ' શિથિલ સંસ્થા નહીં બને, બલ્કે મજબૂત સંસ્થા બનશે. અને સર્વોદય સમાજ શિથિલ કે અશિથિલ એકે પ્રકારની રચના નહીં હોય, બલ્કે અ-રચના હશે. વિચારની સત્તા માનવાવાળી એ એક મંડળી હશે. સર્વોદય સમાજ હજુ વધારે વિચાર-પરાયણ કેવી રીતે બને એ દિશામાં આપણે વિચાર કરવો જોઈએ. સર્વોદય સમાજ હજુ વધારે શિસ્ત (અનુશાસન)માં માનવાવાળો સમાજ કેવી રીતે બને, તે વિચારવાની આપણને જરૂર નથી. કારણ કે અનુશાસનમાં માનવાવાળો સમાજ આપણે રચવા માંગતા નથી. પણ એ વધુ વિચારવાન કેવી રીતે બને અને વિચારની સત્તા એના પર કેવી રીતે પ્રવર્તે, એ દિશામાં આપણે પ્રયત્ન કરવો જોઈએ. સર્વોદય સમાજના જેટલા સેવકો અહીં એકઠા થયેલા છે, જેમણે પોતાનાં નામ નોંધાવ્યાં હોય કે ન પણ નોંધાવ્યાં હોય, અને જેઓ અહીં ન પણ આવ્યા હોય, તે સૌને માટે એક વિચારની સંગતિ ઊભી થાય એ જાતનું કામ આપણે કરવું જોઈએ.

એટલે એક વાત તો મેં આમજનતાના વિચાર અંગે કહી હતી કે તેમનામાં પ્રચાર થવો જોઈએ. તે માટે ફરવું

જોઈએ. બીજી વાત એ કહું છું કે સાહિત્યનો પ્રચાર થવો જોઈએ, અને એનું ચિંતન અને મનન થવું જોઈએ. આપણા વિચારોની બીજા વિચારો સાથે સરખામણી કરીને અભ્યાસ કરવામાં આવે તેવા વર્ગો ઠેકઠેકાણે ચાલવા જોઈએ. આ જાતની યોજનાઓ આપણે ઘડવી જોઈએ. સર્વોદય સમાજને માટે 'સર્વ સેવા સંઘ' એકરસ સંસ્થા બનવું જોઈએ. મારે કબૂલ કરવું જોઈએ કે આ દિશામાં ઇચ્છા હોવા છતાં આપણે ઝાઝું કાંઈ કરી શકયાં નથી. મારા મત પ્રમાણે આપણે જો એટલું ન કરીએ તો જનતાને આપણા માટે જે આશાઓ બંધાઈ છે તે આશાઓ આપણે પૂરી નહીં કરી શકીએ. ઊલટું, એ જરીપુરાણો ચીલો છે તેમનો તેમ રહે છે, જુદી જુદી સંસ્થાઓ કામ કરે જાય છે. એવું ચાલવાનું નથી અને એમાંથી શક્તિ પેદા થવાની નથી.

### એકાગ્રતા માટે એકતા

હું થોડા દાખલા આપીશ. દાખલા આપવામાં કેટલાંક નામ લઈને પણ દાખલા આપીશ. પણ તેથી કોઈને એમ ન લાગવું જોઈએ કે હું દોષ બતાવું છું. અને કોઈ પરાયા સામે નથી બતાવતો, પણ પોતાની સામે પોતાના જ દોષ બતાવું છું, એવા ખ્યાલથી હું કેટલાક દોષોનું ઉચ્ચારણ પણ કરીશ. દાખલા તરીકે વર્ધામાં હિન્દુસ્તાની પ્રચાર સભા છે, તો ત્યાં શું થાય છે? વિદ્યાર્થી આવતાં હશે. પહેલાં આવતાં હતાં તેનાથી તો ઓછાં આવતાં હશે. કારણ કે હિન્દી અને ઉર્દૂ બંને લિપિઓ શીખવાને માટે આજે વાતાવરણ એટલું અનુકૂળ નથી. તો પણ જે આવતાં હશે તેમાં ઘણાંખરાં તો બે લિપિઓ અને ભાષાઓ શીખવાની

પોતાની ફરજ માનતાં હશે. પણ હું એમ ઇચ્છું ખરો કે જો આપણો સમાજ એકરસ હોત તો હિંદુસ્તાની પ્રચાર-સભામાં શીખવા આવનારાંઓને હું ચાર કલાક ખેતીનું કામ આપત, એકાદ કલાક કાંતવાનું કામ સોંપત, પછી એકાદ કલાક રસોઈ વગેરે કામ કરે, અને ત્યાર બાદ ત્રણચાર કલાક ઉર્દૂ અને હિંદી— જે કાંઈ શીખવું હોય તે શીખે. પણ આજે ત્યાં જે રીતે ચાલે છે તેમાંથી શક્તિ નિર્માણ થાય એ હું શક્ય નથી માનતો. ઉર્દૂ અને નાગરી લિપિ શીખનારાં થોડાં છોકરાં આપણને મળી જાય અને એમને શીખવીએ તેથી દેશમાં તાકાત વધે એવું બને નહીં.

આ જુઓ, હું આટલું બોલું છું ને તમે સાંભળો છો. પણ તમારા કાન કાપીને અહીં સાંભળવા માટે મૂકયા હોય અને મારી જીભ વાઢીને બોલવા માટે અહીં મૂકી હોય, તો ન હું બોલી શકું કે ન તમે સાંભળી શકો. કારણ કે હું સમગ્ર છું અને તમે પણ સમગ્ર છો. તેથી તો હું બોલી શકું છું અને તમે સાંભળી શકો છો. હા, એ વાત ખરી કે મારી જીભ કામ કરે છે અને તમારા કાન કામ કરે છે. તો હિંદુસ્તાની પ્રચારસભામાં મુખ્ય કામ ચાર કલાકનું જે રહેશે તે ઉર્દૂ અને નાગરી લિપિ શીખવાનું. તે ઉપરાંત આપણા જીવનના બાકીના જે અંશો છે, તે ત્યાં આપણે દાખલ કરવા પડશે. ત્યારે જ ઉર્દૂમાં તાકાત આવશે, ત્યારે જ એ નાગરીમાં પણ તાકાત આવશે.

આ તો મેં એક દાખલો આપ્યો. આવા કેટલાયે દાખલા હું આપી શકું. આપણા લોકો જે અલગ અલગ કામ કરે છે તેમનામાં તાકાત કેમ પેદા નથી થતી, અને જન-સમાજમાં આપણા કામથી એક ક્રાંતિ પેદા થવી જોઈએ

એવી આશા આપણે સેવીએ છીએ તે કેમ બર નથી આવતી, તેનું એક મુખ્ય કારણ હું માનું છું કે આપણા સંઘો છૂટા છૂટા કામ કરે છે તે છે. કામ તો તેઓ સારું કરે છે. પણ એમને એવો મોહ છે કે આમ અલગ અલગ છીએ તેથી અમારો કંઈક આગવો વિચાર કરીએ છીએ, અને જો ભેગા થઈ જઈશું, તો અમારો એ આગવો વિચાર ઘટી જશે, અને અમે આટલા એકાગ્ર નહીં થઈ શકીએ. તેટલે અંશે વિવિધ વૃત્તિ આવી જશે અને પરિણામે બળ કંઈક ઘટશે, એમ લાગે છે. દરેક યોજનામાં કેટલીક ખામીઓ હોય છે અને કેટલીક ખૂબીઓ હોય છે, તે હું કબૂલ કરું છું. પણ સરવાળે જોઈએ તો દેખાશે કે 'સર્વ સેવા સંઘ' ને એકરસ બનાવ્યા સિવાય આપણે કેમેય શક્તિ જોઈ શકવાનાં નથી.

આ તો કાર્યરચના વિષે મેં કહેવાજોગ કહી દીધું. હવે છેલ્લે આપણે જે બે ત્રણ કામ ઉપાડયાં છે તેની વાત કરીને સમાપ્ત કરીશ.

એક તો જાણે ભૂમિદાનયજ્ઞનું કામ આપણે શરૂ કર્યું છે. ઓછામાં ઓછી પાંચ કરોડ એકર જમીન આ હાથમાંથી પેલા હાથમાં જવી જોઈએ. આ કામમાં આપણે બધાં લાગી પડીએ.

આની સાથે મેં એક બીજો કાર્યક્રમ શરૂ કરી દીધો છે. એને સંપત્તિદાનયજ્ઞ એવું નામ આપ્યું છે. એના વિના ભૂમિદાનયજ્ઞ ફળશે નહીં અને એના વિના આર્થિક આઝાદીનો અને આર્થિક સમાનતાનો આપણો કાર્યક્રમ પણ પૂરો નહીં થાય. આટલું કહું છું કે તમારામાંથી જેમની પાસે કાંઈ ગાંઠડીઓ હોય, તેણે ગાંઠ ખોલવી જોઈએ,

અને આ કામમાં સામેલ થવું જોઈએ, અને પોતાનાં મિત્રોમાં પ્રેમથી આનો પ્રચાર કરવો જોઈએ.

આ બે કામો ઉપરાંત એક ત્રીજી વસ્તુ જે આપણે કરીએ છીએ તે સૂતાંજલિ કહેવાય છે. એ એક ભારે શક્તિશાળી વસ્તુ છે. એ શક્તિને આપણે ઓળખી નથી શકયાં. બાપુની સ્મૃતિમાં, અને શરીરશ્રમની પ્રતિષ્ઠાના સ્વીકારરૂપે, તેમ જ દેશમાં લક્ષ્મીની વૃદ્ધિ કરવાની જવાબદારી માનીને સૂતાંજલિ અર્પણ કરીએ. એને મેં સર્વોદયનો 'વોટ' માન્યો છે. તો આ એક જબરી વાત થઈ. એમાં રુકાવટ માત્ર એટલી છે કે ગામડે ગામડે જવું પડશે. પણ હું એને રુકાવટ નથી કહેતો. ઊલટું આપણા કામને માટે એ એક ઉત્સાહ-વર્ધક વસ્તુ છે. એટલે એ નિમિત્તે ઘેરઘેર જવાનો મોકો મળશે. તો આ કામને વધારવું જોઈએ, અને જો થઈ શકે તો લાખો આંટી આપણે મેળવવી જોઈએ. શ્રમની પ્રતિષ્ઠા વધારવામાં એનો ઘણો ઉપયોગ થશે.

તે સિવાય એમાં મારી બીજી એક ઇચ્છા પણ છે, જે હું તમારી સામે મૂકવા માગું છું. આજ સુધી આપણે જે સંસ્થાઓ ચલાવી તે પૈસાને આધારે ચલાવી. અર્થાત્ પૈસાદાર લોકોમાંથી જે આપણા મિત્ર હતા, પ્રેમી હતા, સહાનુભૂતિ ધરાવનારા હતા, શુદ્ધ હૃદયના હતા, તેવા લોકો આપણને મદદ આપતા અને આપણે તે લેતા. એમાં આપણે કાંઈ ભૂલ કરતાં એવું નથી; પણ હવે જમાનો બદલાયો છે અને શ્રમનો યુગ બેઠો છે. એની પ્રતિષ્ઠા આપણે વધારવી જોઈશે. તેથી આપણે દરેક પ્રાંતમાં એકાદ સંસ્થા પણ શરૂઆત તરીકે એવી બનાવીએ કે જે શ્રમદાનને આધારે જ ચાલે અને દાન લેવું પડે તો શ્રમદાન જ લે. એટલે આ

જે સૂતાંજલિ છે તે જો ફેલાય તો આપણે આવી સંસ્થાઓ ચલાવી શકીએ, અને એમાંથી તેજસ્વી કાર્યકર્તાઓ નિર્માણ થઈ શકે. તેઓ પ્રચાર અને બીજાં કામો પણ કરી શકે.

## ત્રીજી શક્તિ

છેવટે હું બે શબ્દ કહેવા માગું છું. આપણું આ કામ કોઈ એક સંપ્રદાયનું કામ નથી. 'સર્વોદયવાળાં' એવો શબ્દ કાને ન પડવો જોઈએ. એ શબ્દ જ ખોટો છે. આપણે તો કેવળ મનુષ્ય માત્ર છીએ. માનવથી ભિન્ન આપણે કશું નથી. નહીં તો સર્વોદય સમાજમાં કોઈ શિસ્ત આપણે નથી રાખી છતાં, આપણે જોતજોતામાં પાંથિક બની જઈએ, સાંપ્રદાયિક બની જઈએ, એમ બને. તેથી જેમ ફલાણો સમાજવાદી છે, ફલાણો કૉંગ્રેસવાદી છે એવી જે ભાષા નીકળે છે, તેમ ફલાણો સર્વોદયવાદી છે એવી ભાષા જ ન નીકળવી જોઈએ. પેલાં જે બીજાં નામો છે તે ચાલવાનાં, કારણ એ લોકો તે તે કામ કરવા માગે છે અને તેની ઉપયોગિતા પણ તેઓ માને છે. પણ આપણે કોઈ પક્ષ નથી, જે "ત્રીજી શક્તિ" કહેવાય છે તે આપણે છીએ. ત્રીજી શક્તિનો અર્થ આજે દુનિયાની પરિભાષામાં એવો થાય છે, કે જે શક્તિ ન અમેરિકાના જૂથમાં ભળતી હોય કે ન રશિયાના જૂથમાં. પણ ત્રીજી શક્તિની મારી વ્યાખ્યા એવી છે કે જે શક્તિ હિંસાની શક્તિની વિરોધી છે, અર્થાત્ જે હિંસાની શક્તિ નથી, અને જે દંડશક્તિથી ભિન્ન છે એવી જે શક્તિ છે તે ત્રીજી શક્તિ. એ શક્તિને વ્યાપક બનાવવા હું ઇચ્છું છું. એનો કોઈ અલગ વાડો ન બાંધવો જોઈએ. પણ આપણે સાધારણ લોકોમાં ભળી જવું જોઈએ.

સર્વોદય સંમેલન, ચાંડિલ (બિહાર), ૭–૩–૫૩

# ૩

# સપ્ત શક્તિ

कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ।

ભગવદ્‌ગીતાના ઉપરના પદમાં જે સ્ત્રી-શક્તિઓનો ઉલ્લેખ છે તે વાસ્તવમાં સમાજની શક્તિઓ છે. સ્ત્રીના નામે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ શક્તિઓથી વ્યક્તિનું અને સમાજનું ધારણ-પોષણ થાય છે. કુલ સાત શક્તિઓ વર્ણવી છે. આ સાતનું રૂપક આપણા દેશની ભાષાઓમાં જ નહીં, બલ્કે બીજા દેશોની ભાષાઓમાં પણ પ્રચલિત છે. સાત લોક અને સાત આસમાનનું વર્ણન ઠેરઠેર જોવા મળે છે. એમ સપ્ત શક્તિની કલ્પના બહુ જૂના જમાનાથી ચાલી આવી છે. અનેક પ્રકારે તેનું વિવરણ થયું છે. એમાંનું એક વિવરણ ગીતાના ઉપરના પદમાં છે.

ગીતાના દસમા અધ્યાયમાંનું વિભૂતિવર્ણન બહુ યોજના-પૂર્વક થયું છે એમ હું નથી માનતો. જેમ જેમ શબ્દ સૂઝતા ગયા એમ એમ બોલતા ગયા. પરંતુ આ પદમાં મને કંઈક યોજના દેખાઈ છે. સાત શક્તિઓ પસંદ કરીને નારીઓમાં એ શક્તિઓ છું હું એમ કહ્યું છે. એ યોજનાપૂર્વકનું જણાયાથી એને વિશે મારું ચિંતન ચાલતું રહ્યું છે.

# (૧) કીર્તિ

કીર્તિને અહીં એક શક્તિ રૂપે વર્ણવી છે. સત્કાર્યને પરિણામે દુનિયામાં જે સદ્ભાવના પેદા થાય છે તેને કીર્તિ કહે છે. કીર્તન શબ્દ પણ તેમાંથી જ નીકળ્યો છે. જ્યાં મૂળમાં સારી કૃતિ જ ન થતી હોય ત્યાં તેને કારણે સાર્વત્રિક સદ્ભાવના પેદા થવાનો સવાલ જ ક્યાં ઊઠે છે ? તેથી કૃતિ કીર્તિનું મૂળ છે. કૃતિમાં કીર્તિ અંતર્ગત છે.

એમ, પહેલી શક્તિ કર્મ છે, જેના પરિણામે આખાયે વાતાવરણમાં સુવાસ ફેલાય છે. આ સુવાસ, સુગંધ, ખુશબૂ લોકોને પોતાની તરફ આકર્ષે છે, તેમનામાં સત્કાર્ય પ્રત્યે અનુરાગ પેદા કરે છે. આ જે અનુરાગ પેદા થાય છે તે કીર્તિ છે. મહાપુરુષોનાં નામ આજેયે દુનિયામાં ચાલે છે. એની મતલબ એ કે એમનાં સારાં કાર્યોએ સમ ત માનવ-જીવનને પ્રભાવિત કર્યું છે અને તેથી સમાજ-હૃદયમાં તેમનું કીર્તન નિરંતર ચાલતું રહે છે. ઠેરઠેર એમની જયંતીઓ ઊજવાય છે. આજકાલ ગૌતમ બુદ્ધની જયંતી ઊજવવામાં આવે છે. ઈશુ ખ્રિસ્તની જયંતી તો આખી દુનિયામાં ઊજવાય છે. કબીર, નાનક, તુલસીદાસ વગેરેની પણ જયંતીઓ ઊજવાય છે.

તો એમ કીર્તિ પોતાનું કામ કરે છે. જ્યારે કાર્ય કરવામાં આવ્યું ત્યારે તેનું જે ફળ મળવાનું હતું તે સમાજને મળ્યું. પરંતુ કીર્તિને સહારે કૃતિ ભવિષ્યમાંયે પોતાનું કામ કરતી રહે છે. આજ આપણે સારી ખેતી કરી, મહેનત ખૂબ કરી તો ખેતરમાં ફસલ સારી આવી. એમ સારા કર્મનું સારું ફળ મળી ગયું. કૃતિ સફળ થઈ

ત્યાં જ તે સમાપ્ત પણ થઈ. પરંતુ ફલાણા ખેડૂતે, ફલાણા ખેતરમાં, ફલાણી રીતે કામ કર્યું, તો તેનાથી બહુ સારી ફસલ ઉત્પન્ન થઈ; એમ પછી તે કર્મની કીર્તિ ફેલાવા મંડે છે અને પછી એ કીર્તિ જ એવાં બીજાં કર્મો સારુ પ્રેરણાદાયી બને છે. બીજા ખેડૂતો પણ તેનું અનુકરણ કરે છે ને તેમને તેનું સારું ફળ પણ મળે છે. પછી એમની કીર્તિ ફેલાય છે. અને તેને પરિણામે એવાં અનેક સત્કાર્ય જન્મે છે.

એમ કર્મની પરંપરાને ચલાવનાર જે શક્તિ છે તેને કીર્તિ કહે છે. નહીં તો મારું કર્મ યા મારા પરિવારનું કર્મ યા સમાજનું કર્મ મારા સુધી કે મારા પરિવાર સુધી કે મારા સમાજ સુધી સીમિત રહેશે. ફળ પણ એવી જ રીતે સીમિત રહેશે. આગળ તેની પરંપરા કેમ ચાલશે? તમે જાણો છો કે કુળની પોતાની એક પરંપરા ચાલે છે. માતા-પિતાનાં સંતાન થાય છે તો એમનાં કુળની પરંપરા આગળ વધે છે. ગુરુના શિષ્યો દ્વારા જ્ઞાન-પરંપરા ચાલે છે. એવી જ રીતે કર્મની પરંપરા કેમ ચાલશે? શું કર્મનું કોઈ સંતાન છે? શું તેનો કોઈ શિષ્ય છે, જે એની પરંપરાને આગળ ચલાવશે? જવાબ એ છે કે કીર્તિ કર્મની પરંપરાને આગળ ચલાવે છે.

આને એક સ્ત્રી-શક્તિ માનવામાં આવી છે. તો કર્મની પરંપરા ચલાવવાની જવાબદારી સ્ત્રીઓ પર આવે છે. એમ તો એ જવાબદારી સમસ્ત સમાજની છે. પરંતુ જ્યારે કીર્તિઃ શ્રીર્વાક્ ચ નારીણાં કહ્યું, ત્યારે એક વિશેષ અર્થમાં તે જવાબદારી સ્ત્રીઓ પર આવે છે. આ કામની સુગંધ ફેલાવવાની જવાબદારી છે. એવો અનુભવ છે કે સારાં કર્મને સંગૃહીત કરવાની શક્તિ સ્ત્રીઓએ દાખવી છે. એને જ

પરંપરા કહેવામાં આવે છે તેને સંસ્કૃતિયે કહે છે, જે કીર્તિનું જ એક પરિણામ છે. કીર્તિ કર્મની પરંપરાને સતત ચાલુ રાખે છે. આમ કીર્તિને કારણે કર્મની પરંપરા કાયમ રહે છે અને એમાંથી આપણી સંસ્કૃતિ નિર્માણ થાય છે. આ આપણી સંસ્કૃતિ એટલે શું ? સમાજ નાનો હોય કે મોટો, તેમાં ફલાણા-ફલાણા સારાં કામ કરવાના પ્રયાસ થયા છે. અને તેને પરિણામે સમાજમાં તે કાર્યો સારુ જે આત્મભાવ પેદા થયો છે, તે જ સમાજની સંસ્કૃતિ છે.

કોઈક ઋષિએ પહેલાં માંસાહાર-ત્યાગનો પ્રયોગ કર્યો. જે કોઈએ એ પ્રયોગ કર્યો, તેને તેનાં સારાં શારીરિક ને માનસિક પરિણામ પ્રાપ્ત થયાં. તેથી એ કર્મને કીર્તિએ ફેલાવ્યું અને પછી બીજાઓએ પણ એવા જ પ્રયોગ કર્યા. એમ એ પ્રયોગોની એક પરંપરા ચાલી. પછી જે સમાજમાં એ પરંપરા ચાલી તેની એ સંસ્કૃતિ જ બની ગઈ.

કોઈએ ગાય અને બળદનો યોગ્ય ઉપયોગ કરવાની કલ્પના ખોળી કાઢી. નક્કી થયું કે બળદનો ઠીક-ઠીક ઉપયોગ કરો અને ગાયનું દોહન કરો. એમ ગાય દોહવાની કલ્પના પણ માણસની પોતાની એક શોધ જ છે. સારી-ખરાબ ગમે તેવી હોય, પણ એ માણસની જ શોધ છે. સૃષ્ટિમાં એક પ્રાણી બીજા પ્રાણીનું દૂધ પીવાની યોજના કરે એવું દેખાતું નથી. એક યોનિવાળાએ બીજી યોનિવાળાનું દૂધ પીવાની કોઈ યોજના નથી બનાવી. વાઘે સિંહનું કે સિંહે સસલાનું દૂધ પીવાની યોજના નથી કરી, સિંહે તો સસલાને ખાઈ જવાની યોજના કરી છે. દૂધ પીવાની યોજના કોઈએ નથી કરી. એક માનવ પ્રાણી જ એવું નીકળ્યું, જેણે ગાય, ભેંસ, બકરી વગેરેના દૂધનો ઉપયોગ કરવાની

યોજના વિચારી. એણે એવો નિયમ બનાવ્યો કે હું એમનું દૂધ પીશ, તો મારે માટે તે પ્રાણી માતા-પિતા સમાન હશે. મા મને દૂધ પાય છે. બાપ મારી સેવા કરે છે. મા મને ખવડાવે છે. બાપ ઉત્પાદનનું કામ કરે છે. એવી જ રીતે ગાય મને દૂધ દે છે અને બળદ મારા ઘર માટે ઉત્પાદન કરે છે. એ કારણસર તેઓ મારા માતા-પિતાનું સ્થાન લઈ લે છે.

જેમ સમાજવાદમાં પ્રત્યેક વ્યક્તિ માટે પૂર્ણ સંરક્ષણની યોજના હોય છે, તેમ આપણા આ સમાજવાદમાં ગાય-બળદના પૂરતા સંરક્ષણની એક યોજના બની અને પછી તે જ આપણી સંસ્કૃતિ કહેવાઈ.

એમ પહેલી ચીજ છે કીર્તિ. પછી કીર્તિની પરંપરા ચાલે છે. તેમાંથી જ સંસ્કૃતિ પાંગરે છે. આ આખોયે વિચાર વિશેષતઃ સ્ત્રીનાં કાર્યોમાં ગણવામાં આવશે. પરંપરા ચલાવવાની અને સંસ્કૃતિ નિર્માણ કરવાની જવાબદારી સમસ્ત માનવસમાજની જ છે અને રહેશે. તેમાં નર-નારીનો ભેદ નહીં કરવામાં આવે છતાંયે કેટલીક વાતોની થોડી જવાબદારી ખાસ વિભાગ પર આવી જાય છે. એ પ્રમાણે કીર્તિની જવાબદારી સ્ત્રીઓ પર આવી, જે એમને માટે અનુકૂળ જ હતી.

કર્મ તો સૌ કોઈ કરે છે, પરંતુ તેને ફેલાવનાર બીજા જ હોય છે. એમના હાથમાં શિક્ષણનો અધિકાર રહે છે. આજકાલ શિક્ષણનો અધિકાર શાળાના શિક્ષકનો માનવામાં આવે છે. પરંતુ તેનો પ્રથમ ને વિશેષ અધિકાર તો માતાનો જ છે, એટલે કે સ્ત્રીનો છે. પોતાનાં બાળકોને દૂધ પિવડાવતી

વખતે તે પોતાની સંસ્કૃતિની કહાણીઓ સંભળાવશે અને તેનાથી બાળકનાં દિલ ને દિમાગ રચાશે. એમ એ આણી ને આણી સત્તા સ્ત્રીઓને પ્રાપ્ત થઈ છે. તેથી ભગવાને સ્ત્રીનાં કાર્યોમાં કીર્તિ-કાર્યને સામેલ કર્યું છે.

સત્કર્મને પરિણામે સમાજમાં સદ્ભાવના જાગ્રત રહે, તેની એક પરંપરા કાયમ રહે અને તેને પરિણામે સંસ્કૃતિ નિર્માણ થાય એ સંપૂર્ણ કાર્ય-વિભાગ સાધારણતઃ અને વિશેષતઃ સ્ત્રીઓનો માનવામાં આવ્યો છે.

## (૨) શ્રી

બીજી શક્તિ છે 'શ્રી'. આ શબ્દ ઘણો જૂનો છે. ભગવાનના નામ સાથે કે બીજા કોઈ આદરણીય પુરુષના નામ સાથે પણ તે આવે છે. શ્રી રામ, શ્રી કૃષ્ણ, શ્રી હરિ એમ આપણે કહીએ છીએ. માણસના નામ આગળ પણ શ્રી લગાડીને સરનામું લખીએ છીએ. રાજાઓને રાજશ્રી કહે છે. જ્ઞાની બ્રાહ્મણને બ્રહ્મશ્રી કહે છે. એમ શ્રી શબ્દ ઘણા જૂના જમાનાથી આજ સુધી ચાલે છે. શ્રીમાન્ શબ્દ પણ પ્રચલિત છે. આ શબ્દ ઋગ્વેદનો છે. અગ્નિનું વર્ણન કરતાં તેની શ્રીનું વર્ણન કર્યું છે. "स दर्शतश्रीः" જેની કાંતિ દર્શનીય છે તે અગ્નિ એવું અગ્નિનું વર્ણન કર્યું છે. "अतिथिर् गृहे गृहे" ઘર-ઘરમાં તે અતિથિ છે. અતિથિ-સેવાનું સાધન અગ્નિ છે. તે રસોઈ પકવે છે. અહીં ઉત્પાદન-શક્તિરૂપે 'શ્રી'ને જોઈ. આગળ જતાં એનો અર્થ લક્ષ્મી થયો. કેમકે લક્ષ્મી ઉત્પાદનમાંથી પેદા થાય છે. વળી શ્રમ-શક્તિ જ શ્રી છે. માણસ શ્રમ નથી કરતો તો કોઈ પ્રકારની કાંતિ, શોભા કે લક્ષ્મી નથી આવી

શકતી. શ્રી શબ્દના મુખ્ય અર્થ છે કાંતિ, લક્ષ્મી અને શોભા.

સંસ્કૃતમાં હાથ માટે हस्त શબ્દ છે. તે એમ બતાવે છે કે દુનિયામાં હાથ હાસ્ય પ્રગટ કરે છે, શોભા પ્રગટ કરે છે. માણસ જ્યારે હાથ વડે કામ કરે છે ત્યારે દુનિયામાં હાસ્ય પ્રગટ થાય છે. શ્રી શબ્દ સૌનું આશ્રય-સ્થાન છે. આશ્રય શબ્દ પણ શ્રી પરથી બન્યો છે. ઉત્પાદન વધશે તો સૌને આશ્રય મળશે.

કાંતિ શબ્દ પ્રભા સૂચવે છે, લક્ષ્મી ઉત્પાદન સૂચવે છે, શોભા ઔચિત્ય સૂચવે છે. જે જગ્યાએ જે ચીજ ઉચિત છે તે ચીજ ત્યાં શોભા આપે છે. મળ જો રસ્તા વચ્ચે પડયો હોય તો તે અશુભ છે. પણ ખેતરમાં એક ખાડામાં માટીથી ઢંકાયેલો પડયો હોય તો ત્યાં તે ઉચિત છે. કેટલાક લખતાં લખતાં આસપાસ ફાઉન્ટન પેન છંટકારે છે કે કેટલાકના હાથ શાહીથી ખરડાયેલા હોય છે. એ બધું અનુચિત છે, તેમાં શોભા નથી.

સ્વચ્છતા, પવિત્રતા એ બધું શ્રીમાં આવી જાય છે. બુદ્ધિની— કાંતિની ચમક અને લક્ષ્મી એટલે કે ઉત્પાદન પણ શ્રીમાં આવે છે. શ્રી એક એવો શબ્દ છે જેમાં આપણે જેની અભિલાષા રાખીએ એવી અનેક ચીજો સમાઈ જાય છે. ગામમાં ઘણાં આલીશાન મકાન હોય અને તેની આસપાસ જીર્ણકાય ઝૂંપડીઓ હોય તેમાં શ્રી નથી. કાલે જ ઇન્દોરથી અહીં આવતાં રસ્તામાં ટીનના તૂટેલાં-ફૂટેલાં ને કાટ ચઢી ગયેલ. પતરાંઓથી બનાવેલ ઝૂંપડીઓ જોઈ. રસ્તામાં કામ કરનાર મજૂરોની એ ઝૂંપડીઓ છે. એ બધી

ઝૂંપડીઓ તરત જ આપણું ધ્યાન ખેંચે છે અને આખાયે વાતાવરણને કઢંગું બનાવી મૂકે છે. તેમાં શ્રી નથી.

સ્ત્રીની શક્તિઓમાં શ્રીનો ઉલ્લેખ થયો છે તેથી સમાજમાં શ્રી વધારવાની વિશેષ જવાબદારી સ્ત્રી પર આવે છે. ઉદ્યોગ-શીલતાની પ્રેરણા દે જેથી લક્ષ્મી વધે. ઘર ને આંગણું સ્વચ્છ રાખે. સંસ્કૃતમાં તો કહ્યું જ છે કે "न गृहं गृहं इति आहुः, गृहिणी गृहं उच्यते"— સ્થૂળ ઘર એ કંઈ ઘર નથી. તેમાં જે ગૃહિણી છે એ જ ખરેખર તો ઘર છે. તે જ ઘરની શોભા કાયમ રાખે છે અને વધારે છે.

મને તો આ દેશમાં શોભાનો કાંઈ ખ્યાલ હોય એમ લાગતું જ નથી. બીજા દેશ તો મેં જોયા નથી. પણ ત્યાં શોભાનો ખ્યાલ હશે એમ માનીને કહું છું. જ્યાં અત્યંત વિષમતા પ્રવર્તતી હોય ત્યાં શોભા ક્યાંથી હોય ? આપણા શરીરના અવયવોનું ભિન્ન ભિન્ન કાર્ય હોય છે. પરંતુ એમાંનું કોઈ પણ એક અવયવ ગંદું હશે તો તે આખા શરીરને દૂષિત કરશે, શોભાહીન, કાંતિહીન બનાવશે. તેથી પ્રત્યેક અવયવને સ્વચ્છ, નિર્મળ, કાંતિવાન રાખવાથી જ શોભા રહે છે. પતંજલિના ભાષ્યમાં આવે છે : "वृच्छ इम पांसुलपादं"— એ મૂળથી ખરડાયેલ પગવાળા ગમારને પૃચ્છ. જેના પગ ગંદા છે એને ગમાર કહ્યો. એમ દેહની આંતર-બાહ્ય સ્વચ્છતાનો આખોયે વિચાર શ્રીમાં આવે છે.

કાંતિમાં પ્રચારશક્તિનો અર્થ પણ આવે છે. સૂર્યમાં માત્ર આભા જ હોત ને પ્રભા ન હોત તો તેનો પ્રચાર ન થાત. પરોઢિયે સૂર્યોદય વખતે જે લાલિમા હોય છે તે આભા છે. પરંતુ સૂર્યોદય બાદ જ્યારે ચારેકોર તેનાં કિરણો પ્રસરે છે તે

તેની પ્રભા છે. તે શ્રી છે. અંદર તેજસ્વિતા હોય અને બહાર તે પ્રસરી હોય તેનું નામ કાંતિ.

ઔચિત્યનો વિચાર પણ દરેક જગ્યાએ કરવો જોઈએ. તે સારુ જ્ઞાન પણ શ્રીમાં આવી જાય છે. એમ શ્રી અનેકવિધ સાવચેતીઓનું પરિણામ છે. કર્મમાં સાવચેતી, વ્યવહારમાં સાવચેતી, ચિંતનમાં સાવચેતી— એ બધાંને પરિણામે શ્રી આવી મળે છે. એમ વ્યાપક અર્થમાં શ્રીનો એક શક્તિરૂપે ગીતામાં ઉલ્લેખ થયો છે.

ગીતામાં છેવટે કહ્યું છે કે જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધારી પાર્થ છે ત્યાં શ્રી, વિજય, ઐશ્વર્ય ને અચળ નીતિ છે. તેમાં શ્રીને ભૂલ્યા નથી. ભગવાનના જે છ ગુણ મનાય છે તેમાંયે શ્રી આવે છે. ધર્મ, યશ, ઐશ્વર્ય, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય વગેરે મળીને ભગવાન બને છે. વિભૂતિનું વર્ણન કરતાં ભગવાને કહ્યું છે કે જે જે ચીજ શ્રીમાન્ કે ઊર્જિત છે તેમાં ભગવાનની વિભૂતિ છે. ઊર્જિત એટલે આંતરિક બળવાળું. અને શ્રી એટલે બહાર જે ચમકે છે, આંખને જેનું દર્શન થાય છે એ પ્રભા. કેટલીક વિભૂતિ એવી હોય છે જેની શ્રી પ્રગટ થાય છે અને કેટલીક એવી હોય છે જેની વિભૂતિ ગુપ્ત રહે છે, અંદર રહે છે, અપ્રગટ રહે છે, તે ઊર્જિત હોય છે. વિષ્ણુ શ્રી છે, શંકર ઊર્જિત છે. જનક શ્રી છે, શુકદેવ ઊર્જિત છે. એમ બે પ્રકારની વિભૂતિ હોય છે. ગીતામાં યોગી પુરુષ અંગે કહ્યું છે કે જ્યારે તેનો યોગ અપૂર્ણ હોય છે ત્યારે शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते અથવા योगिनामेव कुले भवति धीमताम्— તે શ્રીમાન્ પવિત્ર કુળમાં જન્મ લે છે અથવા

યોગીના કુળમાં જન્મ લે છે. પહેલી શ્રીમદ્ વિભૂતિ છે અને બીજી ઊર્જિત વિભૂતિ છે.

અર્થાત્ શ્રીની વૃદ્ધિ કરતાં રહેવું જોઈએ. આપણી શ્રી ક્ષીણ ન થાય, શોભા ઓછી ન થાય, આપણે હતશ્રી ન થઈએ એવી જવાબદારી સમાજ પર છે અને ખાસ કરીને સ્ત્રીઓ પર વિશેષ છે. એની ગણતરી નારીના ગુણોમાં કરવામાં આવી છે પરંતુ નારી એટલે કેવળ સ્ત્રી નહીં. માનવની જે શક્તિ છે તેને 'નારી' કહી છે, તે આખા સમાજને લાગુ પડે છે. પરંતુ સ્ત્રીઓ સાથે તે ગુણો વિશેષરૂપે સંકળાયેલા મનાય છે.

## (૩) વાણી

ભગવાને માણસને અન્ય પ્રાણીઓ કરતાં ભિન્ન એવી એક વાણી આપી છે. બીજાં પ્રાણીઓની વાણી આપણા જેટલી સ્પષ્ટ નથી જણાતી. નાનાં પ્રાણીઓની વાણી આપણે સમજી નથી શકતા. કીડી વગેરે ઈશારાથી કામ કરે છે. મધમાખીઓ હળીમળીને કામ કરે છે એટલે સંભવ છે કે એમની પાસે પોતાની કોઈક વાણી અર્થાત્ વિચાર-પ્રકાશનનું સાધન હોય. પરંતુ માણસને એક વિશેષ પ્રકારની વાણી મળી છે. તે એક બહુ મોટી શક્તિ છે, જેનો યોગ્ય ઉપયોગ કરાય તો તે ઉન્નતિનું સાધન થઈ શકે છે.

વાણી અને ભાષા એ બંનેમાં ફરક છે. ભાષા ઈશ્વરની આપેલી નથી. વાણી ઈશ્વરની આપેલી છે. ભાષા બદલાયા કરે છે, વાણી બદલાતી નથી. દુનિયામાં ઈશ્વરે સહુને આંખ એટલે કે દર્શન-શક્તિ આપી છે તેમ વાણી

એટલે કે વિચાર-પ્રકાશનની શક્તિ આપી છે. તેનું રૂપાંતર ભાષામાં થાય છે. ભાષાઓ અનેક હોય છે અને તેમાં સાહિત્ય બને છે. એ બધા ગૌણ વિભાગ છે. પણ મુખ્ય છે વાણી.

વાણીને આપણે કલ્યાણકારી શક્તિના રૂપમાં વિકસાવી શકીએ છીએ. यद् यद् वदति तद् तद् एव भवति— જેની વાણી સિદ્ધ છે, તે માણસ જે કાંઈ બોલશે તેવું થશે. એટલે સુધી કે વાણીની સિદ્ધિ સાક્ષાત્ ફળ આપનારી હોય છે અને એવો માણસ જે વાત ઉચ્ચારી જાય તે અનુસાર દુનિયામાં થવું જ જોઈએ. એટલી શક્તિ વાણીમાં આવે છે, એને જ આશીર્વાદ શક્તિ કહે છે. એ એક સિદ્ધિ છે. જે વાણીનો ઉપયોગ વિશેષ રૂપે કરે છે તેને તે સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

વાણીના ઉપયોગની જે મર્યાદાઓ છે તેમાંની એક મર્યાદા એ છે કે વાણીથી હમેશાં સત્ય બોલવું જોઈએ. જે ચીજને આપણે સત્ય માનતા હોઈએ એનું ઉચ્ચારણ કરવું જોઈએ. સત્ય બદલાતું જશે. આજે આપણને સત્યનું જે દર્શન થાય છે તેનાથી ભિન્ન દર્શન કાલે થઈ શકે છે. વાણીમાં એ પ્રમાણે ફરક કરવો પડશે. પરંતુ આજની ઘડીએ આપણે સત્યને જે રૂપમાં જાણીએ છીએ તે જ રૂપમાં વાણી દ્વારા તે પ્રગટ કરવું જોઈએ. બીજા કોઈ રૂપમાં નહીં. વાણીની એ મર્યાદા છે કે તે સત્ય વાણી હોય.

વાણીની બીજી મર્યાદા એ છે કે વાણી દ્વારા મિત-ભાષણ થવું જોઈએ. માપી-તોલીને શબ્દ ઉચ્ચારવામાં આવે, જેથી સત્યને તે મદદરૂપ થાય. સત્ય સારુ તે પથ્ય છે. અલબત્ત

એવું કંઈ નથી કે ઓછું બોલનારા સત્ય જ બોલે છે. છુપાવવા સારુયે મિત-ભાષણનો આશરો લેવાય છે. એવા કોઈ ઉદ્દેશથી નહીં પણ સમ્યક્-ચિંતનના ઉદ્દેશથી મિત-ભાષણ કરવાથી માણસની વાણીથી સત્ય જ નીકળે છે.

ત્રીજી મર્યાદા એ છે કે વાણી દ્વારા નિંદા-વચન ન નીકળે. સાચું હોય તોયે તે નિંદા-વચન ન નીકળવું જોઈએ. તેનાથી વાણીમાં હિત-શક્તિ આવે છે. સામેવાળાનું હિત વાણીથી થાય છે. એ શક્તિ નિંદા-વચન ન બોલવાથી આવે છે. એક વાત સમજવા જેવી છે કે બહાર પ્રગટ થાય છે એ જ માત્ર વાણી નથી. મનમાં જે ઊઠે છે તે પણ વાણી છે. તેને જ परा वाचा કહી છે. તે દ્વારા પણ હિત-ચિંતન જ થવું જોઈએ. દોષ-ચિકિત્સા નહીં પણ ગુણ-ગ્રહણ જ થવું જોઈએ.

વાણીથી દોષનું ઉચ્ચારણ થાય છે, તેને લીધે દુનિયામાં જે દોષ હોય કે ન પણ હોય તે બધા વાણીમાં દાખલ થઈ જાય છે. જો આમ દોષ દાખલ થઈ જાય તો આપણે આપણું બહુ મોટું નુકસાન વહોરી લીધું કહેવાય. દોષ બહાર હતા, દૂર હતા તેને વાણીના ઉચ્ચારણથી નજીક લાવ્યા. બીજા કોઈના દોષ હતા તે આપણી વાણીમાં આવ્યા. મનમાં આવ્યા વગર વાણીમાં આવતા નથી એટલે મનમાં પણ આવ્યા. અર્થાત્ બહારનો કચરો સીધો ઉઠાવીને આપણે મનમાં ઘાલ્યો. એમ બહુ ગંદવાડ કર્યો.

સાથે કામ કરનારાઓએ એકમેક વિશે કામના સંદર્ભમાં ચર્ચા કરવી પડે છે. તેમાં દોષ-ચર્ચા પણ આવી

જાય છે. હિત-બુદ્ધિથી જો દોષ પ્રગટ કરી શકાતા હોય તો કરવા. પરંતુ જેના દોષ દેખાડીએ છીએ તેનું હિત થાય એવી તીવ્ર ઇચ્છા આપણા મનમાં હોવી જોઈએ. અને એ વાતની પ્રતીતિ સામેવાળાને પણ હોવી જોઈએ. હું એના હિત ખાતર જ દોષો દેખાડી રહ્યો છું એવું મારા મનમાં હોય એટલું જ પૂરતું નથી. પરંતુ એની પ્રતીતિ તેને પણ થાય તો દોષ-દર્શન તેને ખૂંચશે નહીં ને તેની ચિત્ત-શુદ્ધિમાં મદદ થશે. આમ એ શુદ્ધિ બંનેને માન્ય હોય. કોઈનું ઑપરેશન કરવું હોય તો ઑપરેશન કરનાર અને જેનું ઑપરેશન થવાનું છે તે બંનેની સંમતિની જરૂર છે. એમ ઉભયમાન્ય હિતબુદ્ધિથી દોષ-પ્રકાશન થઈ શકે છે. સામાન્ય વ્યવહારની મર્યાદા એ છે કે કોઈનાયે દોષ તેની પીઠ પાછળ ન ગવાય.

સત્ય-ભાષણ, મિત-ભાષણ, અનિંદા-વચન, પૃષ્ઠ-નિંદા-નિષેધ, ઉભયમાન્ય હિતબુદ્ધિથી દોષ-પ્રકાશન એ બધાં જેમ વાણીનાં સાધન છે તેમ મૌન પણ એક સાધન છે. મૌનનો પણ સમાવેશ ભગવાને માનસિક ક્ષેત્રમાં કર્યો છે. मनःप्रसादः सौम्यत्वं मौनं । મૌન મનનપૂર્વક રાખવામાં આવે છે. મૌન રાખીને અંદર જો સદ્‌વસ્તુનું મનન ન થતું હોય તો એવું મૌન જાનવર પણ રાખે છે. અને કહેવાય છે કે એના આરોગ્યનું એ એક કારણ છે. માણસને બોલવું પડે છે તેથી તેના શ્વાસ અને ઉચ્છ્‌વાસમાં અંતર પડે છે. શ્વાસ-ઉચ્છ્‌વાસ વિષમ થાય તો આરોગ્યને હાનિ પહોંચે છે. જાનવરનું મૌન માત્ર વાણીનું છે પરંતુ અહીં જે મૌનની વાત કરીએ છીએ તે મનનપૂર્વક આચરવાનું મૌન છે. તેનાથી વાણીની શક્તિ વધે છે. મનન એ વાતનું કરવાનું છે કે કોઈનાયે જે

ગુણ-દોષ દેખાય છે તેમાંથી જે દોષ છે તે દેહના છે અને ગુણ આત્માના છે. તેથી દોષ નશ્વર છે, ગુણ ટકનારા છે. ગુણો પર દૃષ્ટિ સ્થિર કરવી જોઈએ, દેહ સાથે ભસ્મ થઈ જનાર દોષો પર નહીં. મૌન ગુણચિંતન સાથે થવું જોઈએ. વાણીની આવી કેટલીક મર્યાદાઓનું આપણે પાલન કરીએ તો વાક્‌શક્તિ પ્રબળ થાય છે.

શિક્ષણમાં ભાષા-શક્તિનો વિકાસ કરવામાં આવે છે. સારી ભાષા બોલવામાં આવે, લખવામાં આવે જેથી પ્રભાવ પડે. સારી ભાષાનો અર્થ એ કે તેનાથી વાણીનું સમ્યક્ પ્રગટીકરણ થાય.

વાણી શબ્દથીયે ભિન્ન છે. વાણી પ્રધાન છે, શબ્દ તેને માટે સાધન છે. परा वाचा સૂક્ષ્મ હોય છે. ઘણાંને ખ્યાલ નથી કે મનમાં કોઈ ખોટો વિચાર આવ્યો અને બહાર પ્રગટ ન થયો તો પણ તેની દુનિયા પર ખરાબ અસર થાય છે. અને મનમાં કોઈ સારો વિચાર આવ્યો ને તે વાણીથી પ્રગટ ન પણ થયો તોયે તેની દુનિયા પર સારી અસર પડે છે. તેથી વાણી જે અંતર્ભાવ પ્રગટ કરે છે તેનુંયે નિયમન થવું જોઈએ. અંદર જે સંકલ્પ ઊઠે છે તે યોગ્ય ઊઠે, ખોટો ન ઊઠે. ત્યાં જાગૃતિની જરૂર છે. ખોટો સંકલ્પ મનમાં ન ઊઠે અને ઊઠે તોયે વાણી દ્વારા તે પ્રગટ ન થાય એનો ખ્યાલ રાખવો જોઈએ. સત્ય વાણીનો અર્થ ખાસ કરીને એવો માનવામાં આવે છે કે જે કંઈ સંકલ્પ મનમાં ઊઠયો તે બોલી દેવો. પરંતુ આ તો यत्र-तत्र सर्वत्र मल-विसर्जन કરવા જેવું જ થયું! એ ઠીક નથી. જેમ મળ-વિસર્જન યોગ્ય જગ્યાએ કરવું જોઈએ એમ મનમાં ઊઠેલા ખોટા વિચારને ગુરુ પાસે કે પૂજ્ય વ્યક્તિ પાસે જ

પ્રગટ કરવો જોઈએ. એવો વિચાર સર્વત્ર બોલ્યા કરવો એ ખુલ્લા મનનું લક્ષણ નથી.

આવી રીતે વાણીનો ઉપયોગ થાય તો તેમાં બહુ મોટી શક્તિ આવે.

## (૪) સ્મૃતિ

ચોથી શક્તિ છે 'સ્મૃતિ.' એ ખૂબ સૂક્ષ્મ શક્તિ છે. દુનિયામાં વિધવિધ કાર્ય થાય છે. એ બધાંનાં મૂળમાં સારી ને ખરાબ એમ બંને પ્રકારની કામનાઓ હોય છે. ખરાબ કામનાવાળોયે કંઈ એને ખરાબ સમજીને ચાલતો નથી હોતો, પોતાના લાભની છે એમ માનીને વર્તતો હોય છે. એ સારી-ખરાબ કામનાઓનાં મૂળમાં એક સંકલ્પ હોય છે અને એ સંકલ્પ કરનાર મન છે. એમ પ્રથમ મન, તેમાંથી સંકલ્પ, પછી કામનાઓ, તદનુસાર કર્મ— એવો જીવનનો ઢાંચો છે.

જે કર્મ કરવામાં આવે છે તે તો કરી લઈએ એટલે સમાપ્ત થઈ જાય છે. પરંતુ એનો એક સંસ્કાર ચિત્ત પર અંકિત થઈ જાય છે. કર્મ શુભ-અશુભ બંને પ્રકારનાં હોવાથી સંસ્કાર પણ શુભ-અશુભ બંને પ્રકારના હોય છે. એ સંસ્કારોનો રેકૉર્ડ મનમાં થાય છે અને તેને 'સ્મૃતિ' કહે છે. આ સ્મૃતિઓ વર્ષો પછી પણ જાગૃત થાય છે. કેટલીક સ્મૃતિઓ લાંબા સમય સુધી કાયમ રહે છે, કેટલીક ભૂંસાઈ જાય છે. આપણે જે કંઈ કર્મ કરીએ તે બધાંના સંસ્કારની સ્મૃતિ રહે તો તો ચિત્ત પર ભારે બોજો રહે. પરંતુ કેટલીક સ્મૃતિઓ ભૂંસાઈ જાય છે. અને કેટલીક શેષ રહે છે. એ શેષ સ્મૃતિઓ માણસને ભૂતકાળ તરફ ખેંચે છે.

સ્મૃતિ સારી હોય તો તેનાથી સારી પ્રેરણા મળે છે. પણ અશુભ સ્મૃતિ હોય તો તેની ખરાબ અસર રહી જાય છે. સાધક માટે આ મોટી સમસ્યા છે., એ સ્મૃતિઓથી મુક્તિ કેમ મળે? જો શુભ સ્મૃતિઓ જ યાદ રહેતી હોય ને અશુભ ભુલાઈ જતી હોય તો જીવનમાં મોટો લાભ થાય. પરંતુ એમ પણ બને કે અશુભ સ્મૃતિઓ જ યાદ રહી જાય ને શુભ ભુલાઈ જાય. એમ થાય તો મોટો ખતરો ઊભો થાય.

આ સ્મૃતિઓ પર પ્રગતિનો આધાર છે. ભૂતકાળમાંથી પ્રેરણા પામીને માણસ આગળ વધે છે. પણ જો ભૂતકાળની અશુભ સ્મૃતિઓએ તેને જકડી લીધો તો તેની પ્રગતિ અવળે માર્ગે ચઢી જશે. એટલે શુભ સ્મૃતિઓ યાદ રાખીએ અને અશુભ ભૂલીએ. પણ એ કેમ બને?

માની લો કે મારે એક અશુભ સ્મૃતિને ભૂંસવી છે. એનો નાશ કરવો છે એમ યાદ કર્યું કે તે બીજી વાર યાદ આવી. ફલાણી સ્મૃતિને ખતમ કરવી છે, ફલાણી સ્મૃતિને ખતમ કરવી છે એમ જો હું વિચારતો રહીશ તો તેની યાદ મારા મનમાં મજબૂત થતી જશે.

એમ એક સમસ્યા ઊભી થાય છે. સ્મૃતિ એ રેકોર્ડ છે. એક જમાનામાં આપણે ગુલામ હતા. આજે આઝાદ થયા છીએ તોયે ઇતિહાસમાં પેલી ગુલામી કાયમ રહી છે. અર્થાત્ સ્મૃતિમાં એ ચીજ હજી રહી છે.

એ સ્મૃતિને પણ કેમ દૂર કરાય? તે માટે ઈશ્વરકૃપાનું આવાહન કરવું પડે છે. ચિત્તથી જ અલગ થવાની પ્રક્રિયા કરવી પડે છે. ત્યારે જ જેની જરૂર ન હોય એવી સ્મૃતિઓથી છુટાય છે.

મારી સાથે વાતચીત કરવા કોઈ આવે તો હું સાંભળતો રહું છું. પણ બીજું વાક્ય આવ્યું કે પહેલું ભુલાઈ જાય છે. વચ્ચે કંઈ મહત્ત્વની ખાસ ચીજ મને લાગી તો તે યાદ રહી જાય છે અને બાકીની ભુલાઈ જાય છે. મારી સામે કોઈ કલાક સુધી બોલે ને પછી મને પૂછે તો ભાગ્યે જ બે-ચાર વાક્ય કહી શકું. કેમ કે ભૂલવાની વિલક્ષણ પ્રક્રિયા ચાલતી હોય છે. તેથી ચિત્ત પર કોઈ બોજ નથી રહેતો અને શુભ સ્મૃતિઓ બિલકુલ અંકિત થયેલી રહે છે.

ઘણાંને આશ્ચર્ય થાય છે કે આ માણસ પાંચ-પચીસ ભાષાઓમાંથી અધ્યયન કરીને ઘણી સારી ચીજો કેમ યાદ રાખતો હશે! એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. યાદ ન રાખવા જેવી અનેક સ્મૃતિઓનો બોજ ઉઠાવીને ફરીએ છીએ એટલે યાદ રાખવા જેવી સ્મૃતિઓ યાદ રાખી શકાતી નથી. એ બોજ જો દૂર કરીએ તો જરૂર સારી સ્મૃતિઓ કાયમ રહે.

નામામાં જમા-ખર્ચનો હિસાબ રાખીએ છીએ. વર્ષ દરમ્યાન દસ હજારની આવક થઈ ને બાર હજારની જાવક થઈ. તે બધું જ લખી રાખ્યું છે. પછી પુરાંત શું રહી તે કાઢીએ છીએ. એમાંથી આવતે વર્ષે ચોપડામાં શું લખીશું? પુરાંત લખીશું ને લેણ-દેણનો જે હિસાબ બાકી હશે તે લખીશું. બાકીનું બધું જૂના ચોપડામાં જ રહેવા દઈશું. પરંતુ માણસનું મૂરખ મન જે ખાતું ચલાવવા લાયક હોય તે છોડી દે છે અને જે આગળ ચલાવવા લાયક ન હોય તેને પકડી રાખે છે.

શુભ માટે ચિત્તમાં સહજ આકર્ષણ હશે તો અશુભ સ્મૃતિઓ રહેશે જ નહીં. જોતજોતામાં તે ચાલી જશે. આ

એક અભ્યાસનો વિષય છે. જો તે સિદ્ધ થયો તો સ્મૃતિ-શક્તિ ઉત્તરોત્તર વધતી જશે. સ્મૃતિઓ ભૂંસાતી જાય છે, સ્મરણશક્તિ ક્ષીણ પણ થાય છે. પરંતુ તોયે શુભ અને અશુભ સ્મૃતિ વચ્ચે વિવેક કરીને અશુભ સ્મૃતિઓ છોડતો જાય અને શુભ સ્મૃતિઓ સાચવતો જાય અને પોતાની વીર્યરક્ષા કરે તો સ્મૃતિશક્તિ વધતી જશે.

એમ મેં વીર્યરક્ષાની એક નવી વાત વચ્ચે જોડી દીધી. જો વીર્યહાનિ થાય તો સ્મૃતિ ક્ષીણ થાય છે. વીર્યસંગ્રહ દ્વારા સ્મૃતિ ઉત્તમ રહે છે અને તેમાં વૃદ્ધિ થાય છે. વીર્ય-રક્ષા સ્મૃતિશક્તિને કાયમ રાખવા સારુ અત્યંત આવશ્યક છે.

હવે તો વીજળીના દીવા આવી ગયા છે. પરંતુ પહેલાંના વખતમાં તેલના દીવા વપરાતા. દીવા ઉપર તેની જ્યોતિ દેખાતી, પણ તેનો આધાર અંદરના તેલ પર રહેતો. તેલ તે વીર્ય છે, જ્યોતિ તે બુદ્ધિ છે અને તેની ચમક તે તેની જ્ઞાન-પ્રભા છે. જો નીચેનું તેલ ખલાસ થઈ જશે તો સ્મૃતિ જેનું એક અંગ છે એવી બુદ્ધિની જ્ઞાન-પ્રભા ક્ષીણ થઈ જશે. એમ વીર્યરક્ષા પર જ સ્મૃતિશક્તિ નિર્ભર છે.

સ્મૃતિશક્તિ સારુ બે વાત આવશ્યક છે: વીર્યરક્ષા ને વિવેક. વિવેક એટલે ચયનશક્તિ. અશુભ સ્મૃતિ છોડી દેવી અને શુભ સ્મૃતિ સાચવી રાખવી એ કામ વિવેક કરે છે. વીર્યથી સ્મૃતિશક્તિ વધે છે. વીર્ય ન રહે અને વિવેક રહે તો થોડી શુભ સ્મૃતિઓ યાદ રહેશે પરંતુ તે બળવાન નહીં બને. વીર્ય હશે અને વિવેક નહીં હોય તો સ્મૃતિ-શક્તિ બળવાન રહેશે પણ અશુભ સ્મૃતિઓયે બળવાન

રહેશે. તેથી વીર્યસાધના અને વિવેકસાધના બંને કરવાથી સ્મૃતિનું યોગ્ય ચયન થશે અને સ્મૃતિશક્તિ વધતી જશે.

સ્મૃતિઓમાંયે જે ખરાબ સ્મૃતિ હોય છે તે પોતાની બૂરાઈની નથી હોતી. માણસ પોતાની જાત પ્રત્યે એટલો ઉદાર હોય છે કે પોતાની સારી સ્મૃતિ જ યાદ રાખે છે અને ખરાબ ભૂલી જાય છે. કો'ક વાર પોતાનીયે ખરાબ સ્મૃતિ યાદ રહી જાય છે, કેમ કે તે ખૂબ જ ખરાબ હોય છે અને છોડવાનો પ્રયત્ન કરવા છતાંયે છૂટતી નથી. પોતાની જાત પ્રત્યે ક્ષમાશીલતા, ઉદારતા, સહિષ્ણુતા રાખે છે. એમ ન કરે તો જીવન અસહ્ય બની જાય અને આપઘાત કરવાનો વારો આવે. અર્થાત્ માણસને પોતાને માટે આદર છે. અને અનાદરનાં જેટલાં કારણો હોય તે ભૂલી જાય છે. પરંતુ બીજા વિશેની ખરાબ સ્મૃતિ ખાસ યાદ રહી જાય છે. આ જે પોતાના-પરાયાનો ભેદ છે તે અનાત્મભાવનાને કારણે, આત્મજ્ઞાનને અભાવે હોય છે.

જ્યારે આત્મજ્ઞાનની વૃદ્ધિ થાય છે ત્યારે એ ભેદ મટી જાય છે. પછી એવો ભાવ થાય છે કે જેને હું પોતાનો સમજું છું તે માત્ર આ દેહમાં જ નથી. દેહ એક વિશેષ જવાબદારી રૂપે મને મળ્યો છે. પરંતુ બધા દેહમાં હું છું. જેમ કે એક શ્રીમંતનું મકાન છે. તેમાં પચાસ ઓરડીઓ છે. માલિક તેમાંથી એક જ ઓરડીમાં રહે છે. પચાસેય ઓરડીમાં તો તે નથી રહી શકતો. એક ઓરડી જ તેના કબજામાં છે. છતાંયે આખું મકાન તેનું છે. બીજી ઓરડીઓમાં જે માણસો રહે છે તેઓ પણ તે જ મકાનમાં રહે છે. એવી રીતે આપણું એક ખૂબ મોટું મકાન છે અને તેમાં લાખો, કરોડો ઓરડી છે. એમાંની એક ઓરડીમાં

હું રહું છું. તેનો ઉપયોગ કરું છું. તેને સ્વચ્છ રાખું છું. એ ઓરડીની વિશેષ જવાબદારી મારી છે. બીજી ઓરડીઓમાં મારા સાથીદારો રહે છે. તેઓ પર પોતપોતાની ઓરડીઓની જવાબદારી છે. પરંતુ આખુંયે મકાન મારું છે, મારા સાથીદારોનુંયે છે.

આટલું જેને જ્ઞાન થયું તે જેટલી ઉદારતા પોતાની પ્રત્યે બતાવશે એટલી જ ઉદારતા બીજાઓ માટે પણ બતાવશે. તેથી જેમ પોતાની ખરાબ સ્મૃતિઓ ભૂલી જશે તેમ બીજાની પણ ખરાબ સ્મૃતિઓ ભૂલી જશે. આત્મજ્ઞાન થાય ત્યારે જ આ શક્ય બને. પરંતુ આત્મજ્ઞાન ક્રમશઃ, ધીરે ધીરે થાય છે. ચિત્તશુદ્ધિને પરિણામે જો વ્યાપક આત્મજ્ઞાન થઈ જાય તો ઘણી સમસ્યાઓ ઊકલી જાય.

પરંતુ એમ થતું નથી. એક માને એટલું આત્મજ્ઞાન થાય છે કે આ જે મારું બાળક છે તે મારું જ રૂપ છે. ચાર બાળક અને મા એમ મળીને અમે પાંચ છીએ એમ જ એના મનમાં થાય છે, ત્યારે એનું આત્મજ્ઞાન સ્વ-દેહ સુધી સીમિત ન રહેતાં પાંચ દેહ સુધી વ્યાપક બને છે. પછી એ બાળકો વિશેનીયે ખરાબ સ્મૃતિઓ હશે તો તે ભૂલી જશે. બાળકોની ભૂલોને માફ કરી દેશે અને તેમની સારી વાતોને યાદ રાખશે. અર્થાત્ તે જેમ પોતાની જાત વિશે કરે છે તેમ પોતાનાં બાળક વિશે પણ કરશે. જેનું આત્મજ્ઞાન અત્યંત વ્યાપક થયું, જે સમસ્ત સૃષ્ટિ સાથે એકરૂપ થયો, તેને માટે તો આ સમસ્યા જ નહીં રહે. તેની તો બધી જ અશુભ સ્મૃતિઓ ખતમ થઈ જશે અને શુભ સ્મૃતિ કાયમ રહેશે. એમ ત્રણ વસ્તુઓ આવી ગઈ: વીર્ય, વિવેક અને આત્મજ્ઞાન. આ ત્રણેય વસ્તુઓ એકઠી થશે તો

જીવનનું પરમ મંગલ થશે. તેનાથી સ્મૃતિશક્તિનો આવિર્ભાવ થશે અને તે કલ્યાણકારીયે હશે.

## (૫) મેધા [ ત્યાગ+આકલન+નિર્મળતા ]

દરેક ભાષામાં કેટલાક શબ્દ એવા હોય છે, જેના યોગ્ય પર્યાય બીજી ભાષામાં અને તે ભાષામાં પણ નથી મળતા. જેમ કે ઇસ્લામ. ઇસ્લામ શબ્દમાં સમર્પણ અને શાંતિ એ બંને ભાવ આવે છે. એ બંને ભાવ એકીસાથે બતાવનાર શબ્દ આપણી પાસે નથી. એવી જ રીતે ધર્મ શબ્દ છે. ધર્મનો અંગ્રેજીમાં અનુવાદ કોઈ એક શબ્દથી નહીં થાય. ક્વૉલિટી, ડયૂટી, રિલીજિયન, સસ્ટેનિંગ પાવર— એમ અનેક શબ્દ વાપરવા પડે છે અને કોઈ કોઈ વાર તો એક શબ્દ અનેક અર્થમાં એક જ સ્થાને વાપરવામાં આવે છે. એવે વખતે તો એનો અનુવાદ કરવો અશકય જ બની જાય છે.

એવો જ એક શબ્દ છે 'मेधा'. ગીતામાં ત્યાગી પુરુષના વર્ણનમાં મેધાવી શબ્દ આવ્યો છે. त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः — એમાં વર્ણન તો ત્યાગી પુરુષનું કર્યું છે, પરંતુ તેમાં બે વિશેષણ જોડી દીધાં છે : सत्त्वसमाविष्टः અને मेधावी. અને પરિણામ બતાવ્યું છે : छिन्नसंशयः— એનો સંશય નાશ પામ્યો છે. તેમાં ભગવાને मेधा શબ્દના મૂળ અર્થમાં પ્રવેશ કર્યો છે. मेधा નો એક અર્થ થાય છે ત્યાગ, બલિદાન. જેમ કે अश्वमेध— ઘોડાને પોતાનું બલિદાન. नृमेधः मानिधिपूजनम्— માણસ સારુ, સારુ પોતાનો ત્યાગ એવો અર્થ મનુએ સમજાવ્યો આમ ત્યાગનો ભાવ मेधा શબ્દમાં છે.

મેધા શબ્દ મૂળમાં આકલનશક્તિનો દ્યોતક છે. કોઈ ચીજનું આકલન તેને જ માણસની અકલ કહે છે. આપણી ભાષાઓમાં અકલ શબ્દ આવી જ રીતે બન્યો છે. વસ્તુતઃ તે આકલન છે. कलन ધાતુને आ ઉપસર્ગ લગાવવાથી આકલન શબ્દ બન્યો છે. તે મેધા છે. એક ચીજ આપણી સમક્ષ છે. તેનું સાંગોપાંગ વિશ્લેષણ કરીને ફરી તેનો સમન્વય કરવાથી તેનું પૂરું આકલન થાય છે. એક યંત્ર આપણી પાસે છે. જેમ કે આ ઘડિયાળ છે. તેના એકેએક ભાગને અલગ કરવાથી ઘડિયાળની રચનાનું થોડું જ્ઞાન પ્રાપ્ત થશે. પરંતુ તેનું પૂર્ણ જ્ઞાન તો જ્યારે તમે તે બધા ભાગોને એકઠા કરીને ઘડિયાળ બનાવો ત્યારે થશે. ઘડિયાળના ભાગો છૂટા કરવાથી એક પ્રકારનું જ્ઞાન થાય છે અને ફરી જોડવાથી બીજા પ્રકારનું. એ બંને મળીને પૂરું આકલન થાય છે. એને મેધા કહે છે. વિશ્લેષણ અને સંશ્લેષણ એ બંને દ્વારા પૂર્ણ આકલન થાય છે.

આપણે 'ઈશાવાસ્ય'નો પાઠ કરીએ છીએ. એમાં विभूद અને संभूद એવા બે શબ્દથી પરમેશ્વરની વિભૂતિનું આકલન દર્શાવ્યું છે. विभूद એટલે છૂટું કરીને સમજવું અને संभूद એટલે ભેગું કરીને સમજવું. એને સંસ્કૃતમાં व्यास-समास પણ કહે છે. व्यास એટલે છૂટું છૂટું કરવું અને समास એટલે ગાંઠડી બનાવવી. એમ ભિન્ન ભિન્ન શબ્દથી આ આકલનની પ્રક્રિયાનું વર્ણન કરવામાં આવે છે. એ આકલનને મેધા કહે છે અને એવી મેધા જેની પાસે છે તે મેધાવી કહેવાય છે. એવી મેધાવાળાના મનમાં કાંઈ સંશય રહેતો નથી. એમ મેધા શબ્દનો પૂર્ણ અર્થ આકલન-શક્તિ છે.

પરંતુ બલિદાન અને ત્યાગ સારુયે સંસ્કૃતમાં મેધા શબ્દ વપરાય છે. આકલન કરવા ઘણો ત્યાગ કરવાની આવશ્યકતા હોય છે. આ સૂક્ષ્મપણે સમજવાની વાત છે. માણસ ભોગપરાયણ બને તો તેની આકલનશક્તિ કુંઠિત થાય છે. જે ભોક્તા નહીં પણ દ્રષ્ટા બને છે તેની આકલન-શક્તિ પુષ્ટ બને છે. ભોક્તા બનવાથી માણસ પોતાની જાતને તે પદાર્થ સાથે જોડી દે છે. જ્યારે આકલન સારુ આપણી જાતને તે પદાર્થથી અલગ કરવાની જરૂર હોય છે. ભોગ વિના શરીર ચાલતું નથી. શરીર પાસેથી કામ લેવાનું હોવાથી કંઈ ને કંઈ ભોગની આવશ્યકતા રહેશે. એ શરીરની લાચારી છે. પરંતુ જ્ઞાનશક્તિ માટે પદાર્થથી અલગ રહેવાની જરૂર છે. એનું સાંગોપાંગ આકલન કરવું હોય તો જાતને તે પદાર્થ સાથે ન જોડી શકાય. ખેલાડી હોય તે રમતમાં સામેલ થાય છે. પણ અંપાયર રમતમાં સામેલ નથી થતો, કેમકે તે દ્રષ્ટા છે. તે રમતનું આકલન કરી શકે છે. ભોગમાં માણસ પોતાને ભોગ્ય વસ્તુ સાથે જોડે છે. જ્યારે તે ભોક્તા બને છે ત્યારે પેલી વસ્તુ ભોગ્ય બને છે અને પછી તે વસ્તુ જ્ઞેય નથી રહેતી, પણ ભોગ્ય બને છે. થોડી રસનિષ્પત્તિ ને થોડું જ્ઞાન જરૂર થાય છે. પરંતુ સાંગોપાંગ પૂર્ણ શાસ્ત્રીય જ્ઞાન નથી થતું. બીજ વાવનારને ફળ ઉત્પન્ન થાય ત્યાં સુધીનું જે જ્ઞાન હોય છે તે ખાનારને નથી હોતું.

વસ્તુના આકલન માટે પોતાની જાતને તેનાથી અળગી રાખવી પડે છે અને વસ્તુના ગુણના આકલન માટે સંપર્ક કરવોયે પડે તો જ્ઞાનદૃષ્ટિથી જ કરવો. એવી આકલનની પ્રક્રિયા છે. જેમ કે કેરીથી અળગા રહીને તેનું સમગ્ર જ્ઞાન પ્રાપ્ત કર્યું. પરંતુ તેના રસનું જ્ઞાન મેળવવા સારુ તો

તેને ચાખવી જ પડે. તે ભોગ નહીં કહેવાય. ભોગ તેને ખાવામાં છે, ચાખવામાં નહીં. આકલન સારુ જેટલું જરૂરી હોય તેટલું તે વસ્તુ સાથે સંપર્કમાં રહેવું, બાકી અળગા રહેવું. ભોગમાં આપણે દ્રષ્ટા નથી બનતા, જ્યારે ત્યાગમાં દ્રષ્ટા બનીએ છીએ. મેં તો જીવનની વ્યાખ્યા જ એવી કરી છે કે તેમાં બે માત્રા ત્યાગની અને એક માત્રા ભોગની હોય. આગળ-પાછળ ત્યાગ અને વચ્ચે ભોગ. જીવનમાં થોડા ભોગની જરૂર છે તો કરીએ પરંતુ આકલન સારુ ત્યાગની જરૂર છે. તેથી મેધા શબ્દ ત્યાગવાચક છે.

ત્યાગબુદ્ધિ મેધાનું એક અંગ છે, આકલનશક્તિ બીજું અંગ છે. અને ત્રીજું અંગ છે સંશુદ્ધિ, પવિત્રતા, નિર્મળતા. ગૃહસ્થાશ્રમી માટે गृहमेधिन् શબ્દ આવે છે: જેણે પોતાનું ઘર પવિત્ર બનાવ્યું. તો સ્વચ્છતા, નિર્મળતા, પવિત્રતાના અર્થમાંયે મેધા શબ્દનો ઉપયોગ થાય છે. બુદ્ધિ જ્યારે સ્વચ્છ, નિર્મળ નથી હોતી ત્યારે તેમાં સ્પષ્ટ પ્રતિબિંબ નથી ઊઠતું. આપણી આંખમાં કંઈક દોષ હોય તો સૃષ્ટિનું સ્પષ્ટ દર્શન નથી થતું. કાચ મેલો હોય તો વસ્તુનું સ્પષ્ટ દર્શન નથી થતું. આ જે નિર્મળતા છે, તેને સંસ્કૃતમાં સત્ત્વ કહે છે. त्यागी सत्त्वसमाविष्टो मेधावी— જે માણસ ત્યાગી છે, જેનામાં સત્ત્વગુણ પરિપક્વ થયો છે અને જેની આકલનશક્તિ તેજ છે તે માણસ મેધાવી છે. ત્યાગબુદ્ધિ, નિર્મળતા અને દ્વિવિધ પ્રક્રિયાથી સમગ્ર આકલન કરવાની શક્તિ એ ત્રણેય મળીને મેધા એક પ્રાણવાન શબ્દ બને છે.

ભાગવતમાં ઉદ્ધવ સાંભળે છે અને ભગવાન બોધ આપે છે. જેમ ગીતામાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદ છે તેમ ભાગવતમાં અગિયારમા સ્કંધમાં માધવોદ્ધવ સંવાદ છે. તેમાં શુકદેવે

ઉદ્ધવને *હરિમેધા* ની પદવી આપી છે. અર્થાત્ ઉદ્ધવે પોતાની મેધા ભગવાનમાં રાખી છે. ભગવાનને માટે ત્યાગ કરનાર, ભગવાનનું આકલન કરનાર અને ભગવાનની પવિત્રતાનું ધ્યાન કરનાર— એમ ત્રિવિધ અર્થમાં ત્યાં *હરિમેધા* શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હરિમેધા એટલે હરિને ગ્રહણ કરવાની બુદ્ધિ. હરિભક્તિ શબ્દ રૂઢ છે, છતાં આ ખાસ શબ્દ વાપર્યો છે. જેની મેધા હરિમય છે એટલે કે ત્રણેય શક્તિઓ જેણે હરિના ચરણોમાં સમર્પિત કરી છે તે 'હરિમેધા' છે.

વળી આહારશુદ્ધિનીયે આવશ્યકતા છે. આહારશુદ્ધિ વિના ઉત્તમ આકલન ન થઈ શકે. આહારશુદ્ધિ વિના સૂક્ષ્મ ધારણશક્તિનો સંભવ નથી. બુદ્ધિ સ્થૂળ બનશે તો સ્થૂળ આકલન થશે. તેથી હિંદુસ્તાનમાં ખાસ કરીને આહાર-શુદ્ધિનો વિચાર તો વિકાસ થયો. એમ તો દુનિયાભરમાં માણસે આહારશુદ્ધિના કંઈ ને કંઈ પ્રયોગ કર્યા જ છે. પરંતુ હિંદુસ્તાનમાં યોગશાસ્ત્રમાં આ વાતનું ઊંડું ચિંતન થયું છે. સત્ત્વશુદ્ધિ સારુ આહારશુદ્ધિની જરૂર પડશે. તો જે માણસની જીવનશુદ્ધિ હશે તેમાં મેધા હશે. અને જીવન-શુદ્ધિ માટે આહારશુદ્ધિ એક સાધન છે. સ્વચ્છ, નિર્મળ આહારથી ચિત્ત પ્રસન્ન રહે છે અને તેની આકલનશક્તિ તેજ રહે છે.

એમ તો માનવચિત્તમાં એટલી ચિંતનશક્તિ છે કે તે સમગ્ર વિશ્વનું દ્રષ્ટા બની શકે છે. હવે ધીરે ધીરે વિજ્ઞાન દર્શાવી રહ્યું છે કે આપણે સૃષ્ટિના અતાગનો તાગ લઈ શકીએ છીએ. વિજ્ઞાન જેટલું વધુ વિકાસ પામશે એટલું સૃષ્ટિનું આકલન અધિક થશે. એટલું આકલન થવા છતાંયે સૃષ્ટિનો

અંશમાત્ર જ માણસના હાથમાં આવશે. એટલી અનંત સૃષ્ટિ પડી છે કે એનું પરિપૂર્ણ આકલન માનવબુદ્ધિ કરશે એમ માનવાની જરૂર નથી. માનવબુદ્ધિ પણ આખરે ઈશ્વરનો અંશમાત્ર છે. તેથી એક અંશ પૂર્ણનું પરિપૂર્ણ આકલન કરશે એમ નહીં માની શકાય. તોયે ઠીક ઠીક આકલન વિજ્ઞાનની મદદથી થયું છે. અને તે વિકસી રહ્યું છે. જેમ જેમ તે વધતું જાય છે તેમ તેમ એ વાતની પુષ્ટિ થતી જાય છે કે આહારશુદ્ધિની આવશ્યકતા છે.

મેધા શક્તિનો વિકાસ થશે તો સમાજ આગળ વધશે. ગીતામાં સ્ત્રીની સાથે મેધાનો સંબંધ જોડ્યો છે તે એક વિચારવાની વાત છે. સ્ત્રી-પુરુષમાં આકલનશક્તિનો ભેદ હોવો જોઈએ એમ ન માની શકાય. પરંતુ અહીં नारीणाम् કહ્યું એટલે સ્ત્રી પાસે ત્યાગની, આકલનશક્તિની ને સંશુદ્ધિની વિશેષ અપેક્ષા રાખી હશે. ગાંધીજીએ સ્ત્રીને ત્યાગમૂર્તિ કહેલી. પરંતુ સ્ત્રીઓ જે ત્યાગ કરે છે તેમાં મોટા ભાગનો લાચાર ત્યાગ હોય છે, બહુ વિચારપૂર્વકનો ત્યાગ નથી હોતો. એક આસક્તિનો ત્યાગ હોય છે. ગૃહાસક્તિ, પુત્રાસક્તિ વગેરે આસક્તિઓ પણ માણસ પાસે ત્યાગ કરાવે છે. ટૉલસ્ટૉયે લખ્યું છે કે ઈશુએ સમાજ માટે બલિદાન દીધું. તેનું જીવન ત્યાગમય હતું. પરંતુ સામાજિક માણસનું જીવન ઈશુ કરતાંયે વધુ ત્યાગમય હોય છે. સારાંશ કે ઘણો ત્યાગ સમાજમાં થાય છે અને તેમાંયે સ્ત્રીઓ તો ખૂબ ત્યાગ કરે છે. પરંતુ તે ત્યાગ લાચારીપૂર્વક કરેલો હોય છે. તે ત્યાગ આકલનશક્તિ વધારતો હોય એવો અનુભવ નથી થયો. ભોગપ્રાપ્તિ સારુ લાચારીથી તે કરવો પડે છે. તેથી ત્યાગમૂર્તિ હોવા છતાંયે આકલનશક્તિ

તેનામાં નથી. કહેવાય છે કે સ્ત્રીઓ વધુ જડ અને ભોળી હોય છે. ભોળપણું એ ગુણ છે, પણ જડતા કંઈ ગુણ નથી.

## (૬) ધૃતિ

છઠ્ઠી શક્તિ છે ' ધૃતિ. ' ધૃતિ શબ્દ ગીતામાં અન્યત્ર અને અન્ય ગ્રંથોમાંયે આવે છે. મનુએ दशैवं धर्मलक्षणम्— દશવિધ ધર્મલક્ષણો બતાવ્યાં છે. તેમાં પ્રથમ છે ' ધૃતિ '. ધૃતિમૂલક ધર્મ મનુએ માન્યો છે.

ધૃતિના બે અર્થ થાય છે અને બંને અર્થમાં આપણે એ શબ્દ સમજવો જોઈએ. ધૃતિનો પૂરક શબ્દ છે ઉત્સાહ. ગીતામાં સાત્ત્વિક કર્તાના લક્ષણ આવે છે : धृत्युत्साहसमन्वितः— ધૃતિ અને ઉત્સાહથી યુક્ત. ધૃતિ અને ઉત્સાહ એકમેકના પૂરક ગુણ છે. ધૃતિ એટલે ધીરજ; ઉત્સાહ એટલે કર્મચેતના, કર્મપ્રેરણા. યુવાનોમાં ખાસ કરીને ઉત્સાહ હોય છે, પણ ધૃતિ ઓછી હોય છે. ઉત્સાહનું મોજું આવ્યું ને ગયું; તે ટકતું નથી, કારણ કે ધૃતિથી ઉત્સાહ ટકે છે. ધૃતિના ગુણ વિનાના ઉત્સાહ પર આપણે ભરોસો ન રાખી શકીએ.

ધૃતિ એક શક્તિ છે. સમાજમાં તેના વિકાસની યોજના થવી જોઈએ. ધૃતિ નહીં હોય તો ઉત્સાહની ભરતી-ઓટમાં જ શક્તિ ક્ષીણ થતી રહેશે. લગ્ન વખતે પાંચ-છ દિવસ ખૂબ દોડધામ કરી ને મહાલ્યા. સમારંભ પૂરો થતાં ઉત્સાહ બધો ઓસરી ગયો. કોંગ્રેસનું અધિવેશન આવ્યું. દસ-બાર દિવસ ખૂબ કામ કર્યું, રાત-દિવસ એક કર્યાં. પણ ત્યાર બાદ બધું ખતમ. પરીક્ષા આવી. ગોખી-ગોખીને ઉત્તીર્ણ થયા. પણ પરીક્ષા પતી કે બધું જ ભુસાઈ ગયું. આમ તો શક્તિનો ક્ષય થાય છે. એનાં કરતાં તો બહેતર છે કે ઉત્સાહ આવે જ

નહીં, જેથી એને જવાનોયે મોકો ન મળે. બાકી તો આવે છે ને જાય છે ત્યારે આપણી થોડી શક્તિ ઓછી કરતો જાય છે. વડ્ઝ઼્વર્થે લખ્યું છે, Getting and spending we waste our powers— પ્રાપ્ત કરવામાં અને ખર્ચ કરવામાં આપણે આપણી શક્તિ વેડફીએ છીએ. આમ કેવળ ઉત્સાહની આવન-જાવનથી કામ ન થાય. ધીરજ પણ જોઈએ. ઉત્સાહ અને ધૃતિ બંને ભેગાં થવાથી જ કામ થાય છે. તો ધૃતિનો એક અર્થ છે : ઉત્સાહને કાયમ રાખનારી શક્તિ.

ધૃતિનો બીજો અર્થ છે, એ નામની એક ઇંદ્રિય. એનો ખ્યાલ લોકોને નથી હોતો. માણસને હાથ, પગ વગેરે કર્મેન્દ્રિય છે, શ્રવણ, દર્શન વગેરે જ્ઞાનેન્દ્રિય છે, અંતઃકરણ અર્થાત્ અંદરની એક ઇંદ્રિય છે, એમ ધૃતિ નામની પણ એક ઇંદ્રિય ભારતીય માનસશાસ્ત્રમાં માનવામાં આવી છે. જેમ બુદ્ધિની એક ઇંદ્રિય છે એમ ધૃતિનીયે છે. बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु— બુદ્ધિ ને ધૃતિના ભેદ સાંભળ, એમ કહીને ગીતામાં ભગવાને બુદ્ધિ અને ધૃતિનો ભેદ બતાવ્યો છે.

એનો અર્થ એ કે ધૃતિ નામની એક ઇંદ્રિય છે, એક સ્વતંત્ર શક્તિ છે. જેમ બુદ્ધિ શક્તિ છે, તેમ ધૃતિ શક્તિ છે, જે પ્રાણને પરિણામે પેદા થાય છે. એક બોધ-શક્તિ છે, જેને બુદ્ધિ કહે છે. બીજી આપણા પર કાબૂ રાખનારી, આપણું નિયમન કરનારી શક્તિ છે. તેને ધૃતિ કહે છે. એની જરૂર દરેક યંત્રને હોય છે. એક મોટરમાં દિશાસૂચક જે યંત્ર છે તે તેની બુદ્ધિ છે. અને ગતિવર્ધક યંત્ર છે તે તેનો પ્રાણ છે, એમ બુદ્ધિ અને પ્રાણ યંત્રમાંયે હોય છે. શરીરરૂપી યંત્રમાં પણ એક પ્રાણ-શક્તિ હોય છે.

પ્રાણશક્તિના પરિણામસ્વરૂપ ધૃતિ ઉત્પન્ન થાય છે. તે એક વિશેષ ઇંદ્રિય છે. જેનો પ્રાણ જેટલો બળવાન, એની ધૃતિ એટલી જ બળવાન.

ધૃતિનો અંગ્રેજીમાં અનુવાદ કરવો મુશ્કેલ થઈ પડશે. છતાં યે ધૃતિની નજીકનો શબ્દ છે 'વિલ-પાવર'— પોતા પર કાબૂ રાખવાની, સંકલ્પ કરવાની અને કરેલો સંકલ્પ પાર પાડવાની શક્તિ. આ બધી ચીજો ધૃતિની સાથે હોય છે. મન, પ્રાણ અને ઇંદ્રિયોની જે ક્રિયા ચાલે છે તે સર્વને ધારણ કરનારી શક્તિ. લગામ ઘોડાને કાબૂમાં રાખે છે. ક્યારેક ઢીલું છોડવું, ક્યારેક ખેંચવું એ બધાં કામ લગામનાં હોય છે. શરીરમાં એક ઇંદ્રિય છે, તે આ કામ કરે છે.

ગીતામાં કહ્યું છે કે ધૃતિ અને બુદ્ધિ એમ બે કરણ માણસ પાસે છે. કરણ અને સાધનમાં ફરક છે. ચશ્મા સાધન છે, આંખ કરણ છે. સાયકલ સાધન છે, પગ કરણ છે. પાણિનિએ એની વ્યાખ્યા આપી છે. તૃતીય વિભક્તિ કરણ હોય છે. વળી, साधकतमं करणम्— જે સર્વોત્તમ સાધન છે તે કરણ છે. ચશ્મા આંખ વિના કંઈ કામના નથી. ચશ્મા ઉપકરણ છે, કરણ નથી. ચરખાથી સૂતર કાંતીએ છીએ તો ચરખો ઉપકરણ છે, હાથ કરણ છે. સૌથી અત્યંત મહત્ત્વનું સાધન તે કરણ અને ગૌણ સાધન તે ઉપકરણ. ઉપકરણ એટલે કે સાધનસામગ્રી.

માટે ધૃતિ નામનું એક કરણ છે. જેમ કે બુદ્ધિ નામનું એક કરણ છે. બુદ્ધિ બોધ દેશે. કયાં જવું છે, કેમ જવું છે, શું કરવું છે વગેરે સમજાવશે. ધૃતિ આપણા પર કાબૂ રાખીને કામ કરાવશે. નિયમનકાર્ય બધું ધૃતિથી થશે.

પ્રબોધનકાર્ય બુદ્ધિથી થશે. નિયમન યોગ્ય રીતે ન થયું તો બોધ વ્યર્થ જશે.

ધૃતિને મજબૂત બનાવવી એ પણ એક સાધના છે. અનેકવિધ નાના નાના સંકલ્પો દ્વારા ધૃતિ મજબૂત બનાવી શકાય છે. એક નાનો-શો સંકલ્પ ચાર-પાંચ દિવસ માટે કરવામાં આવે અને એટલા જ દિવસમાં તે પૂર્ણ કરવામાં આવે. દસ શેર તાકાત હોય તો પાંચ શેરનો જ સંકલ્પ કરીએ, જેથી તે તૂટવાનો મોકો ન આવે. પછી ગમે તેટલી વિકટ પરિસ્થિતિમાંયે તેને પૂરો કરવાનો નિશ્ચય કરીએ. સ્ત્રીઓ મહિના માટે નદીમાં કે સમુદ્રમાં નહાવાનું વ્રત લે છે, શ્રાવણી સોમવાર કરવાનું વ્રત છે. આવા નાના નાના સંકલ્પ કરીને પાર પાડે છે. એમાં ખાસ કંઈ વિશેષતા નથી હોતી, પણ તે સંકલ્પો પૂર્ણ કરવાથી આત્માનું બળ વધે છે અને ધૃતિ મજબૂત થાય છે. સહેલામાંથી ધીરે ધીરે કઠણ નિયમો કરતા જવાય. એમ કરીને ઉત્સાહશક્તિ વધારતા જઈએ તો ધૃતિ મજબૂત થાય છે. જેમનામાં ધૃતિનો અભાવ હોય છે, એમનો બોધ બહુ પુરુષાર્થ નથી કરી શકતો. એમને કંઈ સૂઝે તો તે સમાજ સમક્ષ મૂકે છે પરંતુ સમાજને તેમનાં વચનો પર વિશ્વાસ નથી બેસતો.

એક પશ્ચિમના ફિલસૂફ મળેલા. એમણે કહ્યું કે "મેં ઘણી ફિલસૂફી વાંચી પરંતુ ઉપનિષદ વાંચવાથી મને જે પ્રતીતિ થઈ તે અન્ય કોઈ ફિલસૂફી વાંચવાથી ન થઈ. ઉપનિષદ વાંચતાં લાગ્યું કે જાણે હિમાલય પાસે પહોંચ્યો છું. દૃઢ નિશ્ચયપૂર્વક કોઈક પોતાની વાત કહી રહ્યું છે. એમાં સંશય નથી જણાતો. અંધારામાં ફાંફાં મારતું હોય એવું નથી લાગતું. જેમ કોઈ માણસ પોતાના હાથમાંની

ચીજ પ્રત્યક્ષ બતાવીને બોલી રહ્યો હોય એમ લાગે છે. એની આપણા પર ખૂબ ઊંડી અસર પડે છે. એમ કેમ થતું હશે?" મેં એમને જવાબ આપ્યો કે "ઉપનિષદના શબ્દો તાર્કિક નહીં, અનુભવના છે. પ્રત્યક્ષ એક ચીજ કરીને જે સાક્ષાત્ અનુભવ આવ્યો તે ઓછામાં ઓછા શબ્દોમાં લોકો સમક્ષ મૂકયો છે. તેથી એ શબ્દો પ્રાણવાન બન્યા છે, અને સમાજને તે બોધ દે છે."

વિદ્વાનોના ગ્રંથોનો કંઈ ઉપયોગ નથી એમ હું કહેવા નથી માંગતો. કંઈક બોધ તો મળે જ છે. પરંતુ જેમની પાસે ધૃતિ અને બુદ્ધિ બંને છે એવા મહાન પુરુષોના શબ્દોમાં આગવી શક્તિ આવે છે. માટે આ ધૃતિ નામની ઇંદ્રિયને નાનાં-મોટા શુભ સંકલ્પો દ્વારા વિકસિત કરવી.

ધૃતિ સારુ પહેલાં જે શિક્ષણ આપણા દેશમાં ચાલ્યું તેમાં વિદ્યા-સ્નાતક, વ્રત-સ્નાતક અને ઉભય-સ્નાતક એમ હતું. સ્નાતક એટલે જેણે સ્નાન કર્યું છે તે, અર્થાત્ જેણે વિદ્યા પૂરી કરી છે તે. આજકાલ વિદ્યાભ્યાસ પૂરો થાય ત્યારે ગાઉન-ઝભ્ભો પહેરાવે છે. એ ઇંગ્લંડનો રિવાજ છે, કેમકે ત્યાં ઠંડીને લીધે સ્નાન નહોતું થઈ શકતું. આપણા દેશમાં જૂનો રિવાજ એવો હતો કે ગુરુને ઘેર વિદ્યાભ્યાસ પૂરો થાય ત્યારે ગુરુ પોતાના હાથે સ્નાન કરાવતા અને કહેતા કે તું ફલાણી ફલાણી વિદ્યામાં નિષ્ણાત છે. એ વિદ્યા-સ્નાતક થયો. જે અભ્યાસક્રમ નક્કી કરાયો હોય તે તેણે પૂરો કર્યો. પછી કદાચ તેણે એ અભ્યાસક્રમ ૧૨ ને બદલે ૧૦ વર્ષમાંયે પૂરો કર્યો હોય.

બીજો હતો વ્રત-સ્નાતક. તેણે અભ્યાસક્રમ તો પૂરો કર્યો ન હોય, પરંતુ ૧૨ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કર્યું

હોય. એ કાળ દરમ્યાન વિદ્યા જેટલી પ્રાપ્ત થઈ શકી હોય એટલી કરી હોય પણ વ્રતનું ઉત્તમ પાલન કર્યું હોય. ગુરુ એને સ્નાન કરાવીને કહે છે કે તું વ્રત-સ્નાતક છે. ૧૨ વર્ષ સુધી તેં ખૂબ કામ કર્યું છે, વ્રતોનું પાલન કર્યું છે. ગુરુની સેવા કરી છે, ઇંદ્રિયો પર કાબૂ મેળવ્યો છે. આ વ્રત-સ્નાતકવાળી વાત ધૃતિના વિકાસ માટે હતી. ધૃતિ-શકિતના વિકાસ સારુ આશ્રમમાં એક કાર્યક્રમ ચાલતો. તેમાં જે પ્રવીણ, નિષ્ણાત થઈ જાય તે વ્રત-સ્નાતક થતો. પણ જેણે વ્રત-સ્નાન અને વિદ્યા-સ્નાન બંને કર્યાં હોય તે ઉભય-સ્નાતક થતો. તે પરિપૂર્ણ સ્નાતક થયો કહેવાતો.

ધૃતિનું શિક્ષણ એ બહુ મહત્ત્વની વાત છે. એ માટેની કોઈ યોજના આપણી પાસે આજે ન તો ઘરમાં છે, ન સ્કૂલમાં. તેથી વિદ્યાર્થીને માત્ર થોડીઘણી વિદ્યા મળે છે. પણ સ્મૃતિ અને તર્ક સિવાય બીજા કોઈ ગુણનો વિકાસ નથી થતો. સત્ય પર ઉત્તમ નિબંધ લખનારો પાસ થઈ ગયો, પછી ભલે ને તે સત્ય બોલે જ નહીં ને દુનિયાને ઠગતો રહે! આ વસ્તુ માત્ર એકાંગી જ નહીં, પણ ખૂબ ખતરનાક છે. પરિણામે આજે આપણી કહેવાની હિંમત નથી થતી કે સમાજમાં સૌને શિક્ષિત બનાવવાથી સમાજ-નું કલ્યાણ થશે. માત્ર અક્ષરજ્ઞાન આપવા સારુ કરોડો રૂપિયાનું ખર્ચ થાય છે. એનાથી તેઓ સારા નાગરિક બની ગયા એ વાત પર ભરોસો બેસતો નથી. એનાથી તો બહેતર છે કે જેઓ ભણેલા નથી તેઓ કંઈક પ્રામાણિક છે. પોતા પૂરતી મજૂરી તો કરે છે, સંતોષી રહે છે. તેથી દેશમાં બધાને વાંચતાં-લખતાં શીખવી દેવાથી ભારતની ઉન્નતિ

થઈ જશે એમ કહેવાની આપણી હિંમત નથી ચાલતી. એવી એકાંગી વિદ્યા ખૂબ નુકસાનકારક નીવડે છે.

ઉપનિષદમાં તો ત્યાં સુધી કહી દીધું છે કે જે કેવળ વિદ્યા પાછળ જાય છે તે ઘોર અંધકારમાં પ્રવેશ કરે છે. આનાથી વિશેષ કહેવાનું શું બાકી રહે છે? ઘણું હિંમતવાળું વાક્ય છે. એવું વાક્ય મને બીજા કોઈ ગ્રંથમાં વાંચવા નથી મળ્યું. પૂર્ણ હિંમત સાથે એકાંગી જ્ઞાનનો પણ નિષેધ કર્યો છે! ધૃતિ વગરની વિદ્યા એકાંગી રહે છે અને એનાથી નુકસાન થાય છે.

આમ ધૃતિનો એક અર્થ છે, ઉત્સાહને ટકાવનારો ગુણ; અને બીજો અર્થ છે, અંતઃકરણની એક શક્તિ. કર્મ સારુ ધૃતિ ખૂબ જ આવશ્યક છે. બુદ્ધિ દ્વારા જે નિર્ણય થયો હોય તેનો અમલ ધૃતિ વિના શક્ય નથી બનતો. તેથી ભગવાને એને એક સ્વતંત્ર શક્તિ માનીને તેનો ઉલ્લેખ ગીતામાં કર્યો છે.

સ્ત્રી-શક્તિમાં ધૃતિની ગણના કરીને ભગવાને સ્ત્રી પાસે ધૃતિની વિશેષ અપેક્ષા રાખી છે. અને આપણા રોજબરોજના અનુભવમાં સ્ત્રીમાં વિશેષ ધૃતિ-શક્તિ દેખાય પણ છે. બીમારોની સેવામાં બહેનોને અત્યંત તકલીફ સહન કરવી પડે છે. ક્ષણેક્ષણે મૃત્યુ તરફ ધસી રહેલા અનેકોની બહુ કષ્ટ સહન કરીને બહેનો સેવા કરે છે. એવી આગવી શક્તિ બહેનોમાં હોય છે. જે બાબતમાં એમની શક્તિનો વિકાસ થયો છે તેમાં આવો અનુભવ થાય છે.

એનાથી ઊલટો અનુભવ પણ થાય છે કે બહેનો જરાયે સહન કરી શકતી નથી. પોતાના બાળકનું ઑપરેશન કરાતું

હોય તો તે જોવાયે ઊભી રહી શકતી નથી. ઑપરેશન થશે તો બાળક બચશે એમ સમજે છે. અને ઑપરેશનની ક્રિયા કંઈ કઠોર કે નિષ્ઠુર તો છે નહીં. તે એક દયાળુ ક્રિયા છે. છતાં કોઈ માને ઑપરેશનના કામમાં મદદ કરવાનું કહેવામાં આવે તો મદદ કરવાની વાત તો બાજુએ રહી, ઑપરેશન થતું તે જોઈ પણ નથી શકતી. એટલી ધૃતિ પણ સ્ત્રીઓમાં જોવા નથી મળતી, કેમ કે એ અંગેનું એમને શિક્ષણ જ નથી મળ્યું.

છતાંયે સરવાળે સ્ત્રીઓમાં સહનશીલતા ઘણી હોય છે. એમના જીવનમાં સહન કરવાના પ્રસંગો પણ ઘણા આવે છે, એને લીધે ધૃતિના ગુણનો અધિક વિકાસ તેઓ કરી શકે છે એમ માની શકાય. ઓછામાં ઓછું ભગવાને તો એમ માની લીધું છે. ભારતીય સંસ્કૃતિએ પણ એટલી આશા રાખી છે.

હવે જ્યારે અહિંસાનો જમાનો આવી રહ્યો છે ત્યારે મારો ખ્યાલ છે કે અહિંસામાં એક વિશેષ પ્રકારની ધૃતિની જરૂર રહેશે. હિંસા અને અહિંસા બંનેમાં ધૃતિની જરૂર તો છે જ. હિંસામાં જે પ્રકારની ધૃતિની જરૂર હોય તેમાં સ્ત્રીઓ કદાચ પાછળ પડે, તેમાં તેઓ ટકી ન શકે. પરંતુ અહિંસામાં જે પ્રકારની ધૃતિની આવશ્યકતા છે તેમાં કદાચ સ્ત્રીઓ પુરુષો કરતાં આગળ રહે. એ દૃષ્ટિએ આશા રાખી શકાય કે બહેનોમાં ધૃતિનો વિશેષ વિકાસ થાય.

પૂછવામાં આવે છે કે આ માટેનો કાર્યક્રમ શું? એની તાલીમનો અભ્યાસક્રમ શું? ગણિત, ભૂગોળ વગેરે બાહ્ય વિષયોની તાલીમ નથી આપવી. તાલીમ આપવી હોય તો ઇંદ્રિયની, દેહની, વાણીની, ચિત્તની તાલીમ આપીએ.

ચિત્તમાં જે વિવિધ શક્તિઓ છે એના વિકાસની તાલીમ પણ મળવી જોઈએ. એ જ ખરી તાલીમ છે. ગણિત, ભૂગોળ, અંગ્રેજી વગેરે શીખવા માટે શું આપણો જન્મ થયો છે કે? એની સાથે આપણને શું નિસ્બત છે? જેટલું જરૂરી હશે એટલું એ જ્ઞાન પણ લેશું. પરંતુ નાહક આખું ગણિતશાસ્ત્ર શીખવાનો શું આપણો ધંધો છે?

એક જાણીતી વાતો છે. એક ગણિતશાસ્ત્રી અને એક નાવિક હોડીમાં બેસીને નદી પાર કરી રહ્યા હતા. ગણિતશાસ્ત્રીએ નાવિકને પૂછ્યું, 'ગણિતશાસ્ત્ર આવડે છે કે?' 'એ વળી શું ચીજ છે? હું કંઈ નથી જાણતો.' 'તો તારી ચાર આના જિંદગી નકામી ગઈ.' ફરી પૂછ્યું, 'ભૂગોળનું કંઈ જ્ઞાન છે?' 'એ વળી શી બલા છે? મને એની કંઈ ગમ નથી.' 'તો તારી બીજી ચાર આના જિંદગી નકામી ગઈ.' એટલામાં તોફાન આવ્યું અને હોડી ડૂબવાની અણી પર હતી. નાવિકે પ્રાધ્યાપક સાહેબને પૂછ્યું, 'તરતાં તો આવડે છે ને?' 'ના, એ તો હું નથી જાણતો.' 'મારી તો ચાર ને ચાર, આઠ આના જિંદગી એળે ગઈ, પરંતુ તમારી તો સોળ આના જિંદગી એળે જવાની છે.' પેલા નાવિકે ગણિતશાસ્ત્રીને પરખાવી દીધું! એમ વાત છે!

## (૭) ક્ષમા

ધૃતિ પછી સાતમી શક્તિ છે ક્ષમા. ક્ષમાનો એક વિશેષ શક્તિ રૂપે ઉલ્લેખ છે અને એનું સ્વતંત્ર મૂલ્ય મનાયું છે. કોઈ આપણું અપમાન કરે, નિંદા કરે, આપણને ઈજા પહોંચાડે, તકલીફ આપે એ સહન કરવું, માફ કરવું એને ક્ષમા કહે છે. આ સહન કરવું, માફ કરવું તે જ્યારે

નિરુપાયે પણ સહર્ષ સામે ઊઠીને કરવામાં આવે છે ત્યારે તે એક શક્તિ બની જાય છે. ક્ષમા આપણો સ્વભાવ બની જવી જોઈએ. એ એટલી સહજ થઈ જાય કે ક્ષમા કરી એવો આભાસ સુધ્ધાં આપણને ન થાય.

ક્ષમા અર્થાત્ પૃથ્વી. પૃથ્વી સહજભાવે આપણુ સૌનો ભાર ઉપાડે છે. આપણે એને કષ્ટ આપીએ છીએ તેનો તેને ખ્યાલ સુધ્ધાં નથી આવતો. આપણે એને ખોદીએ છીએ તોયે તે તો બદલામાં હયોઁભર્યો મોલ જ આપે છે. એમ એના સ્વભાવમાં જ ક્ષમા છે. ક્ષમાનોયે જો આપણા માથા પર ભાર રહે તો તે શક્તિ નથી બનતી.

જ્ઞાનદેવ મહારાજે એક પ્રાર્થનામાં કહ્યું છે કે शांति क्षमा, ऋद्धि-समृद्धि, हि पाहतां मज्ञ उपाधि—કોઈ પર દયા, ક્ષમા કરવી એ પણ એક ઋદ્ધિ-સમૃદ્ધિ છે અને એ પણ મને ઉપાધિ જેવી લાગે છે. કોઈએ અપરાધ કર્યો તો તેનો બદલો લેવાની, તેને શિક્ષા કરવાની વૃત્તિ થાય છે અને ચિત્ત પર એ વાતનો ભાર જણાય છે. એવી જ રીતે મારો અપરાધ કર્યો હોય એને ક્ષમા કરવાની વૃત્તિનોયે ચિત્ત પર ભાર રહે છે. એમ બને તો ક્ષમામાંથી કોઈ શક્તિ નિર્માણ નથી થતી. કવિઓએ કહ્યું છે કે ચંદન-વૃક્ષને કુહાડીથી ફાડીએ છીએ તોયે કુહાડી સુધ્ધાંને તે સુગંધિત કરી મૂકે છે. અર્થાત્ કુહાડીને માત્ર ક્ષમા આપે છે એટલું જ નહીં, પણ તેને પોતાનો ગુણ પણ અર્પે છે. એવી જ રીતે સ્પર્શમણિને લોઢાનો પ્રહાર કરવા છતાંયે લોઢાનું તે સોનું બનાવી દે છે. મતલબ કે ક્ષમા એમનો સ્વભાવ બની ગઈ છે.

એકદમ આ સિદ્ધિ પ્રાપ્ત ન થઈ જાય. તે સારુ સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ. પ્રયત્નપૂર્વક ક્ષમાનો ગુણ વિકસાવતા રહેવાની સાધકને આવશ્યકતા છે. અંદર ક્રોધાદિ વિકારો પડ્યા હોય તેને કાબૂમાં રાખીને ક્ષમા આપીએ તો તે સારું જ છે. પરંતુ ક્ષમાનું તે પૂર્ણ સ્વરૂપ નથી. સહજભાવે ક્ષમા કરાઈ હોય ત્યારે જ તેની શક્તિ પ્રગટ થાય છે. આપણે ક્ષમા કરી છે એવો ભાસ પણ ન થાય અને ક્ષમા સિવાય બીજું કંઈ આચરણ આપણે સારુ શકય જ ન હોય ત્યારે તે આપણો સ્વભાવ બની ગઈ છે એમ કહેવાય.

વસિષ્ઠ અને વિશ્વામિત્રનો પ્રસંગ જાણીતો છે. વિશ્વામિત્ર એમ તો બહુ મોટા તપસ્વી હતા, પણ વસિષ્ઠ માટે એમના મનમાં મત્સર પેદા થયો. તેમણે વસિષ્ઠના પુત્રને મારી નાખ્યો તોયે વસિષ્ઠે કંઈ ગુસ્સો કર્યો નહીં. આથી તો વિશ્વામિત્ર વધુ ધૂઆંપૂંઆ થઈ ગયા અને એમણે વાસષ્ઠનેય મારી નાખવાનું નક્કી કર્યું. એક દિવસ વસિષ્ઠ અને અરુંધતી બેઠાં હતાં. ઉજ્જ્વળ ચાંદની હતી. પતિ-પત્નીનો વાર્તાલાપ ચાલતો હતો. વિશ્વામિત્ર છુપાઈને તે સાંભળી રહ્યા હતા. તેઓ વસિષ્ઠને મારવા આવ્યા હતા. અરુંધતીએ વસિષ્ઠને કહ્યું કે ચાંદની કેટલી સુંદર છે! વસિષ્ઠ બોલ્યા: 'હા, બહુ સુંદર છે, વિશ્વામિત્રની તપસ્યા જેવી મનોહર છે'! આ સાંભળતાં જ વિશ્વામિત્ર પીગળી ગયા. એમનાથી રહેવાયું નહીં. અને એકદમ બહાર આવી વસિષ્ઠના ચરણોમાં માથું ઝુકાવી દીધું. તેમને બેઠા કરતાં વસિષ્ઠે કહ્યું: 'ब्रह्मर्षि उत्तिष्ठ—બ્રહ્મર્ષિ ઊઠો.' ત્યાં સુધી વસિષ્ઠે વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ નહોતા કહ્યા. જ્યારે વિશ્વામિત્રે

નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા ત્યારે તે સંજ્ઞા વસિષ્ઠે એમને આપી. એમ વસિષ્ઠ ઋષિ ક્ષમા માટે મશહૂર થઈ ગયા. એમની ક્ષમાની વિશેષતા છે. એમણે અપરાધ સહન કરી લીધો એટલું જ નહીં. પણ અપરાધીના ગુણનું જ સ્મરણ કરતા રહ્યા, દોષ જોયા જ નહીં. પોતાના પર એણે અપકાર કર્યો છે તે યાદ પણ ન કર્યો. આ જે सहज क्षमा છે તે ખૂબ મહાન શક્તિ છે.

ક્ષમાનો બીજો અર્થ 'યક્ષપ્રશ્ન'માં આવે છે. ધર્મરાજાને પૂછવામાં આવ્યું કે ક્ષમા એટલે શું? એમણે જવાબ આપ્યો : क्षमा द्वंद्वसहिष्णुता—દ્વંદ્વસહિષ્ણુતાને ક્ષમા કહે છે. ઠંડુ-ગરમ, માન-અપમાન વગેરે દ્વંદ્વ કેટલાક ભૌતિક હોય છે, કેટલાક સામાજિક. ગીતામાં યોગી, સંન્યાસી, ગુણાતીત પુરુષ એમ દરેકના વર્ણનમાં દ્વંદ્વસહિષ્ણુતા વ્યાપક વસ્તુ છે. માન-અપમાન, સુખ-દુઃખ બધું સહન કરવું પડે છે.

દુઃખ તો માણસ સહન કરે જ છે. પણ સુખ સહન કરવાની વાત સામાન્ય રીતે નથી બોલાતી. પરંતુ સુખમાંયે માણસે સંભાળ રાખવી પડે છે. ચઢાણ અને ઉતરાણ બંને વખતે ગાડાવાળાએ સાવધાન રહેવાનું હોય છે. માત્ર જ્યારે સમતલ રસ્તો હોય ત્યારે જ તે નિશ્ચિંત રહે છે. સુખ-દુઃખથી પર એવી જે મધ્ય-ભૂમિકા છે તે સરળ માર્ગ છે. સુખાવસ્થા એટલે ઉતરાણ. બળદો બેકાબૂ દોડયા કરશે તો ગાડું પડશે ખાડામાં. સુખમાં મોહ પમાય છે તો ઇંદ્રિયો આપણને તાણી લઈ જાય છે. દુઃખ ચઢાણ જેવું છે. બળદો આગળ વધવા નથી ઇચ્છતા. ઇંદ્રિયો આગળ જવાની હિંમત જ નથી કરતી. કોઈ કોઈ વાર કર્તવ્યપરાયણ માણસને દુઃખ તરફ જવું પડે છે ત્યારે ઇંદ્રિયોને બળપૂર્વક

આગળ ધકેલવી પડે છે. એટલે સુખ અને દુઃખ બંનેમાં ખતરો છે જ. એટલે જેમ દુઃખમાં સાવધાની રાખવાની છે એમ સુખમાં પણ સાવધાનીની જરૂર છે.

આપણો કોઈ મિત્ર દુઃખમાં હોય તો આપણે તેની મદદે પહોંચી જઈએ છીએ. એના પ્રત્યે સહાનુભૂતિ દાખવીએ છીએ અને એનું દુઃખ દૂર કરવાની કોશિશ કરીએ છીએ. એવી જ રીતે જો કોઈ મિત્ર સુખમાં પડયો હોય, ખૂબ એશઆરામમાં ગરકાવ હોય, ભોગમાં રચ્યો-પચ્યો હોય તો આપણને તેની દયા આવવી જોઈએ, તેની પાસે જવું જોઈએ અને તેને સમજાવવો જોઈએ કે તારું પતન થઈ રહ્યું છે તે ઠીક નથી. દુઃખ સારુ જે વૃત્તિ રાખીએ છીએ તે જ સુખ સારુયે રાખવી જોઈએ અને દુનિયામાં બંને સહન કરી લેવાં જોઈએ. એમ અહીં ક્ષમાનો દ્વંદ્વ-સહિષ્ણુતા એવો વ્યાપક અર્થ થાય છે.

ક્ષમાના વિધાયક સ્વરૂપના વિવિધ ટપ્પાઓ ગણાવી શકાય. કોઈએ અપરાધ કર્યો તો તેના પર ગુસ્સે ન થવું, તેને શિક્ષા ન કરવી એ પહેલી અવસ્થા છે, બીજી અવસ્થા છે એ અપરાધ ભૂલી જવાની. આપણા પર અપકાર કરનાર-માં પણ કંઈક ગુણ પડયા હોય એ ગ્રહણ કરવા એ ત્રીજી અવસ્થા છે. ચોથી અવસ્થામાં અપકાર કરનાર પર પણ ઉપકાર કરવાનો મોકો જતો ન કરવો. આ બધું કરવા છતાંયે ચિત્ત પર એનો કશોયે ભાર ન અનુભવવો અને સ્વભાવ મુજબ જ સહજભાવે ક્ષમાનું આચરણ થઈ રહ્યું હોય એ પાંચમી અવસ્થા છે.

ક્ષમાની ઉત્તરોત્તર વિકાસશીલ એવી આ ભૂમિકાઓ છે. એનાથી સામાજિક કાર્ય માટે ખડુ વિશાળ ક્ષેત્ર ખૂલી

જાય છે. આજકાલ આપણે જેને સત્યાગ્રહ કહીએ છીએ એ પણ સૂક્ષ્મ અર્થમાં ક્ષમાનું જ સ્વરૂપ છે. ઈશુને પૂછવામાં આવ્યું કે અમે એક વાર ક્ષમા કરીએ એની સામી વ્યક્તિ પર કાંઈ અસર ન થાય તો શું કરવું? એમણે કહ્યું કે સાત વખત ક્ષમા કરો. ફરી પૂછવામાં આવ્યું કે સાત વાર ક્ષમા કર્યા છતાંયે કાંઈ પરિણામ ન આવે તો? ઈશુએ કહ્યું કે તો સાતસો ને સાડીસાત વાર ક્ષમા કરવી પડશે. મતલબ કે ક્ષમા જ ક્ષમા કરતા જાઓ.

મહાભારતમાં એવી વાત આવે છે કે શિશુપાલના સો અપરાધ તો કૃષ્ણે સહન કરી લીધા પણ જ્યારે એનાથીયે તે આગળ વધ્યો ત્યારે તેને સજા કરી. આ ક્ષત્રિયોનો દાખલો છે. સો વાર સહન કરવું એ તેમને માટે ગૌરવની વાત ગણાય. ક્ષમાથી ક્ષાત્રવૃત્તિ વિશેષ ગૌરવાંકિત બને છે એમ બતાવવા આ દાખલો છે. ક્ષમા એક એકાંગી ગુણ છે એમ માનીને કહેવાયું છે કે न श्रेयः सततं तेजो, न नित्यं श्रेयसी क्षमा—હમેશાં તેજસ્વિતા દાખવવી ઠીક નહીં, હમેશાં ક્ષમા કરવીયે સારી નહીં. આ એક સામાન્ય અર્થનું વચન છે. તેજ અને ક્ષમાને એકમેકના પૂરક અને કંઈક અંશે વિરોધી પણ માનવામાં આવ્યાં છે.

પરંતુ ક્ષમા એ જ જ્યાં સહજવૃત્તિ છે ત્યાં એકસો વાર તો ક્ષમા કરી, હવે વધુ નહીં— એમ બની જ ન શકે. ક્ષમાને જ્યાં એક શક્તિ રૂપે જોવાય છે ત્યાં તે દુર્બળતા નથી બનતી. જેણે જેણે સો વાર ક્ષમા કરીને એકસો એકમી વાર સજા કરી તેણે ક્ષમાને એક શક્તિ નથી માની. તેને મન શક્તિ તો હજી શસ્ત્ર જ છે. જો ક્ષમાને શક્તિ માને તો કેટલી વખત કરી એની ગણતરી

ન હોય. ક્ષમાને જ જો શસ્ત્ર માન્યું હોય તો એક વખતની ક્ષમાથી કંઈ પરિણામ ન આવે ત્યારે એનાથી વધુ વ્યાપક ને ઊંડી ક્ષમાનું આચરણ થાય. સૌમ્યમાંથી સૌમ્યતર અને સૌમ્યતમની એ પ્રક્રિયા હોય.

જેમ કે તલવારથી કામ ન થયું તો પિસ્તોલ કાઢી અને પિસ્તોલથી ન ચાલ્યું તો સ્ટેનગન કાઢી. શસ્ત્ર પર એની શ્રદ્ધા છે એટલે તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ શસ્ત્રનો ઉપયોગ તે કરતો રહે છે. એવી રીતે જેની ક્ષમા પર શ્રદ્ધા છે એ ક્ષમા જ કરતો રહેશે. ક્ષમાની તીક્ષ્ણતા એની સૌમ્યતામાં જ હશે. એમ એક શક્તિ રૂપે તે ક્ષમા તરફ જોશે. ક્ષાત્રવૃત્તિનો જમાનો હવે પૂરો થઈ રહ્યો છે. આજે વિજ્ઞાનયુગમાં ક્ષાત્રવૃત્તિનો સવાલ રહ્યો નથી. આકાશમાંથી બૉંબ ફેંકશે. ઘેર બેઠાં બેઠાં રૉકેટો મોકલાશે. એમાં ક્ષાત્રવૃત્તિ આવી ક્યાં ? એમાં તો યોજનાપૂર્વક સંહાર કરવાની વાત છે. એને હું હિંસા નથી કહેતો. એ હિંસા નથી, સંહાર જ છે. આજે હવે એવા ભયાનક શસ્ત્રોનો મુકાબલો કરનાર કોઈ શસ્ત્ર હોય તો તે 'ક્ષમા' થઈ શકે છે.

ક્ષમામાં ક્ષમ્ ધાતુ છે. ગુજરાતીમાં 'ખમવું' કહે છે. ક્ષમા કરવી એટલે સહન કરવું—ખમવું. 'ખમવું' એ શબ્દ ક્ષમ્ ધાતુ પરથી જ બન્યો છે. પૃથ્વીની માફક સહન કરવું છે, એટલું જ નહીં બલ્કે જે પ્રહાર કરે છે એને આપણા તરફથી કંઈ ને કંઈ આપવું છે. એવી રીતે જો ક્ષમાનો પ્રયોગ થાય છે તો તે એક સૂક્ષ્મતમ અને સૌમ્યતમ સત્યાગ્રહનું સ્વરૂપ થાય છે.

એમ સપ્ત શક્તિનું વર્ણન અહીં પૂરું થાય છે. પ્રેમનો અહીં ઉલ્લેખ નથી થયો. પ્રેમ એ એક બહુ મોટી ચીજ

છે. એ બહેનોમાં જોવા મળે છે, ભાઈઓમાંયે છે અને પ્રાણી-માત્રમાં છે. આ સપ્ત શક્તિઓમાં એનો ઉલ્લેખ નથી કરાયો. કદાચ પ્રેમ સર્વસામાન્ય ચીજ હોઈને તેની તરફ એક શક્તિ રૂપે જોવાયું જ નહીં હોય. પ્રેમ તો છે જ. પ્રેમ ન હોય તો માણસનો— પ્રાણીનો જન્મ જ ન થાય અને પાલન-પોષણ પણ ન થાય. એટલે એ ચીજ તો છે જ. પરંતુ પ્રેમ જ્યારે 'ક્ષમા'ના રૂપમાં આવે છે ત્યારે તેની શક્તિ બને છે. અપરાધનો ક્ષમા-શસ્ત્રથી સામનો કરવો. સંસ્કૃતમાં એ અર્થનો એક શ્લોક પણ છે : क्षमाशस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ? — જેના હાથમાં ક્ષમાનું શસ્ત્ર છે એને દુર્જન શું કરી શકવાનો ?

લોકો આ વાત માનેયે છે. મોટ-મોટા લોકો માને છે. તેઓ પ્રામાણિક પણ છે. પરંતુ સાથોસાથ તેઓ એમ માને છે કે વ્યક્તિગત ક્ષેત્રમાં ક્ષમા ઠીક છે પરંતુ સામાજિક ક્ષેત્રમાં એ કામ ન આવે. એમ તો એક નવું દ્વૈત ઊભું થઈ જાય છે કે વ્યક્તિગત ક્ષેત્રમાં જે ગુણ કામનો હોય તે સામાજિક ક્ષેત્રમાં નકામો બની જાય. આ તો નૈતિક ક્ષેત્રમાં દ્વૈત પેદા કરનાર એક નવો સંપ્રદાય બની ગયો. એ મને માન્ય નથી. હું માનું છું કે જે નીતિ વ્યક્તિના જીવનમાં લાગુ પડે છે અને તેને લાભદાયી નીવડે છે તે જ નીતિ સમાજ-જીવનમાંયે લાગુ થાય છે અને ત્યાંયે આપણને લાભ જ કરે છે. વ્યક્તિગત ધર્મ અને સમાજધર્મ વચ્ચે વિરોધ ન સંભવે.

અહીં પ્રેમનો સીધો ઉલ્લેખ નથી કરાયો પણ તેનો અત્યંત ઉત્કર્ષ ધ્યાનમાં લઈને ક્ષમાનો ઉલ્લેખ કરાયો છે.

કસ્તુરબાગ્રામ મ૦ પ્ર૦ । ૨૬-૮-'૬૦ થી ૧-૯-'૬૦

## ૪

# ગ્રામદાન : એક પરિપૂર્ણ વિચાર

મારી એક મૂળભૂત શ્રદ્ધા છે કે દરેક માણસના હૃદયમાં અંતર્યામી છે. ઉપર ઉપરથી જે બૂરાઈઓ દેખાતી હોય છે, તે ઊંડાણમાં હોતી નથી. એટલા માટે માણસના હૃદયના ગભારામાં પ્રવેશ કરીને ત્યાં જે સારાં તત્ત્વો ભરેલાં પડ્યાં છે, તેને બહાર કાઢવાની કોઈ યુક્તિ જડવી જોઈએ. તે જડવાની શક્યતા છે એટલે તેલંગણામાં તે શ્રદ્ધા મુજબ એક વસ્તુ મળી ગઈ. એક નાનકડી ઘટના બની. જમીનની માગણી થઈ, આપવાવાળો ભાઈ હાજર થયો, મેં એને ઈશ્વરનો સંકેત માન્યો.

હું એમ કહેતો રહ્યો હતો કે ભૂમિની માલિકીનો ખ્યાલ ધર્મવિરુદ્ધ છે, વિચારવિરુદ્ધ છે. કારણ કે હું પૂર્ણ પ્રેમથી માંગતો હતો, અને હકથી. તો લોકોએ આપવાનું પણ શરૂ કરી દીધું. એક વાતાવરણ બનતું ગયું. દેશ-વિદેશના લોકો યાત્રામાં સામેલ થવા લાગ્યા. ભૂમિ-સમસ્યાનો ઉકેલ થાય છે કે નહિ, એ તો એકદમ નાની વાત હતી. પરંતુ એક પ્રયોગ થઈ રહ્યો હતો, જે ગાંધીજીએ શીખવ્યો હતો. દુનિયા આજે હિંસાથી ત્રસ્ત છે, મગજ કામ નથી કરતું. 'ઇનર્શિયા'ને કારણે બધા શસ્ત્રાસ્ત્ર

વધારી રહ્યા છે. પરંતુ એનાથી કોઈ સમસ્યા હલ થતી નથી. તો આ બીજા નવા પ્રયોગને જોવા માટે લોકો કુતૂહલતાથી આવતા હતા.

ગાંધીજી હમેશાં ટ્રસ્ટીશિપની થીયરી બતાવતા હતા. કેટલાકનો ખ્યાલ એવો છે કે માલિકી છોડવાની વાત વિનોબાએ ચલાવી છે, તે ગાંધી-વિચારથી પ્રતિકૂળ ન હોય તોય ભિન્ન છે કે વિસંગત છે. પણ ટ્રસ્ટીશિપિ અંગે માતા-પિતા અને બાળકોના સંબંધ કરતાં વધારે સારી ઉપમા કદાચ બીજી નહિ મળે. એનાં લક્ષણ ક્યાં છે? માતા-પિતા પોતાનાથી વધુ બાળકોની ચિંતા કરે છે એ એની એક ઓળખ છે. બીજી ઓળખ એ છે કે માતા-પિતા બાળકોને વહેલામાં વહેલા સમર્થ બનાવીને એમના હાથમાં કારભાર સોંપવા ઇચ્છતા હોય છે. આ બે લક્ષણ ટ્રસ્ટીનાં છે. એ રીતે હું બાકીના પાંચ ભાગને પણ વહેલામાં વહેલી તકે સમાજને સમર્પણ કરવાની વાત કરતો ગયો અને વાસ્તવમાં ગ્રામદાન જ થવું જોઈએ એ વાત સમજાવતો ગયો.

ભૂમિદાન પર લોકો એવો આક્ષેપ કરતા હતા કે એનાથી જમીનના નાના નાના ટુકડા થઈ જાય છે. મારો જવાબ એ હતો કે હું જમીનના ટુકડા કરવા નહિ, પરંતુ દિલના જે ટુકડા થઈ ગયા છે, તેને જોડવા આવ્યો છું. એક વખત દિલ જોડાઈ જાય, પછી બધું જોડાઈ જશે. ચીને શું કર્યું? લોકોને નાના-નાના ટુકડા આપી દીધા. ત્યાર પછી જોડવાની વાત ચાલી. તો દિલ જોડવાનું કામ મુખ્ય છે. એ થઈ જાય, તો બાકીની બધી ચીજો એની સાથે થઈ જ જશે. એ રીતે ફક્ત ઉત્પાદન જ વધારવું નથી, ગુણ પણ વધારવા છે. બંને વધે, શરીર અને આત્મા બંને વિકસિત થાય.

શરૂઆતથી જ મેં જો ગ્રામદાનની વાત કરી હોત, તો તે બની શકત નહિ. ભૂદાનના પરિણામ સ્વરૂપ જ ગ્રામદાન આવી શકે છે. ભૂદાનમાં કરુણા હતી અને ગ્રામદાનમાં સહયોગ છે તથા સમતાની એક કલ્પના છે. કરુણાપૂર્વક જ સમતા આવવી જોઈએ. બીજી કૃત્રિમ રીતે જો સમતા આવશે, તો તે કલ્યાણકારી હશે, એવો વિશ્વાસ નથી.

એક તો આ બહુ મોટો પડોશી ધર્મ છે. ઈશુએ જે કહ્યું હતું કે તમારી જાત પર જેટલો પ્રેમ કરો છો તેટલો જ પડોશી પર કરો. બધો ધર્મ આમાં આવી જાય છે. બધા ધર્મોનો નિચોડ એક વાક્યમાં— પડોશી ધર્મ, જેને આપણે આજકાલ સહયોગ, સહકાર, કોઓપરેશન કહીએ છીએ. બહેતર શબ્દ છે પડોશી ધર્મ.

ધારો કે દુનિયામાં લડાઈ શરૂ થઈ જાય, તો આપણી પંચવર્ષીય યોજનામાં ગરબડ ઊભી થશે. વસ્તુઓના ભાવ વધી જાય, તો ગામે-ગામનો બચાવ કોણ કરશે? જો દુકાળ પડે, તો જેને નહિ મળશે તે શું ખાશે? તમને અને મને મળશે તો પણ ખાઈ નહિ શકીએ. બધી જવાબદારી આપણી રહેશે. એટલે ગ્રામદાનને હું 'ડિફેન્સ મેઝર' માનું છું.

હવે આપણે પૂરી કલ્પના સમજી લેવી જોઈએ કે ગ્રામદાન શું છે? અત્યાર સુધી તો એવું ચાલતું હતું કે જમીનવાળા જમીન આપી દે, તો ગ્રામદાન થઈ ગયું. મેં પણ શરૂઆતમાં એમ જ ચલાવ્યું હતું. પછી ધ્યાનમાં આવ્યું કે આ વિચાર ખોટો છે. ફક્ત જમીન આપવાથી ગ્રામદાન નહિ થાય. લોકોના મનમાં એવી કલ્પના છે કે કેટલાક haves— ધરાવનાર છે અને કેટલાક have nots—

ન ધરાવનાર છે. પરંતુ એક દિવસ મારા ધ્યાનમાં આવ્યું કે આ દુનિયામાં બધા જ કંઈક ને કંઈક ધરાવનારા છે. ઈશ્વરકૃપાએ દુનિયામાં એવું કોઈ જ નથી જે કાંઈ જ ધરાવતું નહિ હોય. કોઈની પાસે જમીન છે, કોઈની પાસે સંપત્તિ છે, કોઈની પાસે શ્રમ છે, કોઈની પાસે બુદ્ધિ છે, તો કોઈક પાસે પ્રેમ છે. કોઈ ને કોઈ ચીજ દરેકની પાસે પડી છે અને તે ચીજનો ઉપયોગ તે પોતાના ઘર સુધી મર્યાદિત રાખે છે. પ્રેમની કમી છે, એવું નથી. પરંતુ પ્રેમને ઘરમાં કેદ કરી રાખ્યો છે. ઘરની બહાર તે નથી. બહાર હરીફાઈ છે.

તો હવે એ વિચારવાની વાત છે કે આ રીતે પ્રેમને ઘરમાં બંધિયાર રાખીશું તો એની તાકાત ઊભી થશે નહિ. ગ્રામદાનમાં ફક્ત જમીન જ આપવાની નથી, શ્રમજીવીઓને, મજૂરોને કહેવું જોઈએ કે આજ સુધી આપણે આપણી મજૂરી ઘર માટે જ કરતા હતા. એને આપણી માલિકીની સમજતા હતા, પરંતુ હવે એ મજૂરી ગામને સમર્પણ કરીએ. ત્યારે તે ગ્રામદાન પૂર્ણ થશે. ગ્રામદાનનો વિકસિત અર્થ એ છે કે જેની પાસે જે છે, તે ગામને સમર્પણ કરવું જોઈએ. નહિ તો કેટલાક લોકોનો આપવાનો ધર્મ અને કેટલાકનો લોકો પાસેથી લેવાનો જ ધર્મ ! એવું ન ચાલી શકે. ધર્મ એવો જ હોય, જે બધાને લાગુ પડે. જેવી રીતે સત્ય ધર્મ છે, તો તે બધાને જ લાગુ પડે છે. એ જ રીતે કરુણા બધાને લાગુ પડે છે.

ગ્રામદાનનો વિચાર આ રીતે પરિપૂર્ણ વિચાર છે. બધા એમાં સહયોગ આપે. એમાં ગ્રામોદ્યોગ પણ આવે છે. આજે નહિ તો કાલે શાંતિમય અહિંસક સમાજ-

રચનાની આશા રાખવી હોય, તો એ જરૂરી છે કે ગામે-ગામ સ્વાવલંબી થાય. બીજા સાથે અસહકાર રાખીને કરેલું સ્વાવલંબન નહિ, પરંતુ લોકો હળીમળીને કામ કરે, ગામમાં જે કાચો માલ પેદા થાય છે. તેનો પાકો માલ ગામમાં જ બનાવે. જૂનાં ઓજારોનો જ ઉપયોગ કરવો જોઈએ એવું પણ નથી. એમાં પણ નવી નવી શોધ પણ કરો.

ત્યાર બાદ ઉદ્યોગની તાલીમની વાત આવે છે. જ્ઞાન સાથે કર્મની તાલીમની. આજે તો એવી ભયંકર હાલત છે કે ખેડૂત પોતે પૂરું ખાતો નથી અને બાળકને કેળવણી આપે છે, કૉલેજમાં મોકલે છે. હવે આ જો જ્ઞાન-તૃષ્ણા હોત, તો તો ઘણી સારી વાત છે. પરંતુ એ ઇચ્છે છે કે એનું બાળક શ્રમ કરવામાંથી બચી જાય. પરિણામ એ આવે છે કે બાપનો ધંધો છોકરો કરવા ઇચ્છતો નથી. લાચારીથી કરે એ વાત જુદી છે. પરંતુ એમાં એને રસ નહિ પડે. એટલા માટે કેળવણી બદલ્યા વિના, જ્ઞાન અને કર્મનો સમન્વય કર્યા વિના ન તો ઉત્પાદન વધશે, ન તો દેશનો ગુણવિકાસ થશે.

ઉપનિષદમાં કહ્યું છે: अन्नं बहु कुर्वीत तद् व्रतम्। यया कया च विधया बहु अन्नं प्राप्नुयात्। અન્ન ખૂબ વધારો, એ વ્રત છે, કોઈ પણ સાધન અથવા ક્રિયાથી. હું રૂઢિચુસ્ત નથી. મેં કહ્યું છે કે વિજ્ઞાનની સાથે અહિંસા અથવા આત્મજ્ઞાન જોડાઈ જાય તો પૃથ્વી પર સ્વર્ગ આવી શકે છે. એને માટે વધારેમાં વધારે લોકો ઉદ્યોગોમાં જોડાવા જોઈએ, ન કે ખેતીમાં. પરંતુ દરેક માણસનો સંબંધ ખેતી સાથે બંધાવો જોઈએ. મનને નિર્વિકારી રાખવા

માટે ખેતીનો પરિશ્રમ જેટલો ઉપયોગી થાય છે તેટલાં ઉપયોગી ભજન કે પૂજા થતાં નથી. સ્વાસ્થ્ય માટે પણ એ જ વાત છે. તેથી દરેક કુટુંબને ઓછામાં ઓછી અડધો એકર જમીન આપવી જોઈએ. પછી બાકીની જમીનનો સામૂહિક રીતે પણ ઉપયોગ થઈ શકે છે.

એક વાત હું સહજ કરી દેવા માગું છું કે મારું મન સ્વાભાવિક જ સહકાર માટે અનુકૂળ હતું. પરંતુ પછી ધ્યાનમાં આવ્યું કે સહકારની ક્રિયાનું એટલું મહત્ત્વ નથી, જેટલું એના સ્પીરીટનું છે. એટલા માટે એમાં આગ્રહ નહિ હોવો જોઈએ. જો ગ્રામજનો એક નહિ થશે તો વકીલ, વેપારી અને શાહુકાર સામે શી રીતે ટકી શકશે? યુદ્ધના વાતાવરણમાં કઈ રીતે ટકશે? તેઓ એક થાય તો જ કામ બની શકે. અને આ વાત હિન્દુસ્તાનના ખેડૂતો બહુ સારી રીતે સમજે છે. જ્યાં ગ્રામદાન થઈ ગયું ત્યાં સામુદાયિકતા હાથમાં આવી ગઈ. પછી એમાં સામુદાયિક વિકાસ યોજના આવી શકે છે. મને વિશ્વાસ છે કે હિન્દુસ્તાનનું વાતાવરણ એને અનુકૂળ થઈ રહ્યું છે.

### ગ્રામદાન—એક સંરક્ષણનું પગલું

આપણે પંચવર્ષીય યોજનામાં એમ માનીને ચાલીએ છીએ કે દુનિયામાં શાંતિ રહેશે. પરંતુ જો દુનિયામાં અશાંતિ ફાટી નીકળી અને ભારતની આસપાસમાં જ અશાંતિ થઈ, તો શું થશે? આજની યોજનાઓ અશાંતિના વખતમાં કાંઈ કામ નહીં આવે. લડાઈ ફાટી નીકળતાં આયાત-નિકાસમાં ગરબડ થશે અને તમારી યોજનાઓ પત્તાંના મહેલની માફક કડડભૂસ કરતી તૂટી પડશે. જ્યારે આ ગ્રામદાનનો જે વિચાર છે, તે શાંતિના

વખતમાં તો ચાલશે જ, પણ અશાંતિ ફાટી નીકળશે, તોયે તેને કોઈ આંચ નહીં આવે. એટલું જ નહીં, અશાંતિના વખતમાં તો તેના સિવાય બીજો કોઈ ઉપાય જ નહીં રહે.

એટલા માટે એ જરૂરી છે કે ગામ માટે આવશ્યક ચીજ-વસ્તુ ગામમાં જ પેદા કરી લેવી અને ગામમાં રાખવી. જીવ ટકાવવા માટે અન્ન, લજ્જા ઢાંકવા માટે કપડાં, બાળકો માટે દૂધ, બીમારો માટે દવા— આટલી ચીજવસ્તુ માટે આપણે બીજા કોઈ ઉપર નિર્ભર ન રહી શકીએ. જીવન જરૂરિયાતની આ મુખ્ય ચીજવસ્તુઓ બાબતમાં તો દરેક ગામ સ્વાવલંબી હોવું જ જોઈએ.

દેશનું રક્ષણ લશ્કરથી નથી થઈ શકતું. ગામેગામ જ ગામના સંરક્ષણની યોજના બનવી જોઈએ. લડાઈના વખતમાં શહેરો તો આર્થિક આક્રમણમાંથી કદાચ બચી જશે, પણ ગામડાં નહીં બચી શકે. ગામડાંને જો બચાવવાં હોય, તો તેનો એકમાત્ર ઉપાય ગ્રામદાન છે. તેથી હું કહું છું કે ગ્રામદાન એક ડિફેન્સ મેઝર— સંરક્ષણનું પગલું છે.

યેલવાલ ( મૈસૂર ), ૨૧-૯-૫૭ : ગ્રામદાન પરિષદમાં

# ૫
# બેવડા આશીર્વાદ

હમણાં અહીં જે ગ્રામદાન પરિષદ થઈ તેમાં બે આશીર્વાદ પ્રાપ્ત થયા. અનેક જાતજાતના વિચારોમાં માનવાવાળા નેતાઓ અહીં આવ્યા હતા. એમણે બે દિવસ સુધી ચર્ચાઓ કરી. અને એના ફળ સ્વરૂપે દેશને એક સંહિતા આપી. એ સંહિતામાં, બે શબ્દ છે જે અમારે માટે આશીર્વાદરૂપ છે. એમાં લખ્યું છે: વિનોબાએ સામાજિક સમસ્યાઓના ઉકેલ માટે જે અહિંસાત્મક અને સહયોગ પદ્ધતિ ( non-violent and co-operative methods ) અપનાવી છે તે અમારે મંજૂર છે. તો, એમને મારા કામમાં બે વસ્તુઓ દેખાઈ; એક તો એ કે આની પદ્ધતિ અહિંસાત્મક ( non-violent ) છે. આ પ્રાચીન આશીર્વાદ છે. અને બીજું એ કહ્યું કે આ સહયોગી ( co-operative ) પદ્ધતિ છે, આ આધુનિક આશીર્વાદ થયા. આમ એમણે એ સંહિતામાં આ બન્ને આશીર્વાદ ભેગા આપ્યા.

એનો અર્થ શું થાય છે તે જરા સમજી લઈએ. અહિંસાત્મક પદ્ધતિ અને સહયોગાત્મક પદ્ધતિ એ બન્ને સર્વોદયના કાર્યમાં ભેગી મળી જાય છે, એક થઈ જાય છે. અહિંસાત્મક પદ્ધતિ આત્માની એકતાના અનુભવ પર

આધાર રાખે છે. એટલે એ આધ્યાત્મિક વિચાર છે. અને સહયોગી પદ્ધતિ વિજ્ઞાન પર આધાર રાખે છે. આમ સર્વોદયમાં આધ્યાત્મિક અને વૈજ્ઞાનિક એમ બન્નેનો મેળ મળ્યો છે. નેતાઓએ આ પારખ્યું. હું માનું છું કે સાડા છ વર્ષથી આ આંદોલન ચાલતું આવ્યું છે તેનું સર્વોત્તમ ફળ આ પરિષદમાં મળ્યું છે. હું એ જ કહેવા માંગતો હતો કે સર્વોદયનો વિચાર આધ્યાત્મિક અને વૈજ્ઞાનિક એમ બન્ને ભેગા મળીને થાય છે.

કેટલાક લોકો સર્વોદયને જુનવાણી વિચાર માની બેઠા હતા. એમને હતું કે આ સર્વોદયવાળાઓને મન વૈજ્ઞાનિક શોધખોળોની કશી જ કીમત નથી. એ લોકો મિલ કરતાં ચરખો પસંદ કરે છે, ચરખા કરતાં તકલી પસંદ કરે છે, લોઢાની તકલી કરતાં લાકડાની તકલી પસંદ કરે છે, અને વળી એથી પણ આગળ વધીને કોઈ હાથે વળ દઈ-દઈને સૂતર કાઢે તો તો વધારે પસંદ કરશે. આનું નામ છે સર્વોદયવાદી. પણ હવે નેતાઓના ખ્યાલમાં આવ્યું છે કે આ આંદોલનમાં વૈજ્ઞાનિક અંશ છે. પંડિત નહેરુએ કહ્યું કે Gramdan has come to stay— ગ્રામદાન આંદોલન હવે પાકે પાયે થયું છે. આ એક વાત. બીજી બાજુથી આની આધ્યાત્મિકતા તો સ્પષ્ટ જ છે. સર્વોદયની આધ્યાત્મિકતા વિષે કોઈને કશો અંદેશો નહોતો, પણ એની વૈજ્ઞાનિકતા વિષે સંદેહ હતો. હવે એ વિષે એમના મનમાં નિઃસંદેહતા આવી ગઈ છે, અને આપણને બન્ને પ્રકારના આશીર્વાદ પ્રાપ્ત થયા છે.

વૈજ્ઞાનિકતા સિવાયની અહિંસાત્મક આધ્યાત્મિક યોજના કેવી હોય તેનો એક દાખલો આપું. ચીનમાં લાઓત્સે

નામના એક તત્ત્વજ્ઞાની થઈ ગયા. એમણે આદર્શ ગામડાની એક કલ્પના કરી હતી. બધી જ વસ્તુઓમાં સ્વાવલંબન છે, એકે ચીજ બહારથી લાવવાની જરૂર નથી, સર્વ ગ્રામજનો ગામમાં સર્વ પ્રકારે સંતુષ્ટ છે. પણ ગામલોકને ખબર છે કે નજીકમાં કોઈ ગામ હોવું જોઈએ, ઘણુંખરું કોઈ ગામ હશે. આવું અનુમાન એ લોકો શી રીતે કરી શકયા? તો કે' રાતે દૂરથી કૂતરાનો ભસવાનો અવાજ આવતો હતો તે પરથી ગામવાળાઓ અનુમાન કરી શકયા કે નજીકમાં કોઈ ગામ જરૂર હોવું જોઈએ. આ થઈ વૈજ્ઞાનિકતા વિનાની અહિંસાત્મક યોજના. એમાં એક ગામ બીજાની હિંસા નથી કરતું. એક ગામથી બીજે ગામ કોઈ કોઈને મળવા કરવા જતું આવતું નથી. પરસ્પર સંપર્કની કશી જરૂરત જ નથી. આપણે જ્યારે સર્વોદયની વાત કરતા ત્યારે અહીંના નેતાઓ ધારતા હતા કે આ તો લાઓત્સેવાળી વાત લાવવા માંગે છે. તો એ એક નમૂનો થયો.

હવે આધ્યાત્મિકતા અને અહિંસા વગરની વૈજ્ઞાનિક યોજના કેવી હોય તે જોઈએ. એ માટે રશિયા જવું પડશે. ત્યાં બધી ખેતી ભેળી કરી દીધી છે. કોઈને પૂછ્યું સરખું નથી કે તમે ભાઈ રાજી છો કે નારાજ? ખેતીની બાબતમાં આપણે બળદને કદી કશું પૂછતા કરતા નથી. એમની સલાહ લેતા નથી, માત્ર એની પાસેથી કામ લઈએ છીએ. ખેતર કેટલું મોટું હોવું જોઈએ કે કેટલું નાનું હોવું જોઈએ એ કોઈ દહાડો આપણે બળદને પૂછીએ છીએ ખરા? ખેતરમાં શું ઓરવું, ઘઉં કે ચણા તે કદી પૂછ્યું છે? જે યોજના નક્કી થાય તે પ્રમાણે કામ કરવું એ બળદનો ધર્મ છે. કોઈ પૂછે કે અરે વ્યવસ્થાપકો, બળદનો ધર્મ તો તમે શોધી કાઢ્યો

પણ તમારો ધર્મ શોધ્યો ખરો ? તો એ ચટ્ દઈને કહેશે, 'હા હા, અમે અમારો ધર્મ જાણીએ છીએ.' 'શું છે તમારો ધર્મ ?' તો કહેશે, 'બળદોને પેટ ભરીને ખવડાવવું તે.' આ છે રાશયન સામ્યવાદ ! દરેકને પેટ ભરીને ખાવા મળવું જોઈએ. દરેક જણ યોજના નહીં બનાવે, યોજના તો સરકાર તરફથી બનશે અને બીજા બધાએ તે પ્રમાણે કામ કરવાનું રહેશે. લોકોની ખાવાપીવા બાબત કશી ફરિયાદ નહીં રહે. તો આધ્યાત્મિકતા વિનાની યોજના કેવી હોય તેનો આ નમૂનો છે.

એક તો લાઓત્સેવાળી યોજના અને બીજી સ્ટાલિનવાળી યોજના. આમ બન્ને યોજના મેં તમારી સામે રજૂ કરી. સર્વોદયની યોજના એટલે non-violent and co operative —અહિંસાત્મક અને સહકારી પદ્ધતિ. લાઓત્સેની યોજનાને 'અહિંસાત્મક' વિશેષણ લાગુ પડે છે, અને સ્ટાલિનની યોજનાને 'સહકારી' યોજના કહી શકાય. પણ આપણા નેતાઓએ આ જે સંહિતા રચી તેમાં એમણે આને અહિંસાત્મક અને સહકારી પદ્ધતિ એવું નામ આપ્યું છે. આપણે આ બન્ને વિશેષણોને બરાબર પકડી રાખવાં છે. એમાંથી એક પણ વિશેષણ નબળું પડશે તો આપણા માથે જોખમ છે.

મૈસુર, ૨૫-૯-૫૭

## ૬

# આત્મજ્ઞાન અને વિજ્ઞાન

મારા પિતા વૈજ્ઞાનિક વલણના હતા અને માતા આધ્યાત્મિક વૃત્તિની હતી. હું મારા અભ્યાસકાળ દરમિયાન વિજ્ઞાનનું અધ્યયન સૌથી વધારે પસંદ કરતો હતો. એ મારા માટે પ્રિય વિષય હતો. સાથોસાથ આધ્યાત્મિક સાહિત્ય પ્રત્યે પણ મારું વિશેષ આકર્ષણ અને વલણ હતું. આ રીતે મારા મનમાં અધ્યાત્મ અને વિજ્ઞાન બંનેનો મેળ બેઠો, અને તે બંને મળીને એક થઈ ગયાં. મારી દૃષ્ટિએ બંને સમાન છે અને બંનેનો અર્થ એક જ છે. એકનો વિષય ખાસ કરીને સૃષ્ટિની બાહ્ય બાજુ છે, તો બીજાનો વિષય આંતરિક. એ બંને મળીને આપણી અંદર સમગ્ર વિશ્વને પ્રસ્તુત કરે છે.

સને ૧૯૪૨ માં જ્યારે હું જેલમાં હતો, ત્યારે ભારતની સ્વતંત્રતા માટે ચાલેલાં આંદોલનોનું ઊંડાણથી ચિંતન કરતો હતો. આ ચિંતનના પરિણામે મેં અનુભવ્યું કે વિજ્ઞાન અને આત્મજ્ઞાને એક થઈ જવું જોઈએ. ફક્ત ભારતની જ નહિ, આખા વિશ્વની મુક્તિનો આ જ એક માર્ગ છે. પરંતુ મનની મુક્તિ વગર રાષ્ટ્રની મુક્તિનો કોઈ અર્થ નથી. પહેલાં મનને બંધનમુક્ત કરવું જોઈએ. અને

એ કામ છે આત્મજ્ઞાનનું. બાઈબલમાં આપણે વાંચીએ છીએ કે 'સ્વર્ગનું રાજ્ય તમારી અંદર છે અને એને ધરતી પર લાવવું છે.' હું સ્વર્ગના રાજ્ય વિષે વિચારતો રહ્યો અને મને લાગ્યું કે વિજ્ઞાન અને આત્મજ્ઞાનનો સમન્વય થઈ જાય તો ધરતી પર સ્વર્ગ લાવી શકાય એમ છે. નહિ તો વિજ્ઞાન હિંસા સાથે જોડાયેલું રહેશે, તો તે બંને મળીને વિશ્વનો સંહાર કરી દેશે.'

હિંસાના દિવસો હવે પૂરા થઈ ચૂકયા છે. વિજ્ઞાન આવી રહ્યું છે અને એની પ્રગતિ કોઈ રોકી શકતું નથી. જો કે રોકવાની આવશ્યકતા પણ નથી. પરંતુ વિજ્ઞાને સાચી પ્રગતિ કરવી હશે તો એને બરાબર માર્ગદર્શન મળવું જોઈશે. અને તે માર્ગદર્શન આત્મજ્ઞાન જ આપી શકશે.

## ૧. વિજ્ઞાન

### (ક) વિજ્ઞાન અને અહિંસા

વિજ્ઞાન તે છે, જે સૃષ્ટિમાં, પ્રકૃતિમાં જે કર્મ ચાલે છે તેના કાયદાની, નિયમની શોધ કરે છે. પાણી, હવા વગેરે પદાર્થોનો કયો કયો ધર્મ છે, એ બધા કેવી રીતે કામ કરે છે, એમના નિયમ અથવા વ્યવસ્થા શું છે, વગેરે વાતોની તે ચર્ચા કરે છે.

તત્ત્વજ્ઞાન વિજ્ઞાનથી ભિન્ન છે. તત્ત્વજ્ઞાની તેઓ છે, જેઓ સૃષ્ટિ-રચનાની ચર્ચા કરે છે. આત્મા શું છે, પરમાત્મા શું છે, એમનું સ્વરૂપ શું છે, સૃષ્ટિની રચના કેવી છે, આ બધાનો પરસ્પર સંબંધ શું છે, ઈશ્વર અને જીવનું સ્વરૂપ કેવું છે— એ બધી ચર્ચા તત્ત્વજ્ઞાન કરે છે.

'શા માટે'? એ સવાલનો તત્ત્વજ્ઞાન ઉકેલ કરે છે અને 'કેવી રીતે'નો ઉત્તર વિજ્ઞાન આપે છે.

### માનસશાસ્ત્રથી પર

માનવ એક પ્રાણી છે, પરંતુ એનામાં અને બીજાં પ્રાણીઓમાં આજ સુધી કંઈ ને કંઈ ફરક રહ્યો છે. છેવટે એ ફરક કયો છે?

બીજાં પ્રાણી પ્રાણ-પ્રધાન છે, જ્યારે માનવ મનઃપ્રધાન છે. આમ તો માણસમાં પ્રાણ છે અને મન પણ, પરંતુ મુખ્ય મન જ છે. પ્રાણી હલનચલન કરે છે, તો ખૂબ જોરથી દોડે છે. તે હુમલો કરે છે તો પણ જોરથી. એ હુમલામાં મન નહિ, પ્રાણ મુખ્ય છે. પ્રાણી ઊછળે-કૂદે, હુમલો કરે કે તૂટી પડે— આ બધી પ્રાણ-પ્રક્રિયા છે.

બાળકો પણ આ જ રીતે કરે છે. બાળપણમાં રમતાં રમતાં પથ્થર ફેંકી દે છે. ખાસ કોઈ ચીજ ઉપર નથી ફેંકતા, ફેંકવાની વૃત્તિ થઈ એટલે ફેંકી દીધો. એમની રમત એક પ્રાણ-વૃત્તિ છે. પરંતુ એમનો પથ્થર કોઈને વાગી જાય અને લોહી નીકળે તો તે એક ઘટના બની જાય છે. એની માનસિક અસર પણ થાય છે; કારણ કે બાળકને પણ મન હોય છે ખરું.

આમ, એટલું સ્પષ્ટ છે કે મનુષ્યને પણ પ્રાણની પ્રેરણા હોય છે, પરંતુ તે પ્રાણ-પ્રધાન નહિ મનઃપ્રધાન હોય છે. નાનાં નાનાં જંતુ તરેહતરેહની ક્રિયાઓ, હલનચલન કરે છે. એમનામાં સૂક્ષ્મ મન નથી હોતું, એવી વાત નથી. તો પણ મુખ્ય વસ્તુ પ્રાણ છે અને મનુષ્યમાં મુખ્ય વસ્તુ મન છે. ભાવના, વાસના, કામના, પ્રેરણા,

આશા, નિરાશા વગેરે જે પ્રક્રિયાઓ છે, તે બધી માનસિક વૃત્તિઓ માણસમાં કામ કરે છે. ડર, હિંમત, અભિમાન, માનાપમાન, પ્રેમ, આસક્તિ, દ્વેષ, તિરસ્કાર, નફરત એ બધી માનવની મનોવૃત્તિઓનો ખેલ છે.

પરંતુ વિજ્ઞાન હવે માનવને કહે છે કે તારી મનોભૂમિકા હવે નહિ ચાલે. હવે તારે વિજ્ઞાન-ભૂમિકા પર આવવું પડશે. એટલે કે જેને આપણે ‘ માનસશાસ્ત્ર ’ કહીએ છીએ, તે પૂરેપૂરું બિલકુલ નકામું થઈ જશે. અણુબૉંબ પડશે તો માનવ, પશુ, બધાં ખતમ થઈ જશે. માણસોમાં પણ સારા-ખરાબનો કોઈ ફરક કરવામાં નહિ આવે. રેલ આવે ત્યારે નદી મહાપુરુષ, અલ્પપુરુષ, જાનવરો, કે લાકડાં, જે કાંઈ વચ્ચે આવે, તેને ખેંચીને લઈ જાય છે. જે રીતે નદી માનસશાસ્ત્રથી પર છે, તે રીતે વિજ્ઞાન પણ માનસશાસ્ત્રથી પર છે.

જે અણુથી આ આખી દુનિયા, આખી સૃષ્ટિ બની છે, તે બધી શક્તિ આજે મનુષ્યના હાથમાં આવી ગઈ છે. જે અણુશક્તિના વિભાજનથી દુનિયાનો લય થઈ શકે છે, તે શક્તિ આજે મનુષ્યના હાથમાં આવી ગઈ છે. સૃષ્ટિ-ઉત્પાદક અને સૃષ્ટિ-સંહારક અણુશક્તિ આજે મનુષ્યના હાથમાં આવી છે.

એટલું જ નહિ, માણસે આકાશમાં નવા ઉપગ્રહો ફેંક્યા છે, જે પૃથ્વીની આજુબાજુ ફરી રહ્યા છે. માટે હવે પછી ફક્ત આંતરરાષ્ટ્રીય ચિંતનથી ચાલશે નહિ, અન્તર્ગોલીય ચિંતન, અન્તર્જાગતિક ચિંતનની જરૂર પડશે. જો મનુષ્ય માનસિક ભૂમિકા પર રહીને આ બધું

કરશે તો શી રીતે ચાલશે? એટલે આજના માનવની સમસ્યા એના માનસશાસ્ત્રમાં થોડોક ફરક કરવાની નહિ, પણ જૂનું માનસશાસ્ત્ર સમૂળગું ખતમ કરવાની છે. જૂના માનસશાસ્ત્રના વીસ અધ્યાય હોય, તો એમાં એકવીસમો અધ્યાય ઉમેરવાથી કામ નહિ ચાલે. જૂના માનસશાસ્ત્રના બધા ગ્રંથોની હોળી સળગાવવી પડશે. બધું પુરાણું જીવન, રાગ-દ્વેષ, માનાપમાન, રીતિરિવાજ, પ્રથાઓ બધું જ દૂર કરવું પડશે.

વિજ્ઞાનની ભૂમિકા મનની ઉપરની ભૂમિકા છે. વિજ્ઞાન તમને તમારી આ ભૂમિકાથી ઉપર ઊઠવાને માટે મજબૂર કરી રહ્યું છે. પહેલાના જમાનામાં પણ એ ખબર હતી કે વિજ્ઞાનની ભૂમિકા મનથી ઉપરની ભૂમિકા છે. ઉપનિષદોમાં કહ્યું છે: 'प्राणो ब्रह्मेति'. પછી કહ્યું છે: 'मनो ब्रह्मेति'. એના પછી 'विज्ञानं ब्रह्मेति'. પ્રાણની ભૂમિકા પ્રાણીઓની છે, મનની ભૂમિકા મનુષ્યોની, અને વિજ્ઞાનની ભૂમિકા ઋષિઓની છે. આ રીતે તે જમાનામાં વિજ્ઞાનની ખબર તો હતી, પરંતુ માણસો પર એની જબરદસ્તી હતી નહિ. માણસ માટે તે અનિવાર્ય નહોતું બન્યું. વ્યક્તિગત વિકાસની દૃષ્ટિએ કોઈ માણસ પોતાનો વિકાસ કરતાં કરતાં વિજ્ઞાનની ભૂમિકા પર પહોંચી જતો હતો. પરંતુ તે બધો વ્યક્તિગત વિકાસનો વિચાર હતો.

હવે, કોઈ મહાપુરુષ ઐચ્છિક રીતે વિજ્ઞાનની ભૂમિકા પ્રાપ્ત કરે, તે આ જમાનામાં નહિ ચાલે. પરંતુ હવે તો અનિવાર્યપણે બધા લોકોએ વિજ્ઞાનની ભૂમિકા પર આવવું પડશે. વિજ્ઞાન સૃષ્ટિની સામે મનને ગૌણ માને છે, અને આત્મજ્ઞાન પણ તેમ જ માને છે. બંને મનને ગૌણ માને

છે. આધ્યાત્મિકતા કહે છે કે મને હવે 'ઉન્મન' બનવું જોઈએ. અને વિજ્ઞાન પણ એ જ કહે છે.

### અરવિન્દનું અતિમનસ-દર્શન

આ કારણે શ્રી અરવિન્દે અતિમનસની વાત કરી હતી. એમના મત અનુસાર ઉપર જઈ પરમેશ્વર-દર્શન અને પરમેશ્વર-સ્પર્શના અમૃતપાનથી સંતુષ્ટ થઈને મન મુક્ત થઈ જાય છે અને ત્યાર બાદ એ નીચે આવે છે. એને જ અવતરણ કહે છે. મુક્તિ મળી ગઈ એટલે બધું પૂર્ણ થઈ ગયું એમ તેઓ નથી માનતા. શ્રી અરવિંદ કહે છે કે મુક્તિ મળ્યા પછી— મન મુક્ત થયા પછી— કાર્યક્રમ ફરીથી શરૂ થાય છે. એ ભૂમિકા અતિમનસની ભૂમિકા છે. એને તેઓ 'અવતાર' કહે છે.

આ તો એક વિશાળ દર્શન છે. એવી આકાંક્ષા ન રાખીએ કે હમણાં આપણે ઉપર જઈએ અને પછી અવતાર લઈએ. આ મહાન કામ આપણે ભલે ન કરી શકીએ પણ માનસિક ભૂમિકાથી તો આપણે ઉપર ઊઠવું જ જોઈએ. નહીં તો સમાજમાંથી ઝઘડા નાબૂદ થશે જ નહીં અને એ ઘર્ષણને ઓછું કરવા, રોજેરોજ તેલ સીંચવું પડશે. વાસ્તવમાં તો આ યન્ત્ર જ એવું ઘર્ષણ વગરનું બની જવું જોઈએ કે એમાં તેલ પૂરવાની જરૂર જ ન રહે. આ શરીરમાં ક્યાંય ઢીલાશ નથી છતાંયે હાડકાંઓ એકબીજા સાથે ટકરાતાં નથી. એની યોજના જ એવી છે કે ઘર્ષણ ન રહે, કારણ ત્યાં પેલી પ્રેમ-શક્તિ કામ કરી રહી છે. પગમાં સહેજ પણ તકલીફ થાય છે કે હાથ તરત જ એની સેવા કરવા દોડી જાય છે. શરીરમાં ઓતપ્રોત થઈને રહેલી પેલી પ્રેમશક્તિને કારણે એના જુદા જુદા અવયવોમાં કદી ઘર્ષણ

થતું નથી અને એમની પાસેથી ઇચ્છા પ્રમાણે કામો લઈ શકાય છે. સમાજની પણ આવી જ યન્ત્ર-રચના થઈ જાય તો પછી પેલી તેલની કૂપીની જરૂર નહીં રહે.

### વિજ્ઞાનયુગમાં ત્રણ કર્તવ્યો

પૂછવામાં આવે છે કે વિજ્ઞાન આમ વધતું જ રહેશે તો શું એનાથી દુનિયાનું ભલું થશે ખરું? વિજ્ઞાન જે. રીતે વધી રહ્યું છે એ ઢબે જ વિકાસ કરતું રહે એ શું ઉચિત છે?

વિજ્ઞાન આજકાલ વધી રહ્યું છે એવું નથી. મનુષ્ય જ્યારથી જન્મ્યો ત્યારથી એ વિજ્ઞાન માટે પ્રયત્નો કરતો આવ્યો છે. પ્રાચીન યુગમાં લોકોએ જે પ્રયોગો કર્યા એના આધાર પર આજનું વિજ્ઞાન આગળ વધી રહ્યું છે. અગ્નિ ઉત્પન્ન કરવાની રીત પહેલાંના લોકો જાણતા ન હતા. એ પછી જ્યારે અગ્નિ શોધાયો ત્યારથી જીવનમાં કેટલો બધો ફરક પડી ગયો! એ અગ્નિ વગર તો ઘરનાં રસોડાં જ બંધ થઈ જશે! લોકો ઠંડીથી ઠૂંઠવાઈ જશે! એ અગ્નિને લીધે વનસ્પતિઓમાંથી જે અનેકવિધ ઔષધિઓ બને છે, એ પછી કેવી રીતે તૈયાર થશે?

આ પહેલાંનો પણ એક જમાનો એવો હતો જ્યારે લોકો એમનાં ઓજારો પથ્થરોમાંથી જ બનાવતા હતા. એ વખતે લોઢું હતું નહીં. એ પછી જ્યારે લોઢું શોધાયું ત્યારે જીવનમાં કેટલું પરિવર્તન આવી ગયું! પેન્સિલ છોલવા માટે ચાકુ, કપડાં સીવવાની સોય, કાપવા માટે કાતર, ખેડૂતના હળને માટે કોસ અને ખોદવા માટે પાવડો– કોદાળી!

પહેલાંના લોકો ગાયને દોહવાનું જાણતા ન હતા. શિકાર કરીને પ્રાણીઓને ખાતા હતા. પરંતુ જેના મગજમાં એ વાત આવી કે ગાયને આપણે પ્રેમથી પાળી શકીએ છીએ, એને ખવડાવી શકીએ છીએ અને એના આંચળમાંથી દૂધ લઈ શકીએ છીએ, એણે કેવી મોટી શોધ કરી હશે! તાત્પર્ય એ કે આ ખેતી, ગોરક્ષા, અગ્નિ વગેરેની શોધ, કપાસમાંથી કપડાં બનાવવાની અને બીજી એવી કેટલીયે શોધો પહેલાંના જમાનામાં કરવામાં આવેલી.

પ્રથમ ભાપાની શક્તિનો આવિષ્કાર થયો. એ પછી આજે આપણે અણુ સુધી પહોંચી ગયા છીએ. આ અણુ-શક્તિ વડે કેટલીય જાતનાં કારખાનાં ચાલશે. વિકેન્દ્રિત ઉદ્યોગો પણ ગામેગામ ચલાવી શકાશે. આમ પ્રાચીન-કાળથી આજ સુધી વિજ્ઞાનનો એકધારો વિકાસ થતો રહ્યો છે, હજી પણ થશે અને થવો જોઈએ. એનાથી માનવજીવન સુંદર બનશે. માનવીને આ સૃષ્ટિનું જેટલું જ્ઞાન હશે એટલું એ સૃષ્ટિનું સ્વરૂપ વધારે સારી રીતે સમજીને એની શક્તિનો ઉપયોગ કરી શકશે.

પરંતુ આજે તો વિજ્ઞાન વેચાઈ રહ્યું છે. મોટા મોટા વૈજ્ઞાનિકો પણ વિનાશક શસ્ત્રાસ્ત્રો બનાવવાના કામને મહત્ત્વપૂર્ણકનું માની રહ્યા છે. આટલી અક્કલ હોવા છતાંયે પૈસાથી એ લોકોને ખરીદી શકાય છે. એમને બસ પૈસા મળે તો જે પ્રકારની શોધ કરવાનું કહેવામાં આવશે એવી શોધ તેઓ કરી દેશે, ચાહે એનાથી દુનિયાનો સર્વનાશ થાય, ચાહે દુનિયાનું ભલું થાય. પરંતુ વૈજ્ઞાનિકો જો એટલી પ્રતિજ્ઞા લઈ લે કે પૈસા માટે તેઓ પોતાની જાતને કદી વેચશે નહીં, ન સંહારનાં કામોની કોઈ શોધખોળ કરશે

અને સંહારક શસ્ત્રાસ્ત્રો બનાવવાના કામમાં તો હરગિજ સાથ નહીં આપે, તો દુનિયા બચી જશે. પરંતુ જ્યાં સુધી સમસ્ત સમાજ આ વિચારસરણીને અપનાવશે નહીં ત્યાં સુધી વૈજ્ઞાનિકોમાં પણ આવી સુબુદ્ધિ નહીં આવે. આ બધું ત્યારે બંધ થશે જ્યારે લોકો સંહાર માટેની શોધ-ખોળની વૃત્તિને જ ઘૃણાથી જોવા લાગશે.

પરંતુ વિજ્ઞાન તો આમ વધતું જ રહેશે અને એ વિકાસ પામતું રહે એમ આપણે ઈચ્છતા હોઈએ તો વિજ્ઞાનની સાથે અહિંસાને જોડવી પડશે. અને ત્યારે જ દુનિયાનું કલ્યાણ થશે. વિજ્ઞાન અને અહિંસાનો સહયોગ થશે તો આ દુનિયામાં આ ધરતી પર સ્વર્ગ ઊતરી આવશે. પરંતુ વિજ્ઞાનની સાથે જો હિંસા મળી જશે, જો એ બન્નેની જોડી થઈ જશે તો દુનિયા આખી બરબાદ થઈ જશે. અહિંસા પરનો આપણો આ આગ્રહ એટલા માટે છે કે વિજ્ઞાનનો વિકાસ થાય. વિજ્ઞાનને આગળ વધારવું હોય તો એના રક્ષણ માટે એની સાથે સાથે જ અહિંસાએ રહેવું જ પડશે. પરંતુ તમે જો હિંસાને એમ ને એમ રાખવા માંગતા હો તો વિજ્ઞાનને આગળ ન વધવા દેવું જોઈએ. પહેલાંના જમાનાની હિંસા જુદી હતી. ભીમ અને જરાસન્ધ વચ્ચે કુસ્તી થઈ. જે મરવાનો હતો, એ મરી ગયો, જે બચવાનો હતો. બચી ગયો. દુનિયાની વધારે હાનિ ન થઈ. પણ આજે અણુશસ્ત્રો હાથમાં આવ્યાં છે. એનાથી આખી દુનિયાનો સંહાર થઈ શકે છે. જો વિજ્ઞાનને સીમિત રાખીએ તો હિંસા થવા છતાં વધારે નુકસાન નહીં થાય. પણ વિજ્ઞાનનો વિકાસ કરવા માગતા હોઈએ તો એની સાથે અહિંસા હશે તો જ દુનિયા

બચશે. અહિંસાને વિજ્ઞાનની સાથે રાખવી એટલે કે માનવ માનવ વચ્ચેની જે સમસ્યા છે એને ઉકેલવામાં શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ ન કરવો. આ સમસ્યાઓ અહિંસાથી ઉકેલવામાં આવે ત્યારે તે ટકશે. પણ જો વિજ્ઞાન અને હિંસા બન્ને સાથે સાથે રહેશે તો માનવ અને એનું વિજ્ઞાન જ ખતમ થઈ જશે.

## સાર્વભૌમ વિજ્ઞાન

વિજ્ઞાનના દાયરામાં એક રીતે આખી દુનિયા આવી જાય છે. 'વિજ્ઞાન' શબ્દનો પ્રચાલિત સંકુચિત અર્થ ન લઈએ અને વિશાળ અર્થ લઈએ તો આત્મા પણ એની અંતર્ગત આવે છે. આજના દિવસોમાં વિજ્ઞાનનો અર્થ સૃષ્ટિના બાહ્ય ગુણધર્મોથી જ માનવામાં આવે છે; પણ આંતરિક વસ્તુઓ પણ એના ક્ષેત્રમાં આવી શકે છે. વિજ્ઞાન નીતિ-નિરપેક્ષ છે. એ ન તો નૈતિક છે, ન તો અનૈતિક છે. તેથી જ એને મૂલ્યોની આવશ્યકતા છે. આ સ્થિતિમાં એને ખોટું માર્ગદર્શન મળે છે, તો એ નરકનો માર્ગ બની જાય છે, અને સાચું માર્ગદર્શન મળે તો એ સ્વર્ગમાં લઈ જઈ શકે છે. અને સાચું માર્ગદર્શન તો આત્મજ્ઞાન દ્વારા જ મળી શકે છે.

## ( ખ ) વૈજ્ઞાનિક અને વૈજ્ઞાનિકતા

વિજ્ઞાનમાં વસ્તુની તરફ જોવાનો દૃષ્ટિકોણ મુખ્ય છે. વિજ્ઞાનની વિશેષતા એની વૈજ્ઞાનિકતા અને શાસ્ત્રીય દૃષ્ટિમાં છે. આપણો દૃષ્ટિકોણ જ્યારે વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય હશે ત્યારે આપણે જીવનના દરેક વિષયોમાં શોધખોળ કરી શકીશું. આજે ભારતમાં મેલેરિયા ઓછો થયો છે, કારણ

કે અહીં વિજ્ઞાનનો ઉપયોગ થયો. જીવનનો દરેક વ્યાવહારિક અંશ શાસ્ત્રીય ઢબે થવો જોઈએ. પોતાનાં કપડાં, પોતાનો સામાન, પોતાના સામાનની વ્યવસ્થા— આ બધામાં વિજ્ઞાનનો પુટ ચઢવો જોઈએ. ઓછામાં ઓછા સામાન દ્વારા વધારેમાં વધારે વ્યવહાર ચાલે, મકાનની બનાવટમાં સાદાઈ હોય, સ્વચ્છતાની વ્યવસ્થા હોય, રસોઈમાં વધારે શ્રમ ન પડે, સમય વધારે ન જાય, કોઈ માણસ બીમાર ન પડે, ભોજન માપસર હોય— આ રીતે દરેક ચીજ ઉપર વિજ્ઞાનનો પ્રકાશ પડવો જોઈએ. આને માટે આધુનિક વિજ્ઞાનનું અધ્યાપન થવું જોઈએ.

જીવન જો વૈજ્ઞાનિક બને છે તો સાદું હોય છે. ઘણાનો ખ્યાલ એવો છે કે વિજ્ઞાનથી જીવન જટિલ બનશે. પરંતુ આ ખ્યાલ ખોટો છે. વિજ્ઞાનના વિકાસથી મનુષ્ય આકાશનું મહત્ત્વ સમજશે. અત્યારે માણસ રાત-દિવસ કપડાં પહેરીને રહે છે, શરીરના કેટલાક ભાગોને સૂર્ય-કિરણોનો સ્પર્શ સુધ્ધાં થતો નથી. આનાથી શરીર જીર્ણ અને પ્રાણશક્તિવિનાનું બને છે. આ વાત વિજ્ઞાન સમજાવશે તો માણસ વસ્ત્રનો ઉપયોગ ઓછો કરતો થશે અને આ રીતે જીવન સાદું બનશે. વિજ્ઞાનના જમાનામાં કોઈ દશ-દશ માળવાળાં મકાન નહીં બનાવે, કેમકે એક માળવાળું મકાન સારું છે; અને એ વળી એવું કે જેમાં હવા અને પ્રકાશ અંદર આવી શકે. ઉપરાંત આસપાસ ખુલ્લી જગ્યા હોય.

વિજ્ઞાનથી આરોગ્ય એટલું વધશે કે મનુષ્યને ઔષધિયોની જરૂરિયાત નહીં રહે. સારામાં સારી ઔષધિયો તૈયાર કરવી પડશે. જરૂરિયાત હશે ત્યારે એ મળશે પણ કોઈ એને લેશે નહીં, કેમકે બધા આરોગ્યવાન હશે, અને

માણસની વૃત્તિ વૈજ્ઞાનિક થઈ હશે. વિમાન તો હશે તેમ છતાં માણસ પગે ચાલવું વધારે પસંદ કરશે. વિમાનની આવશ્યકતા ઓછી રહેશે. ડૉક્ટર છે, પણ ડૉક્ટરોની જરૂરયાત નથી. એવાં એવાં ચશ્મા તૈયાર છે કે આંધળાઓ પણ જોઈ શકે, પણ કોઈ એને લેતું નથી, એની જરૂરિયાત જ નથી, કેમ કે આંખ બગડશે જ નહીં. વિજ્ઞાનના જમાનામાં રાત્રે બત્તીઓ નહીં જલે. લોકો નક્ષત્રોની છાયામાં સૂશે. વિજ્ઞાનનો ઉપયોગ માનવનો શ્રમ ઓછો કરવામાં નહીં થાય, મનુષ્યનો બોજ હળવો કરવામાં અને આરોગ્ય વધારવામાં થશે.

આજે તો વિજ્ઞાન રાજદ્વારીઓના હાથમાં છે. એ લોકો જેવો આદેશ આપે છે તે પ્રમાણે કામ થાય છે. વિજ્ઞાનીઓને રાજદ્વારીઓના ઇશારા મુજબ શોધખોળ કરવાની હોય છે.... એ લોકો પૈસા આપી વિજ્ઞાનીઓને ખરીદી લે છે. આ વિજ્ઞાનીઓની ગુલામી છે. આવા લોકો અવૈજ્ઞાનિક છે. જો વિજ્ઞાનીઓ ખરા વિજ્ઞાની હશે તો આવી ચીજો સહન નહીં કરે. આજે વિજ્ઞાન તો આગળ વધ્યું છે પણ વૈજ્ઞાનિકવૃત્તિ નિર્માણ નથી થઈ; જીવન વૈજ્ઞાનિક નથી બન્યું.

વિજ્ઞાનમાં બેવડી શક્તિ છે. એક વિનાશ-શક્તિ અને બીજી વિકાસ-શક્તિ. એ સેવા પણ કરી શકે છે અને સંહાર પણ. અગ્નિદેવતાની શોધ થઈ તો એનાથી રસોઈ પણ બનાવી શકાય છે, અને એનાથી ઘરમાં આગ પણ લગાડી શકાય છે. પણ અગ્નિનો ઉપયોગ ઘરને ફૂંકી નાખવામાં કરવો છે કે ચૂલો સળગાવવામાં એ અક્કલ વિજ્ઞાનમાં નથી. આ અક્કલ તો આત્મજ્ઞાનમાં છે. જેમ પક્ષી

બે પાંખોથી ઊડે છે તેમ માણસ આત્મજ્ઞાન અને વિજ્ઞાન એ બે શક્તિઓથી સંપન્ન થઈ સુખી બને છે.

હરેક યંત્રમાં બે પ્રકારની શક્તિ હોય છે— એક ગતિ વધારનારી અને બીજી દિશા દેખાડનારી. જો આમાંથી એક પણ યંત્ર ન હોય તો કામ નહીં ચાલે. મોટરને બન્ને યંત્રોની જરૂરિયાત રહેશે. આપણે પગેથી ચાલીએ છીએ, આંખોથી નહીં, આંખથી તો દિશાની ખબર પડે છે. આત્મજ્ઞાન છે આંખ અને વિજ્ઞાન છે પગ. જો માણસને આત્મજ્ઞાનની દૃષ્ટિ નહીં હોય તો ખબર નહીં એ આંધળો ક્યાં ચાલ્યો જશે. એને આંખો હશે પણ પગ નહીં હોય તો એ અહીં તહીં જોઈ શકશે પણ દિવસભર એને ઘરમાં જ બેસી રહેવું પડશે. એટલે વિજ્ઞાન વિના દુનિયામાં કોઈ કામ થઈ શકશે નહીં, અને આત્મજ્ઞાન વગર વિજ્ઞાનને સાચી દિશા જ સૂઝશે નહીં.

### ( ગ ) ભારત વિજ્ઞાનનું અધિકારી

આપણો દેશ ખૂબ પ્રાચીન છે અને દુનિયામાં એની પોતાની આગવી વિશેષતા છે. દુનિયા જાણે છે કે ભારતવર્ષે કદી કોઈ દેશ પર આક્રમણ કર્યું નથી. ભારતમાં જ્યારે શક્તિશાળી સમ્રાટો અને રાજાઓ હતા, વિદ્યા અને કળાથી સંપન્ન ભારત વર્ષ જ્યારે ઐશ્વર્યના શિખર પર વિરાજતું હતું, ત્યારે પણ કોઈ દેશ પર આક્રમણ કર્યાનું એકેય ઉદાહરણ જાણમાં નથી. ભારત કોઈ નાનોસૂનો નહીં, એક મહાન લાંબો-પહોળો વિશાળ દેશ હોવા છતાંયે વિદેશો પર આક્રમણ કર્યાની કોઈ ઘટના ઇતિહાસને પાને નોંધાઈ નથી. અહીંથી ધર્મ અને વિદ્યાનો સંદેશો લઈને જે કોઈ ભારતીય ચીન, જાપાન, તિબેટ, બ્રહ્મદેશ, લંકા અને

મધ્ય-એશિયામાં ગયા તેઓ પોતાની સાથે ન કોઈ શસ્ત્રાસ્ત્ર લઈને ગયેલા, ન સત્તા. તેઓ કેવળ જ્ઞાનપ્રચારને માટે ગયેલા. પોતાની સત્તા બીજા દેશ પર ચલાવવાનું તો ભારતે કદી ઇચ્છયું જ નથી, પોતાની વિચાર-સરણીનું આક્રમણ પણ એણે કદી કર્યું નથી, માત્ર વિચાર સમજાવીને સંતોષ માન્યો. ભારતની આ એક મોટી ખૂબી છે. ભારતીય ઇતિહાસની આ ખૂબી આપણા માટે એક મહાન ગૌરવનો વિષય છે.

### ધર્મવિચાર વિજ્ઞાનનો વિરોધી નથી

હિંદુસ્તાનમાં આપણે કોઈ એક વ્યક્તિને નામે ધર્મ ચલાવ્યો નથી. દેશને માટે આ એક અભિમાનની વાત ગણી શકાય. આપણે કોઈ વ્યક્તિનું નામ લઈ એના કાર્યને આગળ ધપાવવાની પ્રતિજ્ઞા કરીએ તો એ વ્યક્તિના નામને ગૌરવશાળી કરી શકત. એ છતાંયે આપણે આપણા વિચારને કોઈ મહાપુરુષના નામ સાથે બાંધ્યો નહીં. આપણે ભારતવાસીઓએ હમેશાં મુક્ત-ચિન્તન જ કર્યું છે. ભારતના દર્શને વિજ્ઞાન સાથે કદીયે ઝઘડો કર્યો નથી. શંકરાચાર્યે તો ત્યાં સુધી કહી દીધું કે સાક્ષાત્ શ્રુતિ આવીને કહે કે 'અગ્નિ ઠંડો છે' તો પણ એ વાત માનવાને આપણે બંધાયલા નથી. અર્થાત્ વિજ્ઞાનના પ્રત્યક્ષ અનુભવની વાતોના વિરોધમાં ન વેદોએ કંઈ કહ્યું છે, ન કંઈ કહેવા પણ માગે છે.

ઇતિહાસના જાણકારોને ખબર છે કે યુરોપમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે કાયદાને નામે લડાઈઓ લડાઈ છે. વિજ્ઞાનનો જ્યાં વધારેમાં વધારે વિકાસ થયો ત્યાં જ એનો ઘોર વિરોધ પણ થયો. ધર્મવાળાઓની સામે વિજ્ઞાને

ખડા થવું પડયુ અને ધર્માચરણીઓએ વિજ્ઞાનીઓની પણ સારી એવી સતામણી કરી. ' પૃથ્વી ફરતી નથી ' એમ કહેવા ગેલિલિયો તૈયાર ન હતો અને એટલા માટે જ એને જેલમાં પૂરવામાં આવ્યો. પરંતુ એ જાણતો હતો અને એના પ્રયોગોએ એને સ્પષ્ટ બતાવી આપેલું કે પૃથ્વી તો ફરી રહી છે. જ્યારે એની ખૂબ સતામણી કરવામાં આવી ત્યારે એનું મન થોડું નબળું પડયું, પરંતુ તરત જ એની વિવેકબુદ્ધિ જાગી ગઈ અને એણે કહ્યું, ' હું ઇચ્છું છું કે પૃથ્વી ન ફરે. એ છતાંયે એ ફરે છે, ફર્યા કરે છે અને ફર્યા જ કરે છે. એથી હું કેમ કહી શકું કે પૃથ્વી ફરતી નથી ? '

પરંતુ હિંદુસ્તાનમાં ધર્મ-વિચાર અને વિજ્ઞાન વચ્ચે કોઈ વિરોધી વાતાવરણ થયું નહીં. જ્ઞાન-શિરોમણિ શંકરાચાર્યે જાહેર કરી દીધું કે ' ज्ञान न पुरुषतन्त्रम्, किन्तु वस्तुतन्त्रम् ' — જ્ઞાન એ કોઈ મનુષ્યની મરજી પર નહીં, વસ્તુના સ્વરૂપ પર નિર્ભર છે. એટલે વસ્તુના સ્વરૂપ વિશે કોઈનીયે આજ્ઞા ચાલી શકતી નથી. વસ્તુના સ્વરૂપ સામેની બધી જ આજ્ઞાઓ કુંઠિત થઈ જાય છે. શંકરાચાર્યે તો આમ કહીને જાણે વિજ્ઞાન માટે ' મૅગ્ના ચાર્ટા ' આપી દીધું કે ' હે વિજ્ઞાનકમળ, તારી શતદલ પાંખડીઓને પૂર્ણપણે ખોલી નાખ, અમારા ધર્મવિચાર સાથે તારો જરાયે વિરોધ નથી ! ' આમ એ દીવા જેવું સ્પષ્ટ છે કે ભારતમાં ધર્મ-વિચારે વિજ્ઞાનનો કદીયે વિરોધ કર્યો નથી. ભારતનો ધર્મ-વિચાર વૈજ્ઞાનિક છે અને અમે વિજ્ઞાનનું સ્વાગત કરીએ છીએ એ વાતની પ્રતીતિ દુનિયાને કરાવી દેવાનો અવસર આજે દેશ આગળ આવી ગયો છે.

એ એક દુઃખની વાત છે કે હિંદુસ્તાનની વિજ્ઞાન-શક્તિ બહુ વિકસેલી નથી. પશ્ચિમની દુનિયાના લોકો પાસેથી એ શીખવાનું છે. એ શીખવાનો આપણને પૂરો અધિકાર છે. અહિંસક પદ્ધતિથી વિજ્ઞાનનો ઉપયોગ કરીને દુનિયાને આપણે દેખાડી દઈએ કે, 'ભારતની સમસ્યાઓ પ્રેમ-માર્ગે ઉકેલી શકાય છે. ભારતનું ગામેગામ આઝાદ બની ગયું છે અને સહુ પ્રેમથી કારોબાર ચલાવી રહ્યા છે. વિજ્ઞાનનો પૂરેપૂરો ઉપયોગ કરીને ખેતીના ઉત્પાદનને વધાર્યું છે. અમે સહુ એકબીજા સાથે પ્રેમથી રહીએ છીએ. દેશમાં અરસપરસ કોઈ ઝઘડો નથી.' આજે યુરોપ અને અમેરિકાના લોકો ઇચ્છે છે કે ભારત આ દિશામાં અમને મારગ ચીંધાડવાનું કામ કરે.

વિજ્ઞાનના આ યુગમાં જો હિંદુસ્તાને જીવવું હશે તો શું શું કરવું પડશે ? પહેલું તો એણે નિર્ણય કરવો પડશે કે માનવીની સમસ્યાઓ અહિંસા દ્વારા જ, નૈતિક શક્તિ વડે જ હલ કરી શકાય છે. બીજું, વિજ્ઞાનનો ઉપયોગ સમાજના કલ્યાણ માટે જ કરવામાં આવે, સંહારનાં સાધનો બનાવવામાં નહીં. અને ત્રીજું, વિજ્ઞાન દ્વારા તોતિંગ યન્ત્રો બનાવવાં છે કે નાનાં નાનાં એ પરિસ્થિતિ સમજીને નક્કી કરાય. આ વાતો આપણે ધ્યાનમાં રાખીશું તો વિજ્ઞાનથી આપણને ઘણો લાભ થશે.

### વિજ્ઞાનની નિરપેક્ષ શક્તિ

વિજ્ઞાન અને યંત્રશાસ્ત્ર (ટેકનોલૉજી) એ બેમાં હું ફરક કરું છું. વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રનો ઉપયોગ વ્યવહારમાં કેટલો કરવો જોઈએ એનો નિર્ણય વિજ્ઞાન નહીં કરે, અધ્યાત્મ જ કરશે. કયા સમાજમાં, કયા સમયે, યંત્રશાસ્ત્રનો

કેટલો ઉપયોગ કરવો જોઈએ એની આજ્ઞા વિજ્ઞાનને આપવામાં આવશે. વિજ્ઞાનની પ્રગતિને કોઈ સીમા નથી, એ જેટલું આગળ વધે એટલું સારું જ છે. પરંતુ એના ઉચિત ઉપયોગ વિશેનું માર્ગદર્શન આત્મજ્ઞાન આપતું રહેશે. વિજ્ઞાન એક નીતિ-નિરપેક્ષ શક્તિ છે, અનૈતિક નહીં (ઇમ-મોરલ immoral નહીં, નૉન-મોરલ non-moral છે). એ નૈતિક (moral) શક્તિ પણ નથી; એ નીતિ-નિરપેક્ષ છે. એને જેવું માર્ગદર્શન અપાશે એવો એનો ઉપયોગ થશે.

## ૨. આત્મજ્ઞાન

### (ક) વેદાન્ત અને અહિંસા

દુનિયાની વસ્તી ૩૦૦ કરોડથી વધારે છે અને ભારતમાં જનસંખ્યા ૫૦ કરોડથીયે વધારે છે. એનો અર્થ એ થયો કે દુનિયાના સાતમા ભાગની વસ્તી ભારતમાં છે. દુનિયામાં કેટલીયે સમસ્યાઓ છે જેમાં મોટાભાગની આર્થિક છે, કેટલીક સામાજિક પણ છે. આવી નાની વાતોને લઈને દુનિયામાં ભેદ પેદા થાય છે. પરંતુ એક ભેદ સ્પષ્ટ છે, કે આપણે શરીરમાં છીએ અને બીજા શરીરથી આપણે ભિન્ન છીએ. મને કંઈક રોગ થયો તો એનો અનુભવ હું જ કરી શકું છું. બીજો કરી શકતો નથી. બીજો કલ્પનાથી કરી શકે છે અને કલ્પના દ્વારા એ વધારે દુઃખ પણ અનુભવી શકે. પરંતુ એ દુઃખ માનસિક રહેશે. રોગથી મને જે વેદનાઓ થઈ રહી છે, એનો અનુભવ બીજાને ન આવી શકે. કાલે મને ઘસઘસાટ ઊંઘ આવી. એનો લાભ બીજાને ન મળી શકે. આમ શરીરને લીધે ભેદ પેદા થયા છે.

પરંતુ મુખ્ય વાત એ છે કે આપણે આપણા શરીરમાં બંધાયેલા છીએ. એટલે પછી એ શરીર સાથે જોડાયલાં મા-બાપ-પત્ની, બાળકો.... સહુ મારા થઈ જાય છે, હું મારી જાતને એમની સાથે બાંધી લઉં છું. આપણા શરીર-ની સાથે એક મિત્ર-મંડળ પણ જોડાયેલું છે. જે જાતિમાં મારો જન્મ થયો, એ પણ મારી છે. એ જાતિને પછી હું મારી સાથે રાખું છું, બીજી બધીને દૂર, અળગી કરી દઉં છું. આ રીતે દુનિયાના જેટલા ટુકડાઓ થાય છે— ધર્મ, જાતિ, ભાષા, પ્રાંત, રાષ્ટ્ર— બધા આ એક જ કારણસર પડે છે. હું મારી જાતને એક વર્ગમાં રાખું છું. એનો અર્થ એ થયો કે એક તરફ હું અને બીજી તરફ આખી દુનિયા. પછી એ 'હું'ની સાથે એકએકને જોડતો જાઉં છું. કાલે હું મારી જાતને સકળ વિશ્વ સાથે જોડી દઉં તો તો વાત અલગ છે. પરંતુ હું માનવી છું અને ગાય-બળદ વગેરે જે પ્રાણી છે એને માનવજાતથી અળગી કરી નાખું છું. માનવીઓમાં પણ હું ભારતનો માનવી છું એમ કહી બાકીની દુનિયાને જુદી કરી દઉં છું. આમ આ બધું ચાલ્યા જ કરે છે.

'હું કોણ છું' એ સવાલ છે. આપણા પૂર્વજોએ કહ્યું, 'હું બ્રહ્મ છું.' એમાં ગાય-બળદ-ગધેડા બધાં આવી ગયાં. 'હું બ્રહ્મ છું' એ જે વ્યાપક અનુભૂતિ છે એને વેદાન્ત કહે છે અને હું બ્રહ્મ છું તો મારી કોશિષ એ હોવી જોઈએ કે સહુ સાથે હું સમાન વ્યવહાર કરું. આને અહિંસા કહે છે. સમાન વ્યવહારની હું કોશિશ જ કરીશ, કારણ કે આખરે તો હું દેહમાં રહેલો છું એટલે સમાન વ્યવહાર સંભવ નહીં થાય. ભાવનાથી સમાન વ્યવહાર થશે પરંતુ

દેહ-વિગ્રહ થશે. વિચાર તો છે કે બધા સાથે સમાન વ્યવહાર કરવાનો છે. આને જ અહિંસા કહે છે.

અહિંસા એક આચરણ-પદ્ધતિ છે, વેદાંત છે એક ચિન્તન-પદ્ધતિ. વેદાન્ત એટલે ચિન્તન શું છે એ દેખાડયું, અને અહિંસા એટલે આચરણ કેવી રીતે કરવું એ કહ્યું. બન્ને એકબીજાના પૂરક છે. આચરણનો પાયો વેદાન્ત રહેશે અને વેદાન્તના પાયા પર અહિંસાની ઇમારત ખડી થશે.

ગામેગામ આપણે આ જ કામ કરવાનું છે. આપણે સહુ એક છીએ અને વ્યવહારમાં સમાનતાની કોશિષ કરતા રહેવાની છે એ વિચાર ગામલોકોને સમજાવવાનો છે.

'હું બ્રહ્મ છું' એ વિચાર કેવી રીતે સમજાવીશું ? પહેલાં હું બ્રાહ્મણ છું, પછી માનવી છું, પછી પ્રાણી અને ત્યારબાદ પદાર્થ— આ એક પદ્ધતિ છે વિચાર સમજાવવાની. એનો કોઈ દિવસ અન્ત આવશે નહીં અને એ પૂરી પણ પડશે નહીં. અને એટલા માટે એ ભેદ પેદા કરતી રહેશે. તો પછી બ્રહ્મને ઓળખવું કેવી રીતે ? આ કાન છે, આ નાક છે, આ આંખો છે, આ મન છે, આ ઇંદ્રિયો છે, આ બુદ્ધિ છે અને એ બધાને ઓળખવાવાળો 'હું' છું. એટલે કે હું સાક્ષી છું. મારી ઘડિયાળ રોજ બે મિનિટ પાછળ જાય છે એ હું જાણું છું અને એને હું ઠીક કરી લઉં છું. એટલે ઘડિયાળનો હું સાક્ષી થયો. એ જ રીતે મારા મનને હું ઓળખું છું, એની નબળાઈઓ દૂર કરી એની પાસેથી જરૂરી કામો લઉં છું. ઓળખવાવાળો 'હું' એ અલગ છે. આમ આ પ્રક્રિયાથી સાક્ષીભાવે આપણે ત્યાં સુધી

પહોંચી શકીએ છીએ. અને આ જ એ પ્રક્રિયા છે. પોતાની જાતને ઇંદ્રિયો, મન, બુદ્ધિથી અલગ ઓળખવી, જાણવી, પોતાને સ્વસ્થાનમાં ઓળખવો. સાક્ષીભાવે રહેવાની આ છે વેદાન્તની પ્રક્રિયા.

જે સાક્ષીભાવે રહે છે એ બન્ને બાજુ બોલતો હોય છે. એક બાજુ એ કહે છે કે સમગ્ર વિશ્વ હું છું અને બીજી બાજુ બોલે છે, 'આ આસપાસની આખીયે દુનિયા છે જ નહીં, માત્ર હું જ છું.' આ છે વેદાન્ત અને અહિંસાની કોશિશ, સમાનતા માટેની કોશિશ. સમાન વ્યવહારના પ્રયત્નો કેવી રીતે કરીશું? બાબાનું સહુથી દુઃખી અંગ છે કાન. એના માટે બધાને ચિન્તા થાય છે. જે દુઃખીમાં દુઃખી અંગ હોય છે એની સેવા આપણે પહેલાં કરીએ છીએ, પછીથી બીજાં અંગો તરફ નજર નાખીએ છીએ. બાકી ખવડાવી-પિવડાવી આખા ય શરીરનું ધ્યાન તો રાખવાનું જ છે. એ જ રીતે ગામમાં જે વધારે દુઃખી છે એની સેવા પહેલાં કરવાની છે. આ છે અહિંસાનું રહસ્ય.

## ( ખ ) આત્મજ્ઞાનનું ધ્યેય

હિંદુસ્તાનમાં આત્મજ્ઞાનના ધ્યેયને ઘણું નાનું બનાવી દીધું છે. માયા-મોહ, પાપ-પુણ્ય હોય કે ન હોય, જેવી પરિસ્થિતિ હોય એમાં સંતોષથી રહેવું છે. બહારના સુખ-દુઃખ સાથે જાણે કોઈ સંબંધ જ નથી રહેતો. પૂછીએ કે ભાઈ, આટલા બધા દુઃખ વચ્ચે પણ શાંતિથી કેવી રીતે જીવો છો? તો કહે છે, 'બસ, આ બધી ઈશ્વરની લીલા જ છે.' ભારતવાસીઓ માને છે કે મોક્ષ તો એમની નજીક જ છે. એક ભાઈએ મને લખેલું, 'તમે આ કેવી માયામાં, કેવા અહંકારમાં પડ્યા છો? ભલા માણસ, આમ

તે કાંઈ દુનિયાનો ઉદ્ધાર થતો હશે? છોડી દો આવા કામને!' એક સ્ત્રી એમની ગુરુ હતી. એ બહેનને હું સાતેક વરસ પહેલાં મળેલો. ખૂબ શાંત સાધ્વી હતી. એ ભાઈએ મને લખ્યું, 'આ સ્ત્રીને શરણે તમે જાઓ. એ દેવતા છે, પરમ દેવતા.' મેં પૂછ્યું, 'ત્યાં જઈને શું કરું?' એમણે જવાબ આપ્યો, 'આવું પૂછો છો? આવો સવાલ પૂછવો એ તો અજ્ઞાન છે અજ્ઞાન! આ તો અહંકાર છે. કરવું-ધરવું શું પૂછો છો? બસ, ત્યાં જઈને બેસી જાઓ, પરમ શાંતિ મળશે.' કેટલો સુંદર પત્ર લખ્યો! આમ હિંદુસ્તાનના લોકો મોક્ષ તો હાથવેંતમાં જુએ છે અને કહી દે છે કે અમને તો આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ ગયું. એક ગાંધી જ એવો માનવી નીકળ્યો જે આખર સુધી કહેતો રહ્યો કે મને હજી જ્ઞાન મળ્યું નથી. વિજ્ઞાનની સામે જેમ અસંભવ કહેવાય એવું ધ્યેય છે એમ આત્મજ્ઞાનનું ધ્યેય પણ એવું જ હોવું જોઈએ. જેમ વિજ્ઞાન સારાયે બ્રહ્માંડ પર સ્વામિત્વ સ્થાપવા માંગે છે એમ આપણે પણ સારીયે આત્મશક્તિ પર પ્રભુત્વ મેળવવાની આકાંક્ષા રાખવી જોઈએ.

આજસુધી ધર્મગ્રંથોનું જે કંઈ અધ્યયન કર્યું છે એના પરથી તો એમ લાગે છે કે માનવસમાજને હજી તો આત્મજ્ઞાનનો એક નાનકડો અંશ જ મળ્યો છે. આપણી સામે કોઈ માણસને વીંછી કરડે તો બહુ બહુ તો આપણને એની થોડી દયા આવે. પણ આત્મજ્ઞાન થયું હશે, 'હું અને એ, એક જ છે' એવી આત્માનુભૂતિ થઈ હશે, તો એને જે વેદના થઈ એટલી આપણને પણ થવી જોઈએ. અથવા તો આપણે અત્યંત પ્રસન્ન અને શાંત હોઈએ તો

જેને વીંછી કરડેલો છે એને પણ એ આનંદ અને શાંતિ થવાં જોઈએ. બેમાંથી એક વસ્તુ તો થવી જ જોઈએ— કાં તો વીંછીનો ડંખ આપણા શરીરમાં પ્રસરી જાય, કાં તો આપણો આનંદ અને શાંતિનો ભાવ એ માણસની પાસે પહોંચી જાય. આટલું વ્યાપક આત્મજ્ઞાન હજી આપણને થયું નથી. એક અંશમાત્ર જ થયું છે. એટલે આપણા મનમાં થોડી કરુણા જ જન્મે છે.

### વાણી-વર્તન સમરસ બને

'આપણે સહુ એક જ છીએ— બહારના ભિન્ન ભિન્ન આકારો છતાં યે અંદરનું તત્ત્વ તો એક જ છે; એવી અંતરની અનુભૂતિ જ્યાં સુધી થતી નથી ત્યાં સુધી આ ઉપર ઉપરની એકતાથી કશું નહીં વળે. આપણે ગાંધીવાળાઓ પ્રાર્થના કરીએ છીએ. એનાથી થોડોઘણો લાભ તો થાય છે. એમાં અવારનવાર સુધારાઓ પણ કરતા રહીએ છીએ. પરંતુ એમાં હૃદય ભક્તિભાવથી ભીનું થતું ક્યાંય દેખાતું નથી. માંદાઓની માવજત પણ આપણે કરીએ છીએ— દુનિયામાં બીજી જે કંઈ સેવાઓ થઈ રહી છે એની સરખામણીમાં ઘણી સારી સેવા કરી રહ્યા છીએ. પરંતુ એમાં પણ આપણે એક આગવો ચોકો કર્યો છે. એ ચોકામાં, એક ઢાંચા પ્રમાણે આપણે કામો કરીએ છીએ. આપણી સંસ્થાઓ એવી શુષ્ક અને નિર્જીવ બની ગઈ છે કે એમાં કોઈ આત્મતત્ત્વ દષ્ટિગોચર થતું નથી. આત્મા મનુષ્યોમાં તો હોય છે, શું સંસ્થાઓમાં પણ આત્મા હોય છે? હોવો જોઈએ, છે નહીં! નઈ તાલિમ, ખાદી-ગ્રામોદ્યોગ....વગેરેમાં બધે માત્ર ઉપરની ટેકનિક જ હોય છે. નઈ તાલિમની સાથે સાથે શું જોડાવું જોઈએ, એના અનુભવોની વાતો

Love thy enemy— એ શબ્દો દ્વારા એમણે શત્રુ પર પણ પ્રેમ વરસાવવાની જે જોરદાર વાત કરી, એ અનુભવ વગર કહી શકાય એવી ન હતી. એ જ રીતે ‘યજ્ઞમાં હિંસા ન હોય’ એ સવાલને લઈને ભગવાન બુદ્ધ બિહાર અને ઉત્તર પ્રદેશના તેરચૌદ જિલ્લાઓમાં ઘૂમ્યા, એ વાત આપણે સહુ જાણીએ છીએ. પરંતુ જ્યારે એમણે તપસ્યાં કરી ત્યારે શું કર્યું એ કોઈને ખબર નથી. તેઓ કેટલા મંડળોમાં ગયા, કેટલા પંથોમાં ગયા, ધ્યાનના કેવા કેવા પ્રકારો અજમાવ્યા, એ બધાયના પરિણામસ્વરૂપ એમના ચિત્તને શી રીતે શાંતિ મળી અને કેવી રીતે તેઓ એ નિર્ણય પર પહોંચ્યા કે દુનિયામાં માત્ર બે જ શબ્દ છે— મૈત્રી અને કરુણા— આ બધી વાતોની આપણને કશીય ખબર નથી.

બાપુની આત્મકથા વાંચીએ છીએ ત્યારે આ વાતની થોડીઘણી ઝાંખી આપણને થાય છે. રાયચંદભાઈની સાથે એમની જે કંઈ ચર્ચાઓ થયેલી એ પણ આપણે જાણીએ છીએ. પરંતુ એમના મનમાં જે કંઈ આધ્યાત્મિક શંકાઓ હતી એના સમાધાન વગર તેઓ કામને આગળ ચલાવતા નહીં. Mystic experiences – આત્મિક અનુભવો વિના બાપુ સેવામાં સંલગ્ન નહોતા થયા. તેઓ કહેતા હતા કે સત્ય ઈશ્વર છે. એથી લોકો એમ સમજતા હતા કે આ વૈજ્ઞાનિક વાત છે. પરંતુ એ માત્ર વૈજ્ઞાનિક વાત જ નથી.

અને એની પૂર્તિને માટે ખેતી-ગૌશાળા, ખાદી વગેરેનો એક સંપૂર્ણ કાર્યક્રમ બાપુએ આપણને આપ્યો. આ બધી સ્થૂળ પ્રવૃત્તિઓમાંથી આપણાથી થઈ શકે એટલી પ્રવૃત્તિઓ આપણે કરીએ છીએ. વિશ્વ-હિતની સાથે આપણો કોઈ વિરોધ ન રહે એવું ઇચ્છીએ છીએ. પરંતુ એકાદશ-વ્રતની જીવન-નિષ્ઠાવાળી વચલી વાત કોણ જાણે કેમ વીસરી જવાય છે. એનો અર્થ એવો નહીં કે સત્ય, અહિંસા આદિને આપણે માનતા જ નથી. પરંતુ એ મૂળ તત્ત્વનો આપણામાં વિકાસ થાય છે કે નહીં એની તરફ આપણું ધ્યાન જ રહેતું નથી.

### સાધનાનો પાયો

બાપુ અને અન્યના જીવનમાં જોતાં આપણને જણાય છે કે એમની સામે કેટલાક આધ્યાત્મિક પ્રશ્નો હતા. એ સમસ્યાઓનું સમાધાન ન થાય ત્યાંસુધી તેઓ આગળ ડગલું નહોતા માંડતા. ઈશુ ખ્રિસ્ત તેત્રીસ વર્ષ જીવ્યા એમાંથી માત્ર ત્રણ જ વર્ષ પેલેસ્ટાઈનમાં ( હિંદુસ્તાનના બે-ત્રણ જિલ્લા જેટલા જ વિસ્તારમાં ) ફર્યા, પરંતુ આજે એમના વિચારોની અસર આખીય દુનિયા પર છે. ખ્રિસ્તીઓની સંસ્થાઓનું બહુ મૂલ્ય નથી. પરંતુ ઈશુ ખ્રિસ્તની જે વ્યાપક અસર છે એની વાત હું કરી રહ્યો છું. એમની જિંદગીના પહેલાં ત્રીસ વર્ષ કેવાં ગયાં એની ખબર નથી. કહેવાય છે કે તેઓ લુહારનું કામ કરતા હતા. પરંતુ એમાં થોડાઘણા ઉપવાસ અને શયતાનના મુકાબલા સિવાય બીજી શી સાધના કરી એની આપણને કશી જાણ નથી. પણ એ વાત નિશ્ચિત છે કે કેટલીક મૂળભૂત આધ્યાત્મિક સમસ્યાઓનું સમાધાન થયા પછી જ તેઓ નીકળેલા.

Love thy enemy— એ શબ્દો દ્વારા એમણે શત્રુ પર પણ પ્રેમ વરસાવવાની જે જોરદાર વાત કરી, એ અનુભવ વગર કહી શકાય એવી ન હતી. એ જ રીતે ' યજ્ઞમાં હિંસા ન હોય ' એ સવાલને લઈને ભગવાન બુદ્ધ બિહાર અને ઉત્તર પ્રદેશના તેરચૌદ જિલ્લાઓમાં ઘૂમ્યા, એ વાત આપણે સહુ જાણીએ છીએ. પરંતુ જ્યારે એમણે તપસ્યાં કરી ત્યારે શું કર્યું એ કોઈને ખબર નથી. તેઓ કેટલા મંડળોમાં ગયા, કેટલા પંથોમાં ગયા, ધ્યાનના કેવા કેવા પ્રકારો અજમાવ્યા, એ બધાયના પરિણામસ્વરૂપ એમના ચિત્તને શી રીતે શાંતિ મળી અને કેવી રીતે તેઓ એ નિર્ણય પર પહોંચ્યા કે દુનિયામાં માત્ર બે જ શબ્દ છે— મૈત્રી અને કરુણા— આ બધી વાતોની આપણને કશીય ખબર નથી.

બાપુની આત્મકથા વાંચીએ છીએ ત્યારે આ વાતની થોડીઘણી ઝાંખી આપણને થાય છે. રાયચંદભાઈની સાથે એમની જે કંઈ ચર્ચાઓ થયેલી એ પણ આપણે જાણીએ છીએ. પરંતુ એમના મનમાં જે કંઈ આધ્યાત્મિક શંકાઓ હતી એના સમાધાન વગર તેઓ કામને આગળ ચલાવતા નહીં. Mystic experiences – આત્મિક અનુભવો વિના બાપુ સેવામાં સંલગ્ન નહોતા થયા. તેઓ કહેતા હતા કે સત્ય ઈશ્વર છે. એથી લોકો એમ સમજતા હતા કે આ વૈજ્ઞાનિક વાત છે. પરંતુ એ માત્ર વૈજ્ઞાનિક વાત જ નથી.

### ( ગ ) ચિન્તનમાં દોષ

આપણા આધ્યાત્મિક ચિન્તનમાં એક દોષ રહી ગયો છે. મહાપુરુષોમાં કોઈ દોષ નથી. એમનો વિચાર સમજવામાં અને સમજાવીને દેખાડવામાં દોષ આવી ગયો છે. બહુજન-

સમાજની એવી સમજ છે કે અધ્યાત્મજ્ઞાન પૂર્ણપદે પહોંચી ગયું છે, અને એમાં હવે પ્રગતિની કોઈ ગુંજાઈશ રહી નથી; હિંદુસ્તાનમાં વેદાન્ત અને સંતોના અનુભવોમાં અધ્યાત્મશાસ્ત્ર પરિપૂર્ણ થઈ ગયું છે! પરંતુ વિજ્ઞાનીઓ તો એમ જ કહે છે કે વિજ્ઞાન કદીયે પૂર્ણ થઈ ગયું નથી. તેઓ તો વળી એમ કહે છે કે અમારી પ્રગતિ તો ઘણી થોડી, સિન્ધુમાં બિન્દુ જેટલી જ થઈ છે. સ્પુટનિકોના આ યુગમાં માનવી ચન્દ્રની ધરતી પર ડગ માંડીને પાછો આવ્યો છે અને તરેહતરેહની શક્તિઓ એને ઉપલબ્ધ થઈ છે. છતાંયે એ વિજ્ઞાનવાદી એમ જ કહે છે કે આ સૃષ્ટિનું જ્ઞાન તો અનંત છે અને હજી તો એનો એક નાનકડો અંશ પણ અમારે હાથ લાગ્યો નથી.

જેમ વિજ્ઞાન વિકસી રહ્યું છે, એમાં નવી નવી શોધો થઈ રહી છે અને ભવિષ્યમાં થતી રહેશે, એમ અધ્યાત્મને ક્ષેત્રે પણ એવી જ શોધો થતી રહેશે. એ પણ વિકાસશીલ છે અને આગળ ને આગળ વધતું જ રહેશે. આજસુધીમાં આપણને જે આધ્યાત્મ-વિદ્યા મળી છે એ તો અંશમાત્ર છે. એટલે જૂના જમાનાના લોકોએ જે લખી રાખ્યું છે એને જ રોજેરોજ વાંચતા રહેવું અને એની જ કથા-વાર્તાઓ જુદી જુદી રીતે ગાતા રહેવી એ બરાબર નથી. જેમાં નવી નવી ખોજ નથી થયા કરતી એ વિદ્યા તો કાળક્રમે કુંઠિત થઈ જાય છે. અધ્યાત્મને ક્ષેત્રે આપણા દેશમાં આવું જ થયું છે.

વિજ્ઞાનમાં પણ કંઈ ને કંઈ દોષો થયા કરે છે. પરંતુ અનુભવથી એને સુધારી લેવામાં આવે છે. એક કાળ એવો હતો જ્યારે વિજ્ઞાનીઓ એમ માનતા હતા કે સૂર્ય

પૃથ્વીની આસપાસ ચારે બાજુ ફરી રહ્યો છે. પરંતુ પાછળથી એમને એમનો દોષ સમજાણો અને એમણે પોતાની ભૂલ સુધારી લીધી. જે કંઈ ભૂલો થાય છે એને સુધારવી જ જોઈએ. આપણે અધ્યાત્મને ક્ષેત્રે નવું ને નવું જ્ઞાન પ્રાપ્ત કરવું છે એ તો એક અલગ વાત થઈ. પરંતુ જે જૂની વિદ્યા હાંસલ થઈ છે એને જ પૂર્ણ માની લેવી એ એક મોટી ભૂલ રહી ગઈ છે. એથી કરીને આપણા મહાપુરુષોનો જોઈએ એવો પ્રભાવ આપણા સામાજિક જીવન પર પડતો નથી.

### ભૂલોની અસર અર્થશાસ્ત્ર પર

ભૂલોને લીધે જ અર્થને ક્ષેત્રે માણસે એની વૃત્તિઓને સંકુચિત કરી નાખી છે. મારું ઘર, મારો પૈસો, મારા ઘરનું ભલું, અને મારા રાષ્ટ્રનું જ કલ્યાણ — આમ 'મારા'ના કૂંડાળાને છોડીને બીજાનું એ વિચારી જ શકતો નથી. આખરે એનું પરિણામ શું આવે છ? એક વ્યક્તિની સમૃદ્ધિ બીજાને માટે બાધક બની શકે છે. અગર હું સંપત્તિવાન બનું છું તો બીજી બાજુ શું થાય છે? બીજો ગરીબ બને છે! એ જ રીતે બીજાને મન જે અવસર બને છે એ મારે માટે આફત બનીને ઊભી રહે છે. આમ અર્થશાસ્ત્રમાં એક વિરોધનું વાતાવરણ ખડું થઈ ગયું છે. આજે તો પ્રગતિશીલ રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર કોને કહેવાય છે? બીજા રાષ્ટ્રને ભોગે પોતાના રાષ્ટ્રને સંપન્ન કરવું એ છે એનું સ્વરૂપ.

### અધ્યાત્મને ક્ષેત્રે પણ એ જ ભૂલ

આ ભૂલને કારણે જેમ અર્થશાસ્ત્રમાં વ્યક્તિવાદ અને સંકુચિતતા જેવા દોષો આવ્યા એમ પરમાર્થમાં એ જ

દોષો ઘર ઘાલીને બેસી ગયા છે. 'મારો સ્વાર્થ', 'મારું સુખ' એમ કહેવાથી વિચાર-દોષ થાય છે અને બીજા માણસોથી અળગાપણું જન્મે છે. આમ 'મારી મુક્તિ' કહેવું એ આધ્યાત્મિક વ્યક્તિવાદ અને સ્વાર્થવાદ છે. પ્રાચીન કાળના લોકોના ધ્યાનમાં આ દોષ આવી ગયો હતો અને એથી પ્રહ્લાદે નૃસિંહ ભગવાન સમક્ષ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું હતું કે, 'દેવતાઓ અને મુનિઓ મોટે ભાગે પોતાના જ મોક્ષની કામના કરે છે અને જંગલોમાં મૌન વગેરેનો આધાર લઈ મુક્તિનો આભાસ મેળવી લે છે. પરંતુ હું આ દીન માનવીઓને છોડીને એકલો મોક્ષ મેળવવા માંગતો નથી.' એ કાળમાં પ્રહ્લાદે કરેલી આ આલોચના આજે પણ આપણા માટે એટલી જ સાચી ઠરે છે! કારણ આજ સુધી આપણે એ વાતમાં કોઈ ફેરફાર કર્યો નથી. 'મારો મોક્ષ' એમ કહેવું એ તો 'વદતો વ્યાઘાત' છે. 'મારા'-પણાનો લોપ જ મુક્તિનું સાધન છે. અગર આપણે આ સાધન પર એકનું જ આધિપત્ય રાખીએ તો 'હું'ભાવ દૃઢ થઈ જાય છે અને બાકીના બધા અજ્ઞાન રહી જાય છે. હું એમ ઇચ્છું કે હું જ જ્ઞાની બનું અને બીજા લોકો અજ્ઞાની રહે તો હું મારા હાથે જ મુક્તિને ખોઈ બેસું છું. 'હું' કદીયે મુક્તિનું સાધન નથી બની શકતો, બલ્કે બંધનકરતી બેડી જ બને છે, એ વાત હજી આપણા લોકોના ધ્યાનમાં નથી આવી.

### સિદ્ધિ-પ્રાપ્તિ પણ એક પૂંજીવાદ

આપણા દેશમાં પારમાર્થિક સાધના કરવાવાળાઓ હંમેશાં કહ્યા કરે છે કે 'અહંતા' અને 'મમતા' છોડી દેવી જોઈએ. પરંતુ એ લોકો એ વાતના મર્મ પર ધ્યાન જ

દેતા નથી. મહાભારતમાં એક ઉખાણું આવે છે— એવો કયો શબ્દ છે જેના બે અક્ષરોથી બંધન મળે છે અને ત્રણ અક્ષરોથી મુક્તિ મળે છે? 'ન મમ' મુક્તિદાયી છે, 'મમ' બંધનકર્તા છે. સારાંશ એ કે 'હું'ભાવ ન મટે ત્યાં સુધી મુક્તિ સંભવ નથી. પરંતુ અહીં તો ઊલટું એ 'હું'ને મજબૂત કરવાની પ્રક્રિયા જ ચાલે છે. કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં આવે છે પણ એ હઠયોગથી જ મેળવવામાં આવે છે. આવી રીતે હઠ પકડવી એ પૈસા કમાવા જેવું જ છે. પરિશ્રમ કરીને, પરેશાની વેઠીને માણસ પોતાની બધી જ બુદ્ધિ એની પાછળ ખર્ચી નાખે છે. ત્યારે એને 'શ્રી' મળે છે અને એ 'શ્રીમાન' બને છે, પૂંજીપતિ બને છે. આ જ પ્રમાણે આ સાધક પણ એક પ્રકારનો પૂંજીપતિ જ બને છે. આખરે આ બધાનો અર્થ શું? લોકો એના આશીર્વાદ માંગે છે અને કહે છે કે એના આશીર્વાદ મળ્યા તો અમારાં બાળબચ્ચાંનું કલ્યાણ થયું, ઘર સંપન્ન થયું, એનો આશીર્વાદ અમને ફળ્યો! આમ પેલો પણ પોતાનો સ્વાર્થ સાધવાના વેતમાં રહે છે અને લોકો પણ પોતાના જ સ્વાર્થની વાત વિચારે છે. આમ આખોયે સમાજ સ્વાર્થમય બની જાય છે.

આ રીતે હિંદુસ્તાનમાં જે પરમાર્થ-સાધના થઈ એમાં સૂક્ષ્મ સ્વાર્થ ભરેલો હતો. અને એટલે જ એ પરમાર્થની સાધના ન હતી. હા, એમ કહી શકાય કે પૈસા કમાવાની સાધના કરતાં તો એ વધારે ઊંચા કોટિની હતી! દરજ્જો ઊંચો હતો પણ જાતિ તો બંનેની એક જ હતી. સ્થૂળ ભેદ હતો પણ સૂક્ષ્મભાવે જોવા જઈએ તો કોઈ જ ભેદ ન હતો.

બન્ને વ્યક્તિગત જ હતી અને બન્ને અહંભાવ અને મમભાવને વધારનારી જ બની.

કોઈ માણસ દેશનો મોટો નેતા થઈ ગયો એટલે શું એમ નિશ્ચિત કહી શકાય કે પારમાર્થિક દૃષ્ટિએ એ આગળ વધી ગયો ? ખસૂસ નહીં. જેમ એક સામાન્ય નાના ખેડૂતની બુદ્ધિ સંકુચિત હોય છે એમ એની પણ સંકુચિત હોઈ શકે છે. ખેડૂતને એમ થાય છે કે પાસેના ખેતરમાંથી સેઢા જેટલી જમીન પણ મળી જાય તો કેટલું સારું અને એને માટે એ સદાય પ્રયત્નશીલ રહે છે. એ જ રીતે રાષ્ટ્રનેતા એમ વિચારવા લાગે કે પોતાના દેશની સીમા થોડી પણ વધી જાય, પડોશી દેશનો પેટ્રોલથી સમૃદ્ધ ભાગ પોતાના રાષ્ટ્રનો બની જાય, તો શું એ પારમાર્થિક વિચાર કહેવાશે ? જેમ પેલા ખેડૂતનો વિચાર સ્વાર્થી છે, એવો જ, એ જ સ્તરનો સ્વાર્થી વિચાર છે આ રાષ્ટ્રનેતાનો ! પરિમાણ વધારે છે, બાકી જાતિ તો બન્નેની એક જ છે ! ૧/૨ કહો કે ૧૦/૨૦, એમાં શું ફેર પડે છે ? ઉપરનો અને નીચેનો આંકડો મોટો થવાથી પણ મૂલ્યમાં કાંઈ ફરક પડે છે ખરો ?

### "હું"ને સ્થાને "આપણે" લાવીએ

હિંદુસ્તાનની સાધનામાં એક મોટી ભૂલ એ રહી ગઈ કે આ 'હું'ને હઠાવવા તરફ આપણું ધ્યાન ગયું જ નહીં. આ 'હું'ભાવને કેવી રીતે નાબૂદ કરી શકાય ? આ 'હું'ને સ્થાને 'આપણે'ને બેસાડવાથી. ખરેખર તો આ 'હું'ને સ્થાને 'તું'ને લાવવો જોઈએ. આ 'તું' એટલે પરમેશ્વર. પરંતુ આ પરમેશ્વરને ક્યાંય મળી શકાય છે ? એ ક્યાંય દેખાય છે ? અને છતાંય લોકો બસ એની જ ખોજમાં પડેલાં છે. પરંતુ આ ઈશ્વર અવ્યક્ત જ છે.

'હું'ભાવ ચાલ્યો જશે કે તરત જ 'તું' આવશે. પરંતુ ઈશ્વર અવ્યક્ત છે એ પરિસ્થિતિમાં આ 'તું' 'હું'ની જગ્યાએ કેવી રીતે આવી શકશે? એટલે આ બધો ગરબડગોટાળો ચાલ્યા કરે છે. એટલે આ 'હું' ભાવને 'આપણે' ભાવથી જ દૂર કરવાનું સારું રહેશે. આ જ યુક્તિ કામિયાબ થશે, સારી પડશે. વાતોમાં જ્યારે 'આપણી ભક્તિ', 'આપણી સાધના' એ ચીજ આવશે ત્યારે આ કામ સરળ બની જશે. એનાથી વ્યક્તિ અને સમાજ, બન્નેનું ઉત્થાન એક સાથે થશે. સાચી સાધના એ જ થશે.

### ( ઘ ) આધ્યાત્મિક નિષ્ઠા

#### આત્મવાદ અને પ્રેતવિદ્યા

નાનો હતો ત્યારથી જ આત્માવદ્ય. વિષયક જે કંઈ પુસ્તકો મળતાં, તે તરત જ વાંચી જતો. એ દિવસોમાં એક પત્રિકા નીકળતી હતી— Review of Reviews. એના સંપાદકને આત્મવાદ ( spiritualism ) તરફ અભિરુચિ હતી. આજની આ આત્મવિદ્યા ( spirituality )માં નહીં. આત્મવાદનો સંબંધ મૃત્યુ પછીના જીવન સાથે વિશેષ હતો, વર્તમાન જીવન વિશે નહીં. મહાન વિજ્ઞાની સર ઑલિવર લૉજે મૃતાત્માઓ સાથે જે પત્રવ્યવહાર કરેલો એ પત્રો પેલી પત્રિકામાં પ્રસિદ્ધ થયેલા. એ આખુંયે વિવરણ એક વિજ્ઞાની દ્વારા રજૂ થયેલું એટલે એને ભ્રમ માનીને કે પાયા વગરનું કહીને ટાળી શકાય એમ ન હતું. એનું થોડું મહત્ત્વ અવશ્ય હતું, પરંતુ એ વિચાર આધ્યાત્મિક ન હોવાથી મને એનું આકર્ષણ થયેલું નહીં.

મને થયું કે જેમ આ વિજ્ઞાન બાહ્ય વિશ્વની ખોજમાં લાગેલું છે એમ આ આત્મવાદ કોઈ બીજા જ વિશ્વની

શોધમાં પડેલું છે. બન્નેમાંથી કોઈનો સંબંધ આંતરિક જીવન સાથે ન હતો અને એટલે જ મારી રુચિ એમાં રહી નહીં.

કેટલાક વખત પછી મેં જોયું કે આ આત્મવાદ ( spiritualism ) પ્રેતવિદ્યા ( spiritism ) માં ફેરવાઈ ગયો છે. અંગ્રેજીમાં હમણાં હમણાં આ નવો શબ્દ ' સ્પિરિચ્યુઆલટી ' ચાલ્યો છે. પરંતુ આ શબ્દનો સંબંધ પણ મહદ અંશે ચૈતસિક ( psychic ) પ્રયોગો અને શોધો સાથે રહેલો છે અને એમાં કંઈક ગૂઢતા અને રહસ્યમયતા રહેલી છે.

### પાંચ આધ્યાત્મિક નિષ્ઠાઓ

અધ્યાત્મ એ મૂળભૂત શ્રદ્ધા છે. ખાસ કરીને એના પાંચ અંશ આગળ તરી આવે છે— નિરપેક્ષ નૈતિક મૂલ્યોમાં શ્રદ્ધા, પ્રાણિમાત્રની એકતા અને પવિત્રતા, જીવનની મરણોત્તર અખંડતા, કર્મ-વિપાક અને વિશ્વમાં વ્યવસ્થા અને બુદ્ધિ.

(૧) નિરપેક્ષ નૈતિક મૂલ્યોમાં શ્રદ્ધા : એક તો એ કે આખાયે જીવન માટે નિરપેક્ષ નૈતિક મૂલ્યો પર શ્રદ્ધાની ( faith in the absolute moral values ) જરૂર છે. આ પ્રકારનાં શાશ્વત નૈતિક મૂલ્યો પર આધાર રાખવામાં બધીય રીતે લાભ છે, એને તોડવામાં સર્વ પ્રકારે નુકસાન જ છે. આ શ્રદ્ધા પર ભાર એટલા માટે મૂકવામાં આવે છે કે શું આજના યુગમાં કે શું કોઈ પણ કાળમાં માનવમનને નિરપેક્ષ નીતિ કદી ગમતી નથી. આ તો એક માત્ર દાખલો જ છે કે કેટલેક ઠેકાણે હિંસાને અનિવાર્ય માનવામાં આવી હતી. એ જ રીતે બીજાં જે નૈતિક મૂલ્યો

શાશ્વત માનવામાં આવ્યાં એમાં અપવાદ રાખવાની જરૂર માણસને લાગી, અને બુદ્ધિવડે એ સિદ્ધ કરવું અશક્ય લાગ્યું કે તમે સત્યને વળગી જ રહો. ભલે તમારું ગળું દાબી દેવામાં આવતું હોય, અંતે વિજય તમારો જ છે. એટલા માટે એમાં શ્રદ્ધા રાખવાની વાત આવે છે.

( ૨ ) પ્રાણીમાત્રની એકતા અને પવિત્રતા : બીજી શ્રદ્ધા છે પ્રાણીમાત્રની એકતા અને પવિત્રતા ( unity and sanctity of life ). પ્રાણિમાત્રની એકતા અને પવિત્રતાને જીવનમાં લાવવી અશક્ય છે. જીવનને માટે આપણે કેટલાયે જીવજંતુઓનો સંહાર કરીએ છીએ, અસંખ્ય જંતુઓ આપણા હાથે મરી જાય છે અને આપણા પ્રત્યક્ષ આચરણમાં ઊંચ-નીચના ભેદને માનવામાં આવે છે. આ સાચું હોવા છતાંયે પ્રાણિમાત્ર એક છે અને પવિત્ર છે એવી શ્રદ્ધા હોવી જરૂરી છે.

( ૩ ) જીવનની મરણોત્તર અખંડતા : અધ્યાત્મ શ્રદ્ધાનો ત્રીજો વિષય એ છે કે મૃત્યુ પછી પણ જીવન છે ( continuity of life after death ). મૃત્યુથી જીવન ખંડિત થતું નથી. મૃત્યુ પછી એ કયા રૂપમાં રહેશે એ એક વિગતનો વિષય છે, પણ બુદ્ધિથી એનો નિર્ણય નહીં થઈ શકે. એના વર્ણનની વિગતમાં જઈએ તો વિચાર-ભેદ આવી શકે. પરંતુ જીવન મૃત્યુથી ખંડિત થતું નથી, મૃત્યુ પછી પણ એ રહે છે, ચાહે સ્થૂળ રૂપમાં રહે, ચાહે સૂક્ષ્મ રૂપમાં, નિરાકાર રહે કે સાકાર રૂપમાં રહે, દેહધારી બનીને રહે કે દેહ-વિહીન સ્વરૂપે રહે. આવા છ પ્રકાર-ભેદ હોઈ શકે છે અને રહેશે. પરંતુ જીવન અખંડ છે. સ્વાભાવિક છે કે આ શ્રદ્ધાનો વિષય છે. અમુક હદ સુધી બુદ્ધિ એ વિષયમાં

કામ કરશે, પણ પછી આગળ જઈ શકશે નહીં. જ્યાં બુદ્ધિ અટકશે ત્યાં શ્રદ્ધા કામ કરશે. અને આ રીતે જે મનુષ્યમાં શ્રદ્ધા નહીં હોય એ આગળનું ગ્રહણ નહીં કરી શકે. બુદ્ધિની પહોંચ હશે ત્યાં સુધી જ એ ગ્રહણ કરી શકશે.

(૪) કર્મ-વિપાક: ચોથી શ્રદ્ધા છે કર્મ-વિપાક. જીવનનો પ્રવેશ આ સૃષ્ટિમાં ક્યારે થયો, એ ખબર નથી. આ સૃષ્ટિમાં એ ક્યાં સુધી રહેશે એ પણ ખબર નથી. અને આપણે એમ માનીશું કે પહેલાં આપણે ન હતા અને મૃત્યુ પછી રહેવાના નથી તો કેટલીએ સમસ્યાઓ ઊભી થશે. પરંતુ આપણે જો એટલું જાણી લઈએ કે આપણું સ્વરૂપ અનાદિ-અનન્ત છે તો બધીયે સમસ્યાઓના ઉત્તર મળી જશે. પણ આપણે એમ માનીને બેસીએ કે આપણું સ્વરૂપ અનાદિ-અનંત નથી તો કર્મ-વિપાક, કર્મ-ફળ પણ કુંઠિત થઈ જશે. આપણો જન્મ થયો કે બચપણથી આપણાં કર્મોનો ક્ષય થવો શરૂ થઈ જશે. આગળની વાતો આપણે નહીં માનીએ તો કર્મ અને કર્મફળના નિયમનો ભંગ થઈ જશે.

ઈશ્વરની યોજના જ એવી છે, ખરાબ કામનું ફળ ખરાબ મળે છે, સારા કામનું સારું. શિક્ષણ દેવાની ઈશ્વરની આ યોજના છે. એને જ કર્મ-વિપાક કહે છે. કર્મ-વિપાક કહે છે કે 'જેવું વાવો તેવું લણો.' બાવળ વાવશો તો કેરી નહીં, બાવળ જ મળશે.

આપણે લોકોએ કર્મ-સિદ્ધાંતને સાધારણ રીતે જેવો માન્યો છે એમાં સારી એવી ગેરસમજણો રહેલી છે. મારા કર્મનું ફળ મને અવશ્ય મળશે, આ જન્મમાં નહીં તો બીજા જન્મમાં મળશે એ કર્મ-સિદ્ધાંત અટલ છે.

પરંતુ મારા કર્મનું ફળ મને જ મળશે, તમને નહીં અને તમારા કર્મનું તમને જ, મને નહીં, એવું નથી. કેટલાંક કર્મો વ્યક્તિગત હોય છે, કેટલાંક અરસપરસ મળેલાં. કોઈ કુટુમ્બમાં પાંચ માણસો હોય અને એમાંનું કોઈ એક ખોટું કામ કરે તો એનું ફળ બાકીના ચારને પણ ભોગવવું પડે છે.

હા, એક વાત સમજી લેવા જેવી છે, કે કર્મ ભોગવ્યા વિના સમાપ્ત થતું નથી. પરંતુ કાર્ય-કારણનો આ નિયમ અબાધિત રૂપે ઈશ્વરને લાગુ કરવો જોઈએ નહીં. ઈશ્વર ઇચ્છે તો કર્મની ક્ષમા આપી શકે છે. કર્મ-સિદ્ધાન્ત દંડ દેવા માટે નથી. સજા કરવી એ ઈશ્વરના પ્રેમનું જ લક્ષણ છે. એ તમને સુધારવા માંગે છે. એમાં અપવાદ હોઈ શકે છે. કાયદો ફાંસીની સજા કરે છે તો રાષ્ટ્રપતિ એને માફ પણ કરી શકે છે. આપણા દુરાચરણનું ફળ આપણને મળવું જ જોઈએ પણ ઈશ્વર કૃપા કરે તો એમાંથી છુટકારો પણ મળી શકે છે. કેટલાંક કર્મો સામૂહિક હોય છે અને એમને ભોગવવાં પણ પડે છે સામૂહિક રીતે, અને એમાંથી છુટકારો પણ મળી શકે છે.

(૫) વિશ્વમાં વ્યવસ્થા અને બુદ્ધિ : વિશ્વમાં એક વ્યવસ્થા છે, રચના છે, બુદ્ધિ છે એ છે પાંચમી શ્રદ્ધા. 'There is an order in the universe'—એટલું કહેવાથી જ ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થઈ જાય છે. પરંતુ એને 'ઈશ્વર' એવું નામ આપવાનો આગ્રહ ન ઈશ્વરનો પોતાનો છે, ન મારો. એનો અર્થ તો છે પરમેશ્વર પર શ્રદ્ધા. વ્યવસ્થા છે, એનો અર્થ એ નહીં કે તમે અને હું જે કાંઈ કરીએ છીએ, એ બધું આપણી જ

યોજનાથી કરીએ છીએ. કોઈ બીજી યોજના પણ કામ કરી રહી છે જેને આધારે આ બધું ચાલી રહ્યું છે. જેલના આંગણમાં ઘાસના એક પટ પર ઘાસને વ્યવસ્થિત કાપીને લખેલું— ૧૯૪૫— એટલે કે ૧૯૪૫ માં એ કપાશે અને પછી ત્યાં લખાશે— ૧૯૪૬. આ દૃષ્ટાંત આપીને હું સમજાવું છું કે એ ઘાસમાં જે તણખલા છે એનું પોતાનું પ્રયોજન છે, પરંતુ કુલ મળીને બધા તણખલાઓનું પ્રયોજન ૧૯૪૫ બનાવવાનું છે. એ તણખલાઓને આ વાતની ખબર નથી. તણખલા તો આવે છે ને જાય છે, પરંતુ બધાનું મળીને એક પ્રયોજન છે કે જેલમાં કઈ સાલ ચાલે છે એ દેખાડતા રહેવું. આ જ રીતે આપણે પણ પેલા તણખલા જેવા છીએ. આપણને કોઈને ખબર નથી કે આપણું શું પ્રયોજન છે. દરેક પોત-પોતાનું પ્રયોજન જ જુએ છે. પરંતુ એ સિવાય બીજું પણ કંઈક પ્રયોજન છે જેને માટે પેલા સૃષ્ટિકર્તાએ આપણને સહુને પેદા કર્યા છે. પરંતુ એટલું માનવું પૂરતું થશે અને એ પર્યાપ્ત ગણાશે કે વિશ્વમાં એક રચના છે, વ્યવસ્થા છે અને બુદ્ધ છે.

### ૩. આત્મજ્ઞાન અને વિજ્ઞાન

દુનિયામાં હવે પછી વિજ્ઞાન અને અધ્યાત્મ જ રહેશે, રાજનીતિ અને ધર્મ સમાપ્ત થઈ જશે. પક્ષનિષ્ઠ રાજનીતિ, સત્તાની રાજનીતિ અને સ્થાનિક રાજનીતિ, બધું ખતમ થઈ જશે. પરંતુ ખતમ થયા પહેલાં એ બધું બહુ કષ્ટ આપશે. પરંતુ એમણે છેવટે જવાનું જ છે, કારણ વિજ્ઞાનના પ્રકાશમાં એ ટકી શકે એમ નથી. વિજ્ઞાન દુનિયાને નજીક લાવી રહ્યું છે. બીજા

ગ્રહો સાથે સંબંધ જોડી રહ્યું છે. આ પરિસ્થિતિમાં જૂનાપુરાણા વિચારો રહી શકે એમ નથી. એક તો રાજનીતિએ વિદાય લેવાની છે, અને બીજું નાના નાના ધર્મ અને પન્થોએ જવાનું છે. વિવિધ પ્રકારની ઉપાસનાઓ જૂનીપુરાણી થઈ ગઈ છે, તે હૃદયને સંકુચિત બનાવે છે અને એક માનવીના બીજા માનવી સાથેના સંબંધો તોડી રહી છે. આ બધીયે ઉપાસનાઓ અને એને આનુષંગિક કામો નાબૂદ થવાં જોઈએ. એ પછી જ ધર્મ-સાર સમી આત્મવિદ્યા પાંગરશે. વિજ્ઞાન અને આત્મજ્ઞાન, એ બે જ રહેશે અને માનવીઓને જોડવાનું કામ કરતાં રહેશે.

આ વિજ્ઞાનના યુગમાં હવે રાજકારણમાં કોઈ તાકાત રહી નથી. માનવીના હાથમાં નવાંનવાં હાથયાર આવી ગયાં છે. એથી જો ફાટફૂટ અને વિરોધ વધારનારું રાજકારણ વધશે તો માનવીનો ખાતમો થઈ જશે. રાજનૈતિક પક્ષોવાળા આ વાત સમજી નથી શકતા એ એમની નાદાનિયત છે. અસલ વાત તો એ છે કે આજે નવાં-નવાં હથિયારોની શોધ થઈ રહી છે અને એ હથિયારો એટલાં ખતરનાક છે કે એમને લીધે જ એક દિવસ દુનિયાનો સર્વનાશ થવાની ઘડી પણ આવીને ઊભી રહેશે, જો આપણા ઝઘડાઓ અને ભેદભાવ એવાં ને એવાં વધતાં રહેશે તો. એથી સમજદાર લોકોએ પ્રયત્નશીલ બનીને સત્તાના આ રાજકારણને દૂર કરવું જોઈએ અને અરસપરસની સમજણ વડે સમસ્યાઓ હલ કરવી જોઈએ. એકબીજાને જોડનારું રાજકારણ જોઈએ. આજસુધી જે રાજકારણ ચાલ્યું તેણે જોડવા કરતાં તોડવાનું જ કામ કર્યું છે. એટલે હવે હું એ રાજકારણ શબ્દ જ છોડી દેવા માગું છું.

જ્યાં સુધી તમે અધ્યાત્મનો રસ્તો છોડીને રાજકારણને માર્ગે ચાલશો ત્યાં સુધી તમારી સમસ્યાઓના ઉકેલ આવશે નહીં. અલ્જીરિયા, કોરિયા, તિબેટ, તાઈવાન, ઇન્ડોનેશિયા, કાશ્મિર—આવી કેટલીયે સમસ્યાઓ છે. આ બધા રાજકારણે પેદા કરેલા સવાલો છે. જૂના સવાલો એવા ને એવા રહ્યા છે અને નવી ને નવી સમસ્યાઓ પેદા થઈ રહી છે. એટલે રાજકારણથી તમારી સમસ્યાઓ હલ થવાની નથી. પક્ષવાળાઓમાંથી કેટલાક લોકો મારી વાત સમજે તો છે. તેઓ અધ્યાત્મનું નામ પણ લે છે. અધ્યાત્મનું નામ બધાને ગમે છે, એમને પણ ગમતું હતું. એટલે તેઓ એને માન્ય કરતા હતા. પરંતુ કબૂલ કરવા છતાં પોતાનું ટટ્ટુ તો પુરાણા રસ્તે જ હાંકતા હતા.

આજે બધે પક્ષાપક્ષી જ ચાલી રહી છે. છાશવારે નવા ને નવા પક્ષો ઊભા થાય છે. પરંતુ રાજકીય પક્ષોથી કદીયે કામ નહીં થઈ શકે. એટલા માટે એક એવી સ્વતંત્ર જમાતની જરૂર છે જે નિષ્પક્ષ થઈને જનતાની સેવા કરે. એટલા માટે ગામેગામે હળીમળીને કામ કરનારી શક્તિ ખડી કરવાની છે. સત્તાને વિકેન્દ્રિત કરવાની છે, આપણી બધી જ તાકાત અધ્યાત્મના રસ્તે લગાડવાની છે અને ઉશ્કેરાટ પેદા કર્યા વિના અરસપરસ ચર્ચા કરીને સમસ્યાઓ હલ કરવાની છે. હું આ એક નવી વાત સમજાવી રહ્યો છું.

આ પાર્ટીવાળા લોકો પણ સારી અને સાચી ભાવનાથી સેવા કરવા ઇચ્છે છે, પણ તેઓ એ કરી શકતા નથી. કોઈ એક પક્ષવાળા સેવા કરવા નીકળે છે તો બીજા પક્ષવાળા એમની તરફ શંકા અને વહેમની

દૃષ્ટિએ જ જુએ છે. અને બીજા પક્ષવાળા સેવા કરે છે તો પેલા પક્ષવાળા શંકાની નજરે જુએ છે. અને આમ પાડેપાડા લડે અને ઝાડનો ખો નીકળે એમ જેની સેવા થવી જોઈએ એની સેવા થતી નથી. થોડીઘણી સેવા સરકાર કરે છે. પણ એનાથી લોકોની શક્તિ વધતી નથી. અને આ લોકશક્તિ પેદા નથી થતી એ એક વિચારવા જેવી વાત છે. પશ્ચિમમાંથી જે રાજ્યવ્યવસ્થા આવી એણે આપણને તોડવાનું જ કામ કર્યું છે. પહેલેથી જ આ દેશમાં ધર્મ, જાતિ, ભાષા એમ તરેહતરેહના ભેદભાવો તો હતા જ. પશ્ચિમની એ રાજ્યવ્યવસ્થાએ એને બેસુમાર વધારી દીધા છે. જુદી જુદી પાર્ટીઓ બની. ભેદાસુર મોટો થતો ગયો. એક એક પક્ષમાં મહત્ત્વાકાંક્ષી લોકો હોય છે. તેઓ પોતપોતાનાં જૂથો બનાવે છે. દરેક મંત્રી પોતપોતાનું જૂથ બનાવે છે. આમ અનેક પક્ષો, પક્ષોમાં અનેક જૂથો અને જૂથમાં પાછાં વિવિધ તડાં! પરિણામે દેશમાં શક્તિ આવતી જ નથી.

પાકિસ્તાનમાં જેવા અય્યુબખાં આવ્યા કે બધા જ રાજકીય પક્ષો ખતમ થઈ ગયા. એમની ઑફિસો પર તાળાં લાગી ગયાં! આમ એકહથ્થુ તાકાતની સામે રાજકારણનું પણ કશું ચાલતું નથી. આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જ લશ્કર જેના હાથમાં હશે એની સત્તા ચાલશે. કાલે ઊઠીને એ લશ્કર પણ ત્રો એના માથે ચડી બેસશે તો એની સત્તા પણ ખતમ થઈ જશે! જેના હાથમાં લશ્કરનો દોર રહેશે એના હાથમાં રાજ્યદારીઓ પણ રહેશે.

હવે પછી જે લોકો અધ્યાત્મના માર્ગે ચાલશે, તેઓ એમની તલવાર છીનવી લેશે. એમની પાસેથી તલવાર

છીનવી લેવા માટે એમણે પોતાના હાથમાં તલવાર પકડવી નહિ પડે. જેમના હાથમાં આજે તલવાર છે, તેમનાં દિલ અને દિમાગમાં અધ્યાત્મના માર્ગ પર ચાલનારા લોકો થાણું જમાવશે. પરિણામ એ આવશે કે જેમણે પોતાના હાથમાં તલવાર પકડી છે, તેઓ પોતે જ તે તલવાર કારખાનામાં હળ બનાવવા માટે મોકલી દેશે.

### આવતો જમાનો મારો

મારું એ સદ્ભાગ્ય છે કે મારી ભારત-યાત્રામાં મને લશ્કરના માણસોની સામે પણ બોલવાનો અવસર પ્રાપ્ત થયો છે. એનું કારણ એ છે કે હું રાજકારણથી અળગો છું. રાજકારણવાળો કોઈ હોય તો તે લશ્કર સમક્ષ બોલવા જઈ શકે નહિ. પણ મેં મારા અધ્યાત્મના વિચારો તેમની સમક્ષ પણ મૂકયા. અધ્યાત્મની વાતો તેમને પણ રુચે છે. હું નિરાશ નથી થતો. કારણ કે હું જાણું છું કે આગળનો જમાનો મારો છે, તમારો નહિ, નેતાઓનો નહિ.

આજે આ રાજકારણવાળાનું જોર ઘણું છે. પરંતુ તમે જોશો કે એક વખત એવો આવશે કે, જ્યારે જે હાથોએ અણુબોંબ બનાવ્યા, તે જ હાથો એ બોંબને છોડી દેશે અને લોકોની સેવામાં લાગશે. જેટલા લોકો રાજકારણથી દૂર રહીને અધ્યાત્મનો આશરો લેશે, શરણ લેશે, તે લોકો વિજ્ઞાનના જમાનામાં ટકી શકશે. વિજ્ઞાનના જમાનામાં અધ્યાત્મ રસ્તો બતાવશે અને વિજ્ઞાન ગતિ વધારશે.

તમે જુઓ છો કે દરેક પ્રાંતમાં નિર્માણ માટેના ખૂબ પ્રયત્નો થઈ રહ્યા છે. પરંતુ શું નવો સમાજ બની રહ્યો છે? શું જૂના દિમાગવાળા જૂના માણસોમાં કાંઈ ફરક

પડી રહ્યા છે ? શું કાંઈ નવાં મૂલ્યો સ્થપાઈ રહ્યાં છે ? જો આ બધા સવાલોના જવાબ ' નહિ ' છે અને આજે પણ જો તે જ જૂના ઝઘડા, સંકીર્ણતા, વાડાબંધી, તંગદિલી છે, તો પછી મકાન, ખેતી અને સડકોમાં ફરક થવાથી આખરે શું થશે ? આમ તો તૂફાન આવે અથવા બધું જળબંબાકાર થઈ જાય, ત્યારે પણ શું ફરક નાહ પડે ? બધું જ બદલાશે, પરંતુ દિલ અને દિમાગમાં કાંઈ ફરક નહિ થાય તો એટલું જ થશે કે પહેલાંના જમાનામાં જે ઝઘડા નાના સ્તર પર થતા હતા, તે હવે વિજ્ઞાનને કારણે મોટા સ્તર પર થશે. દિલ અને દિમાગમાં ફરક નહિ પડે ત્યાં સુધી માણસની જિંદગીમાં ક્રાંતિ નહિ આવી શકે. રશિયામાં સામ્યવાદ આવ્યો, તો શું થયું ? ઝારના હાથમાં જેટલી તાકાત હતી, એનાથી ઓછી તાકાત ક્રુશ્ચેવના હાથમાં હતી ? ઝાર ગયો અને સ્ટેલિન આવ્યો. સ્ટેલિન ગયો અને ક્રુશ્ચેવ આવ્યો. ક્રાંતિ ત્યારે થાય છે, જ્યારે પ્રેમપૂર્વક દિલ બદલાય છે.

આજે સરકાર કંઈક કામ કરે છે, પરંતુ ગામે-ગામના લોકો શું કરે છે ? શું તેઓ હળી-મળીને કામ કરવા લાગ્યા છે ? જમીનની માલિકી દૂર કરવા લાગ્યા છે ? પોતાની યોજના ઘડવા લાગ્યા છે ? જો આ બધું થતું હોય તો નવો માનવ બનશે, નહિ તો નવી દુનિયા બની જશે તો પણ નવો માનવ નહિ બને ! સરકાર તરફથી જે કામ કરવામાં આવે છે, તેનાથી દુનિયા બને છે, પરંતુ નવો માનવ નથી બનતો. નવો માનવ બનાવવાનું કામ તેઓ કરે છે, જેઓ આધ્યાત્મિક તાકાતને ઓળખે છે. આર્થિક હાલત બદલવાની વાત બહારની ચીજ છે. અંદરની ચીજ બદલવી હોય તો

આધ્યાત્મિક તાકાત જોઈએ. નવા માર્ગે ચાલીને આધ્યાત્મિક તાકાત વધારવાનો અમારો આ એક નાનકડો પ્રયત્ન થઈ રહ્યો છે.

દરેક માણસમાં તાકાત પડેલી છે. જો આપણે એ તાકાતને જોડવા ઇચ્છતા હોઈએ તો, એને જોડવાની યુક્તિ જોઈએ. જોડવાવાળી યુક્તિ રાજકારણ અથવા ધર્મ નહિ, આધ્યાત્મિક જ હોઈ શકે છે. મેં ધર્મ અને અધ્યાત્મમાં જે ફરક કર્યો છે, તે સમજવાની જરૂર છે. ધર્મ પચાસ હોઈ શકે છે, પરંતુ અધ્યાત્મ એક જ છે. ધર્મ, રાજકારણ, ભાષાઓ થોડા લોકોને એક કરે અને થોડા લોકોને જુદા કરે છે; પરંતુ અધ્યાત્મ બધા જ માનવોને એક બનાવશે.

## ૪. સામૂહિક સાધના

આજે વિજ્ઞાન આધ્યાત્મિક ચિંતન માટે ફરજ પાડી રહ્યું છે. તે કહી રહ્યું છે કે જૂના ઋષિ વ્યક્તિગત સાધના કરતા હતા, હવે તમે સામૂહિક સાધના કરો. આ વિજ્ઞાન ત્યારે તમારે માટે કલ્યાણકારી થશે, નહિ તો તમારો નાશ કરશે. વિજ્ઞાનની ભૂમિકા પર રહેનારા ઋષિ શું કરતા હતા? “હું” અને “મારું” છોડી દેતા હતા. તે વેદાંત બોલતા હતા: ‘આ ઘર મારું નથી, આ ખેતર મારું નથી, આ શરીર મારું નથી.’ એ જ રીતે હવે આપણે બધા લોકોએ કહેવું પડશે કે ‘આ ઘર, આ સંપત્તિ, આ ખેતર મારું નથી, બધાનું છે.’ વિજ્ઞાનના જમાનામાં અનિવાર્ય રીતે આ કરવું જ પડશે. તમારી સામે બે જ વિકલ્પ છે— સામૂહિક સાધના અથવા સર્વનાશ. બેમાંથી એક પસંદ

કરી લો. આધ્યામિક સાધના કરીને પૃથ્વી પર સ્વર્ગ ઉતારો અથવા તો પૃથ્વીની સાથે પોતે અથવા પોતાની સાથે પૃથ્વીને લઈને ખતમ થઈ જાઓ.

આજે આખાયે માનવ-સમાજને ભગવાન સમજીને એની પૂજાનું નાટક કરવું પડશે. પહેલાં નાટક કરીશું, તો ધીરે ધીરે એ સંપૂર્ણ રીતે સધાઈ જશે. મેં ગ્રામદાનનું નાટક શરૂ કર્યું છે. લોકો પૂછે કે ગ્રામદાની ગામના લોકોએ જમીનની માલિકી છોડી દીધી? શું તેઓ એટલા વૈરાગી બની ગયા? શું તેઓ જેટલા પ્રેમથી પોતાનાં બાળકોની દેખભાળ રાખે છે, તેટલા જ પ્રેમથી ગામનાં બધાં બાળકોની દેખભાળ રાખે છે? છેવટે એક ક્ષણમાં આ બધું શી રીતે થઈ ગયું? હું કહું છું કે એમણે ગ્રામદાન આપ્યું એટલે કે એક નાટક કર્યું છે. વિજ્ઞાનનું કહેવું છે કે આ નાટક આ જમાના માટે બહુ જરૂરી છે. ધીમે ધીમે આ નાટકને એ જ વિજ્ઞાન યથાર્થ બનાવશે, વહેવારમાં લાવી દેશે.

### બ્રહ્મ-વિદ્યા સર્વ-સુલભ હો

શ્રી રામાનુજાચાર્યની વાત બધા જાણતા હશે. એમણે પોતાના ગુરુના મંત્રને જગજાહેર કરવા માટે પોતે નરક ભોગવવાનું સ્વીકાર્યું અને આખાયે દેશમાં ફરીને એનો જાહેર ઉપદેશ આપ્યો. તે વખતે આપણે ત્યાં બ્રહ્મવિદ્યા ખાનગી રાખવાની માન્યતા પ્રચલિત હતી. તે ખોટી હતી, એમ હું નથી કહેતો. એમાં પણ કંઈક તથ્ય હતું. બ્રહ્મવિદ્યા બજારમાં વેચવા માટે લાવવામાં આવે તો એનું કાંઈ મૂલ્ય નહિ રહેશે, એટલા માટે એને ગુપ્ત રાખવામાં જ મીઠાશ છે. પરંતુ એને પ્રગટ કરવાની

મીઠાશ પણ નિરાળી જ છે. મહારાષ્ટ્રમાં જ્ઞાનદેવે મહાન પરાક્રમ કર્યું, રામાનુજ અને ચૈતન્યે દેશભરમાં કર્યું. તેઓ જ્યાં જ્યાં ગયા, જ્ઞાન વહેંચતા જ ગયા. સ્ત્રીઓ, નાનાં બાળકો, અને સાધારણ લોકો બધાને જ જ્ઞાન વહેંચતા ગયા. એટલા માટે સામાન્ય જનતામાં એવી ભાવના છે કે ચૈતન્ય ભગવાન કૃષ્ણના અવતાર છે, કેમકે એમનામાં પ્રેમ સાકાર ઊતરી આવ્યો હતો. હું એમ કહેવા માગું છું કે આ જે પ્રેમનો ધર્મ સંતોએ આપણને શીખવ્યો, આપણે હવે એને જ આગળ વધારવો છે. તે જમાનામાં એ જે મર્યાદાઓથી બંધાયેલો હતો, તે આજે રહી નથી. એટલા માટે આજે આપણે એ કદમ આગળ વધી શકીશું, સંતોએ શીખવેલા જ્ઞાનને ઓળખીશું, એને નવું રૂપ આપીશું અને આખી દુનિયા સમક્ષ રાખીશું. આ ઇચ્છા આ યુગને અનુરૂપ જ છે. હવે વૈદિક ધર્મને નવું રૂપ પ્રાપ્ત થવાનું છે.

### ભક્તિનું સર્વોદયમાં રૂપાંતર

હવે ભક્તિનું રૂપાંતર સર્વોદયમાં થશે. 'સમઃ સર્વેષુ ભૂતેષુ' આ ભક્તિને હવે 'પરાભક્તિ' રાખવી નથી, 'સામાન્યાભક્તિ' બનાવવી છે. પહેલાં કોઈ એકને જ સમાધિમાં એવો અનુભવ થતો હતો કે 'ભૂતમાત્ર મારા મિત્ર સમાન છે, બધા ભેદ મિથ્યા છે, એ દૂર થવા જોઈએ'. પરંતુ આ જ અનુભવ બધાને થવો જોઈએ. બીજા શબ્દોમાં, આજે સામાજિક સમાધિ સધાવી જોઈએ.

પરમાત્મા ખૂબ મોટી વાત મારા મુખેથી કહેવડાવી રહ્યો છે. બંગાળની યાત્રામાં હું એક એવી જગ્યાએ પહોંચ્યો હતો, જ્યાં રામકૃષ્ણ પરમહંસને પહેલી સમાધિ

લાગી હતી. તળાવને કિનારે એ જ જગ્યાએ બેસીને મેં કહ્યું હતું કે રામકૃષ્ણને જે સમાધિ લાગી હતી, તેને હવે આપણે સામાજિક બનાવવી જોઈએ.

વાસ્તવમાં મોક્ષ એકલાએ મેળવવાની વસ્તુ નથી. જે માને છે કે મોક્ષ એકલાએ મેળવવાની વસ્તુ છે, તેના હાથમાંથી તે સરકી જાય છે. "હું" આવતાં જ "મોક્ષ" ગાયબ થઈ જાય છે. "મારો મોક્ષ" એ વાક્ય જ નકામું છે, ખોટું છે. "મારું" મટી જવાથી જ મોક્ષ મળે છે. આ વિષય આપણા સૌને માટે ચિંતન અને આચરણ કરવા માટે પણ છે. મુખ્ય વાત એ ધ્યાનમાં રાખવી જોઈએ કે હવેથી આપણે આપણું જીવન બદલવું પડશે. આ ધ્યાનમાં રાખીને જીવનના આર્થિક, સામાજિક વગેરે વિવિધ ભેદોને આપણે નષ્ટ કરી દઈએ.

મધ્યયુગમાં તુલસી, ચૈતન્ય, શંકરદેવ, તુકારામ વગેરે ભક્તિમાર્ગી લોકોએ મુક્તિની કલ્પનામાં સંશોધન કર્યું. એમણે માન્યું કે દેહ-મુક્તિ જ કોઈ મુક્તિ નથી, અહંકાર-મુક્તિ જ મુક્તિ છે.

આ વાત બધા ભક્તોએ ઉપાડી લીધી અને કહ્યું કે અમે જનતાની સેવા કરીશું, અમે ભક્તિનો પ્રચાર કરીશું. આ જ ભાષા રામકૃષ્ણના શિષ્યોએ આગળ ચલાવી. आत्मनो हिताय जगतः सुखाय च। પોતાના આત્માના હિત માટે અને જનતાના સુખ માટે, આ બે શબ્દ ધ્યાનમાં રાખવા જેવા છે. એમણે પોતાના સુખની વાત નહિ કરી. પોતાનું હિત અને જગતના સુખની વાત કરી છે.

### હિત અને સુખનો વિવેક

આમાં એક દ્વૈત રહી જાય છે કે આપણે આપણા હિતનો વિચાર કરવાની સાથે જનતાના સુખનો પણ વિચાર કરીશું. જો આપણા હિતનો વિચાર કરીશું તો જનતાના હિતનો વિચાર કેમ નહિ કરીએ ? એટલા માટે કે કોઈની ઇચ્છા વિરુદ્ધ આપણે તેમની પર હિત લાદી શકીએ નહિ. હું જો વૈરાગ્યને સારો માનતો હોઉં, તો હું મારા માટે સાધના કરું, પરંતુ બીજો દુઃખ-મુક્તિ ઇચ્છતો હોય, તો તેમાં મારે મદદ કરવી જોઈએ. આ સાધકની મર્યાદા છે. તે પોતાનું હિત વિચારશે, પરંતુ દુનિયાના સુખની ચિંતા કરશે. ભક્તોએ કહ્યું કે અમે મુક્તિ છોડીને ભક્તિ કરવા લાગીશું, જનતાને એ જ શીખવીશું અને જનતા માટે જીવીશું. આ લોકો કહે છે કે અમે આત્મનો હિતાયની પ્રવૃત્તિ કરીશું, જેમાં જગતના સુખની કલ્પના હશે.

એક વાર મુક્તિ છોડીને ભક્તિમાં આવી ગયા અને પછી જનતાભિમુખ થઈ ગયા. એટલે હવે જનતા પર ભક્તિ લાદ્યા વિના એની સેવા કરવા ઇચ્છીએ છીએ, એના દુઃખ-નિવારણ માટે હોસ્પીટલ વગેરે ચલાવીએ છીએ. એમણે મુક્તિનો ખ્યાલ છોડયો નથી, પરંતુ આત્મનો હિતાય ભક્તિ માની અને લોકોના સુખ માટે સેવા સ્વીકારી.

### સામાજિક સમાધિ

આજે આપણે જે ભક્તિની ચર્ચા કરી રહ્યા છીએ, તેમાં દ્વૈત નથી, જનતાનું સુખ અને આપણું હિત એવો ભેદ નથી. આપણે આપણા માટે જે સમાધિ ઇચ્છીએ

છીએ, તે જ સમાધિ જનતાને પણ પ્રાપ્ત થવી જોઈએ. એટલા માટે મેં એક વિલક્ષણ શબ્દનો પ્રયોગ કર્યો છે— 'સામાજિક સમાધિ'.

આ સામાજિક સમાધિ શું છે? જ્યાં સુધી માણસ પોતાના ચિત્તમાં ફસાયેલો રહે છે, ત્યાં સુધી તે બીજાને પોતાનાથી અલગ જ રાખે છે, કારણકે દરેકનું પોતપોતાનું ચિત્ત છે. દુનિયામાં ત્રણસો કરોડ ચિત્ત છે. જો આપણે આ ચિત્તની ભૂમિકા પર કામ કરીશું (પછી તે સમાજના હિતનો વિચાર હોય કે પોતાના ચિત્તનો) તો તે એકંદરે મનનો વિચાર, વાસનાઓનો વિચાર હશે. જ્યાં સુધી આપણે આ ભૂમિકા પર કામ કરીશું ત્યાં સુધી મનુષ્યનું સમાધાન નહિ થાય.

હવે આવનારો યુગ વિજ્ઞાનનો છે. ઉપનિષદોએ સમજાવ્યું છે: अन्नं ब्रह्मेति व्यजानात्, प्राणो ब्रह्मेति व्यजानात्, मनो ब्रह्मेति व्यजानात्,। અને ત્યાર પછી કહ્યું છે: विज्ञानं ब्रह्मेति व्यजानात्। આમાં ઉપનિષદોએ એક ઇતિહાસ બતાવ્યો છે. પહેલાં અન્ન બ્રહ્મ હતું, પછી પ્રાણ બ્રહ્મ હતો, તેના પછી મન બ્રહ્મ હતું. એનાથી પણ આગળ વિજ્ઞાન બ્રહ્મ હશે. વિજ્ઞાન-યુગમાં વ્યક્તિગત અથવા સામાજિક મનનો વિચાર નહિ થાય. એમાં મનનો છેદ ઊડી જશે. લોકો જો મનની ભૂમિકામાં વિચારતા રહેશે, તો મનની સાથે મનની ટક્કર થશે અને અન્યોન્ય વિરોધ થશે; પછી તે મન જોઈએ તો જાતિનું હોય, ભાષાનું હોય, ઉપાસના-પંથોનું હોય, ધર્મનું હોય કે રાષ્ટ્રનું હોય. જ્યાં સુધી આપણે મનની ભૂમિકાથી ઉપર નહિ ઊઠીએ ત્યાં સુધી વિજ્ઞાનને લાયક નહિ બની શકીએ.

ઉપનિષદે સમાજનો ઐતિહાસિક વિકાસક્રમ બતાવતાં એ જ કહ્યું છે કે આરંભમાં આખો માનવવિકાસ અન્નમય ભૂમિકામાં રહ્યો. પછી પ્રાણમય ભૂમિકામાં આવ્યો. જાનવરોથી પોતાનું રક્ષણ કરવાનું હતું, એટલે પ્રાણમય ભૂમિકામાં આવવું પડયું હતું અને પછી સમાજ માનસિક ભૂમિકામાં આવી ગયો. હવે એના પછી વિજ્ઞાનની ભૂમિકામાં આવી રહ્યો છે.

આજે મનુષ્ય સમક્ષ પ્રશ્ન છે કે તે સમત્વ-બુદ્ધિથી વિચારશે કે નહિ. હવે આપણે મન પ્રમાણે વિચાર્યા કરીએ તે નહિ ચાલશે. હવે એમ ગાઈ નહિ શકીએ કે सारे जहांसे अच्छा हिन्दोस्तां हमारा આખી દુનિયામાં આપણને ભારત સારું લાગે છે, કારણ કે તે આપણું છે— આવા બધાં નાનાં અભિમાન હવે આપણે છોડવાં પડશે. દવા ગમે તેટલી કડવી કેમ ન લાગે, તો પણ એને લેવી જ પડશે; કારણ કે એ વિજ્ઞાન છે. સમાધિનો અર્થ છે સમત્વયુક્ત ચિત્ત. જે ચિત્તમાં વિકારનો સ્પર્શ નથી, અહંતા-મમતા નથી, સંકુચિત ભાવ નથી, એ રીતનું જે વિજ્ઞાનમય ચિત્ત હશે, એનું નામ છે, 'સમાધિ'. આખો સમાજ એવી સમાધિ મેળવે અથવા નષ્ટ થઈ જાય, એવો સવાલ આજે વિજ્ઞાને ઊભો કર્યો છે.

ઈશ્વરની અનુભૂતિ આ દેહમાં, આ બુદ્ધિદ્વારા પૂરેપૂરી થઈ જશે, એ ખ્યાલ જ એક ભ્રાંતિ છે. એના એક અંશની અનુભૂતિ તમને થશે. એનાથી તમને સમાધાન થશે, તમારું કામ પણ થશે.

ઈશ્વરની પૂર્ણ અનુભૂતિ ઈશ્વરને જ છે. બીજા ધર્મોના અનુભવનો પણ લાભ લેવો જોઈએ. એનાથી અપૂર્ણ પૂર્ણ

થશે. વિચારવું જોઈએ કે ઇશ્વરી જ્ઞાનનો એક અંશ ઇસ્લામમાં આવી ગયો. ખૂબ સારો અંશ છે, પરંતુ એક બીજો પણ અંશ છે, જે હિન્દુ ધર્મમાં પડયો છે. એક ત્રીજો પણ છે, જે ખ્રિસ્તી ધર્મમાં પડયો છે. અને બીજા એકેએક ધર્મમાં પણ જુદા-જુદા અનુભવ છે. એટલે દરેક ધર્મના જ્ઞાન-અંશનો લાભ લેવો પડશે.

### સામ્યયોગ : પહેલાં શિખર, હવે પાયો

વિજ્ઞાનયુગમાં સામ્યયોગ પણ ફક્ત સમાધિમાં અનુભવ કરવાની ચીજ નથી રહી, પરંતુ આખા સમાજમાં અનુભવ કરવાની વાત બની ગઈ છે. સામ્યયોગ પહેલાં "શિખર" હતો પણ હવે "પાયો" બની ગયો છે. હવે આપણે સામ્યયોગના આધાર પર પોતાનું જીવન ઊભું કરવું પડશે. વિજ્ઞાનયુગની આજ માગ અને આવશ્યકતા છે. એટલા માટે જ આજે આપણા જેવા સામાન્ય લોકોને પણ આવાં કામ કરવાની પ્રેરણા થઈ રહી છે.

## ૫. સમન્વય

### (ક) સમન્વયની શક્તિ

ભારતની પોતાની એક સભ્યતા છે. એની પાછળ હજારો વર્ષોનો ઇતિહાસ છે. વેદ, ઉપનિષદ, ગીતા, ગુરુ-વાણી વગેરે મારફત અહીં એક સદ્‌વિચારની અખંડ પરંપરા ચાલુ રહી છે. એણે અહીંની હવામાં એકતાની ભાવના પેદા કરી છે. આપણે એ જ વિચારોમાંથી સધિયારો લઈને આજે પણ ગાઈએ છીએ : ना कोओी वैरी, नाहीं बिगाना सकल संगी हमको बनि आओी। ભલે લોકો અહીં લડતા રહે, પરંતુ બધાના દિલમાં એકતાની ઝંખના છે. ગુરુ નાનકે એ જ વાત કરી છે :

आईं पंथी सकल समाजी । આવો, આ પંથમાં આવી જાઓ. આપણે બધા એક જ સમાજનાં છીએ.

તૂટેલાં દિલોને જોડવાની પ્રક્રિયા હિંદુસ્તાનમાં બરાબર ચાલુ છે. મેં ભૂદાન-ગ્રામદાન પણ એટલા માટે ચલાવ્યું છે કે લોકોનાં તૂટેલાં દિલ જોડાઈ જાય. દિલ તૂટવાનાં કેટલાયે કારણો હોય છે. ધાર્મિક ઝઘડાઓથી, ભાષાકીય ઝઘડાઓથી અને જાતિઓના ઝઘડાઓથી પણ દિલ તૂટે છે. આર્થિક મુશ્કેલી આવવાથી પણ જોડાયેલાં દિલ હમેશને માટે જુદા થઈ જાય છે. એટલા માટે આ બધાં કારણોને દૂર કરવા હું ઇચ્છું છું કે આજનાં ગામડાંમાં ગ્રામ-સ્વરાજ્યની સ્થાપના થઈ જાય. ગ્રામ-સ્વરાજ્ય દિલ જોડવાની એક યુક્તિ છે.

### ત્રણ તાકાત

મેં જાહેરમાં કહ્યું છે કે માણસને જે તાકાત મદદ રૂપ થઈ શકે છે, તેમાં સૌથી મોટી તાકાત છે: વિશ્વાસ. જો તમે ઇચ્છતા હો કે સર્વત્ર શાંતિ થાય, સુખ થાય, સમૃદ્ધિ વધે, કયાંય કોઈને કષ્ટ ન પડે, કયારેય કોઈએ હેરાન ન થવું પડે તો વેદાંત (આત્મજ્ઞાન), વિજ્ઞાન, અને વિશ્વાસ, એ ત્રણેયને અપનાવવાની જરૂર છે. બાબાની પાસે એ જ જાદુ છે કે તે બધા પર વિશ્વાસ રાખે છે. જે રીતે હિંસામાં શસ્ત્ર તીવ્રથી તીવ્રતમ થઈ જાય છે, એ રીતે અહિંસામાં સૌમ્યથી સૌમ્યતમ હોય છે. સર્વોદયની પદ્ધતિમાં બીજા પર વિશ્વાસ રાખવો, એ જ બહુ મોટું શસ્ત્ર છે.

વિશ્વાસ આ દુનિયામાં સૌથી અદ્‌ભુત જાદુ છે. વિશ્વાસ પર જ આ આખી દુનિયા ઊભી છે. જો વિશ્વાસની

શક્તિ નહિ રહે, તો માનવજાતિ એક-બીજા સાથે લડી-લડીને સમાપ્ત થઈ જશે. એક ચોરને પણ પોતાના સાથી ચોર પર વિશ્વાસ રાખવો પડે છે. જો આપણે આ વિશ્વાસ પર વિશ્વાસ રાખીને એની શક્તિને ઓળખી શકીએ અને તે પ્રમાણે વર્તી શકીએ, તો દુનિયાભરના ઝઘડા દૂર થતાં વાર નહિ લાગે. આજની દુનિયાના ઝઘડાઓનું સૌથી મોટું કારણ અવિશ્વાસ છે. આપણે આજ અવિશ્વાસ મિટાવવો છે. આપણે એક પથ્થર લઈએ છીએ અને મંત્ર બોલીને એને ભગવાન બનાવી દઈએ છીએ. ભગવાને આપણને બનાવ્યા, પરંતુ આપણે ભાવનાથી અભિષિક્ત કરીને પથ્થરને જ ભગવાન બનાવી દઈએ છીએ. બાળક મા પર વિશ્વાસ રાખે છે, એટલે મા બાળકનું ખૂન કરી શકતી નથી. વિશ્વાસ આ જમાનાની શક્તિ છે. લોકો મારા શબ્દો પર વિશ્વાસ રાખે છે. નહિ તો એમની પાસે એવી કઈ સાબિતી છે કે હું જૂઠું નથી બોલતો. પરંતુ લોકોનો મારા પર વિશ્વાસ છે કે હું જૂઠું નથી બોલતો અને હું પણ એમના પર વિશ્વાસ રાખું છું. વિશ્વાસ જ મારો, જાદુ છે. એની શક્તિ મહાન છે.

### વિશ્વાસ-શક્તિ

ત્રીજી શક્તિ વિશ્વાસ-શક્તિ છે. વિજ્ઞાન-યુગમાં રાજકીય, સામાજિક યોજનાઓ અને સમાજ-શાસ્ત્રમાં એની બહુ જરૂર છે. આપણામાં જેટલી વિશ્વાસ-શક્તિ હશે, એટલા આપણે આ યુગને લાયક બનીશું. પરંતુ હમણાંના દિવસોમાં ખૂબ જ અવિશ્વાસ દેખાય છે, ખાસ કરીને રાજકીય, ધાર્મિક અને પંથોના ક્ષેત્રોમાં. આ જૂનું ચાલતું

આવ્યું છે. તો પણ હવે તે ટકવાનું નથી. આપણે ટકાવવા માગીશું તોયે ટકશે નહિ. રાજનીતિમાં અવિશ્વાસને એક બળ માનવામાં આવે છે. એને "સાવધાનતા"નું લક્ષણ માનવામાં આવે છે. પરંતુ હું માનું છું કે જે ક્ષણે મનમાં જરા પણ અવિશ્વાસ પેદા થયો તે ક્ષણ આપણા માટે અસાવધાનતાની છે. પૂર્ણ વિશ્વાસ વગર રાજનીતિ સુધરી નહિ શકે. રાષ્ટ્રોમાં ઝઘડા વધશે, પાંથિક ઝઘડા વધશે અને વિજ્ઞાન-યુગમાં એનું પરિણામ ખૂબ ખતરનાક હશે.

એટલા માટે વેદાંત અને વિજ્ઞાન સાથે મેં વિશ્વાસને પણ જોડી દીધો છે. હું આજકાલ આ જ ત્રણે તત્ત્વોની ઉપાસના કરું છું. મેં સંસ્કૃતમાં એક શ્લોક બનાવ્યો છે, જે આ દિવસોમાં મારા જપનો મંત્ર બની ગયો છે. તે આ પ્રમાણે છે:

> वेदान्तो विज्ञानं विश्वासश्चेति शक्तयस्तिस्रः।
> यासां स्थैर्ये नित्यं शान्तिसमृद्धी भविष्यतो जगति॥

એટલે કે વેદાંત, વિજ્ઞાન અને વિશ્વાસ આ ત્રણ શક્તિઓ છે. આ ત્રણેના સ્થૈર્યથી દુનિયામાં શાંતિ અને સમૃદ્ધિ થશે. આજે દુનિયાને શાંતિ અને સમૃદ્ધિની જરૂર છે. તે વેદાંત, વિજ્ઞાન અને વિશ્વાસથી જ આવી શકશે.

"વેદાંત" એટલે વેદનો અંત, વેદનો ખાત્મો. વેદ એટલે બધા પ્રકારના કાલ્પનિક ધર્મો. દુનિયામાં જેટલા ધર્મ છે, એ બધાનો અંત જ "વેદાંત" છે. એટલે એમાં ઇસ્લામાન્ત જૈનાન્ત, બૌદ્ધાન્ત, શીખાન્ત, ખ્રિસ્તાન્ત, એ બધાનો અંત આવી જાય છે. સત્યની શોધ, સત્યની પિછાણ, અને સત્યને માનવું એ જ "વેદાંત"

છે. "વિજ્ઞાન" એટલે સૃષ્ટિ-તત્ત્વની શોધ. જો આપણું શારીરિક જીવન એને અનુકૂળ બને, તો સંપૂર્ણ સ્વાસ્થ્યની પ્રાપ્તિ થશે. જ્યાં સુધી આ નહિ થાય, ત્યાં સુધી સૃષ્ટિ-વિજ્ઞાન-તત્ત્વનું ચિંતન કરીને તે મુજબ આપણે આપણું જીવન નહિ બનાવી શકીએ. એટલે વિજ્ઞાન અને પરસ્પર વિશ્વાસ હોવો જોઈએ.

## ( ખ ) સમન્વયની યોજના

હિન્દુસ્તાનમાં આઝાદી પછી જે કાંઈ આપણે નાનાં-મોટાં કામ કર્યાં, તેની અસર કાંઈક ને કાંઈક દુનિયા પર થઈ તો ખરી જ. આપણે કોઈ જૂથમાં સામેલ નથી થતા, પોતાની સ્વતંત્ર હસ્તી અને વિચાર રાખીએ છીએ, એની કદર આખી દુનિયા કરે છે.

ભારતમાં ભૂદાન-ગ્રામદાનનું જે કામ ચાલે છે, એનાથી પણ દુનિયાના લોકોને લાગે છે કે આ કામમાં પણ કોઈક એવી ચીજ છે, જેનાથી દેશ-દુનિયાની આજની સમસ્યાઓનો ઉકેલ લાવવાનો માર્ગ ખૂલી જશે. એટલા માટે મારી યાત્રામાં વચ્ચે-વચ્ચે યુરોપ, અમેરિકા, એશિયા વગેરે દેશોના કેટલાયે લોકો આવે છે. તેઓ મારી સાથે ફરે છે, પોત-પોતાના દેશમાં જઈને ગ્રંથો તેમ જ લેખો લખે છે અને આશા રાખે છે કે દુનિયામાં શાંતિ સ્થાપવા માટે આમાંથી કાંઈક તથ્ય જરૂર નીકળશે.

હવે દુનિયા અને આપણી વચ્ચે કોઈ પડદો રહ્યો નથી. અહીંનાં સારાં કામ દુનિયામાં ફેલાશે અને દુનિયા પર એની અસર થશે. ખરાબ કામની પણ દુનિયા પર અસર થશે. હવે આપણા સારાં-નરસાં કામ મર્યાદિત નહિ રહી

શકે, પરંતુ દુનિયાના બજારમાં હાજર કરવામાં આવશે. એટલે આપણે પગલે-પગલે વિચાર કરીએ અને એવું કામ કરીએ કે જેનાથી બીજાને ખબર પડે કે ભારતની શક્તિ એક કામમાં જોડાઈ ગઈ છે. અહીંના લગભગ ૩૭ કરોડ લોકોની જમાત પોતાના દેશનો વૈભવ વધારવા અને આખી દુનિયાની સેવા કરવા માટે, શાંતિ અને સ્વતંત્રતાની સ્થાપના માટે અગ્રેસર થઈ રહી છે.

મહારાજા અશોકે પોતાના જમાનામાં ભગવાન બુદ્ધનું ધર્મ-ચક્ર-પ્રવર્તનનું કામ હાથમાં લીધું. તે તો મર્યાદિત રહ્યું, કારણ કે તે જમાનામાં વિજ્ઞાન હતું નહિ. પરંતુ વિજ્ઞાને આજે પ્રચારનો દરવાજો ખોલી નાખ્યો છે. વિચારનો સંચાર તરત જ દુનિયામાં થઈ જાય છે. એટલે કહેવું પડે છે કે અશોકના જમાનામાં પણ જે મોકો હિંદુસ્તાનને ન મળ્યો, એ આજે મળ્યો છે. તેથી તમે એવું કોઈ નક્કર પગલું ભરો જેથી દુનિયાને માર્ગદર્શન મળે.

### વિશ્વ નાગરિકતા

પહેલાં કન્યાકુમારીમાં સમુદ્રને કાંઠે બેસીને મેં પ્રતિજ્ઞા કરી હતી કે 'જ્યાં સુધી ભારતમાં ગ્રામસ્વરાજ્યની સ્થાપના નહીં થાય, ત્યાં સુધી હું પગવાળીને બેસીશ નહીં.' આ જ પ્રતિજ્ઞા મેં પીરપંચાલના હિમશિખર પર ધ્યાન ધરીને દોહરાવી હતી. વિચાર હવામાનમાં ફેલાઈ ગયો છે. હિંદુસ્તાને ગ્રામસ્વરાજ્યની દિશામાં જવું પડશે, અને એ જશે. રાજ્યો તરફથી આજે પ્રયત્ન થઈ રહ્યો છે કે ગામોને અધિકાર મળે પણ એ પ્રયત્નોમાં ઘણી ઢીલાશ છે. એમાં ઊણપો ઘણી છે પણ દિશા સાચી છે. એ આખો વિચાર સુધારવો પડશે, પછી દેશ આખામાં

એક હવા બની જશે. પછી ગ્રામદાન, ભૂદાન, સર્વોદય, ગ્રામસ્વરાજ્ય વગેરે વિચાર ગામેગામે પહોંચાડવામાં આવશે અને હિંદુસ્તાનમાં ગ્રામસ્વરાજ્ય થશે એમાં કોઈ શક નથી. આમાં આપણે આપણો વધારેમાં વધારે પુરુષાર્થ જેટલો ખર્ચી શકીએ તેટલો ખરચતા રહેવાનો નિરંતર પ્રયત્ન કરીએ.

આ બધા કામનો પાયો આધ્યાત્મિક અને નૈતિક છે. આધ્યાત્મિક અને નૈતિક મૂલ્યોની સ્થાપના કર્યા વિના સર્વોદય વિચાર પ્રતિષ્ઠિત નહીં બને. આમ તો ચિંતન કરનારા પહેલાંના ઋષિઓ આ મૂલ્યોમાં માનતા હતા. પણ સમાજે એને માન્યતા નહોતી આપી. આપણે એ મૂલ્યોની સ્થાપના કરવા માગીએ છીએ. એમાં જેટલો હૃદય-પ્રવેશ અને હૃદય-પરિચય કરી શકીશું તેટલો કરીશું. હૃદય-પ્રવેશની એક પ્રક્રિયા હોય છે જેનું આપણને જ્ઞાન છે. તો પણ તે કેટલી સધાશે તે આપણે નથી કહી શકતા. પ્રક્રિયા એ છે કે નિજ દેહ-બંધન ઢીલું પડે. આપણે દેહના બંધનમાં જકડાયેલા છીએ. એ ઢીલું પડ્યા વગર હૃદય-પ્રવેશ અશક્ય છે. આપણા પ્રયત્નો એ રહેશે કે એ બંધન જેમાં આ શરીરની સાથે જીવાત્મા જકડાયેલો છે, એ છૂટે, ઢીલો પડે. આપણે આ પ્રયત્નો કરતા રહીશું તો સહેજે જ બહારની ઘણી બધી ચીજોને આપણે છોડી શકીશું. હવે, આપણે સ્થૂળ વિચાર લોકો પર છોડીશું. અને મૂળભૂત પાયાનો વિચાર જ મૂકતા જઈશું. બાકી જે કરવું છે, તે લોકો જ કરશે. આપણે માત્ર સમજાવી દઈશું, એનાથી વધારે કાંઈ નહીં કરીએ. એનાથી જ દેશની તાકાત બનશે.

હવે તો આ બાજુ વિશ્વ રહેશે અને પેલી બાજુ માણસ. વચ્ચેની બધી કડીઓ ઢીલી પડવાની છે. એક ગામને સમૂહ માનીને માણસ એમાં પોતાનું બધું જ કાંઈ સમર્પણ કરશે. સમાજને બધું દાન આપશે પણ એનો પોતાનો વિચાર સ્વતંત્ર રહેશે. સ્વતંત્ર માનવ અને વિશ્વ, આ બંનેની વચ્ચે જકડનારી કોઈ કડી વિજ્ઞાન સહન નહીં કરે. આજ સુધી જાતિઓએ, વિધિ-નિષેધોએ માણસને બહિષ્કાર વગેરેથી જકડી રાખ્યો હતો. અનેક ધર્મ-પંથોએ માણસને વિવિધ ઉપાસનાઓમાં જકડી રાખ્યો હતો. અનેક પુસ્તકોએ પોતાનો ભાર માથે નાખી માનવને જકડી રાખ્યો હતો.

### અધ્યાત્મ-વિદ્યા અને વિજ્ઞાનની એકવાકયતા

અધ્યાત્મ-વિદ્યા આ બધાની વિરુદ્ધ પહેલેથી જ ઊભી હતી. પણ હવે વિજ્ઞાન પણ આની વિરુદ્ધ બોલી રહ્યું છે. જાતિ, ધર્મ, પંથ, રાષ્ટ્ર— આ બધા કાલ્પનિક ભેદો છોડો, એ વાત વેદાન્ત પહેલેથી જ કહેતું આવ્યું છે. થોડાક લોકો એને સાંભળતા હતા અને ઘણા ઓછા લોકોના મગજમાં આ વાત પેસતી હતી. હવે આ વિચાર ખૂબ દૂરના નથી રહ્યા. આના વિના આપણું ચાલી જશે, આપણા જીવન માટે એની જરૂરત નથી, એવી પરિસ્થિતિ હવે નથી રહી. અત્યાર સુધી આપણે આ વિચારોને ઊંચે અભરાઈએ ચઢાવી રાખતા હતા, પણ હવે જાતિ, પન્થ, રાષ્ટ્ર વગેરે ભેદોને છોડવાની એ જ વાત વિજ્ઞાન બોલી રહ્યું છે. આ રીતે એક બાજુથી વિજ્ઞાન અને બીજી બાજુથી વેદાંત, બ્રહ્મ-વિદ્યા બન્ને એક જ વાત કહી રહ્યાં છે અને એ ભેદો પર પ્રહાર કરી રહ્યાં છે. આથી સમજવું જોઈએ કે

રાજદ્વારી અને ધાર્મિક લોકોએ અત્યાર સુધી જે પોતાના વાડા બનાવ્યા છે એ અત્યારે છેલ્લો શ્વાસ લઈ રહ્યા છે. હવે પછી એમણે ખતમ થવાનું છે.

આપણે પણ અણુશસ્ત્રની વિરુદ્ધમાં છીએ. પણ આપણે કહ્યું છે કે અમને વિશ્વ-યુદ્ધનો કોઈ ભય નથી. આપણે વિશ્વયુદ્ધને કહીએ છીએ કે તું આવવા માગતું હોય તો જલદી આવી જા. મને તારો ડર નથી. મને તો ડર આ નાનાં નાનાં શસ્ત્રાસ્ત્રોનો છે, લાકડી, કિરપાણ, બંદૂક, તલવાર— આ બધાં ભયાનક શસ્ત્રો છે. એ ખતમ થવાં જોઈએ. એમને કારણે જ દુનિયામાં અશાંતિ અને ભય પેદા થાય છે. વિશ્વ-યુદ્ધ માણસ નથી લાવતો. એ તો દૈવી હોય છે. જ્યારે પરમેશ્વર ઇચ્છે છે કે સંહાર થાય ત્યારે એ માણસને પ્રેરણા આપે છે.

આ હાલતમાં મારા જેવાની શી મજાલ કે હું અહિંસાની વાત કરું! આપણે વિશ્વ-યુદ્ધથી ડરતા નથી. આપણે સમજીએ છીએ કે એ અહિંસાની તદ્દન નજીક છે. જેવી રીતે વર્તુળના બે છેડા તદ્દન નજીક હોય છે તેવી જ રીતે વિશ્વ-યુદ્ધ અને અહિંસા પણ તદ્દન નજીક છે. આ સમજવાની જરૂર છે. વિશ્વ-યુદ્ધ ખતમ થયા પછી અહિંસાને જ સ્થાન મળવાનું છે.

આપણું પહેલું કર્તવ્ય શું છે? એક દિવસ પવનારમાં આઝાદ-હિંદ-સેનાના એક ભાઈ મને મળવા આવ્યા હતા. આવતા વેંત એમણે ‘જય હિંદ’ કર્યા. મેં જવાબ આપ્યો, ‘જય હિંદ, જય દુનિયા, જય હરિ.’ આ રીતે મેં સૂચિત કર્યું કે ‘જય હિંદ’ થી પણ ખતરો થઈ શકે છે, તેથી ‘જય દુનિયા’ કહેવું જોઈએ. અને છેલ્લે પરમેશ્વરનું નામ

તો હોવું જ જોઈએ. આપણે વિચારવું છે કે સર્વપ્રથમ આપણે કોણ છીએ? સર્વપ્રથમ માનવ, પછી ભારતીય અને એના પછી પ્રાંતીય, એના પછી કુટુંબવાળા, અને એના પછી દેહગત.

### મૂલ્ય-પરિવર્તનનો અમોઘ મંત્ર

આ શિક્ષણ-શાસ્ત્રનો વિષય છે. પહેલાં જ્યારે હું આશ્રમમાં શિક્ષકનું કામ કરતો હતો, ત્યારે રહેતો હતો વર્ધા જિલ્લામાં જ, પણ બાળકો સાથે વર્ધા જિલ્લાની યા મહારાષ્ટ્રની જ વાતો નહોતો કરતો, બલ્કે એમ જ કહેતો હતો કે આપણે આ જગતના નિવાસી છીએ, વિશ્વ-નાગરિક છીએ. આ જગત કેટલું લાંબુ પહોળું છે? આકાશના એક ભાગમાં આકાશ-ગંગા છે, અને બીજો ભાગ ખાલી છે. કરોડો ગોળાની વચ્ચે એક સૂર્ય છે. આટલા મોટા ગોળાઓની સામે એ એક તણખલા બરાબર પણ નથી. આ સૂર્યની આસપાસ આપણી પૃથ્વી ઘૂમે છે. એ પૃથ્વી પર અસંખ્ય (ચતુર્વિધ) પ્રાણી છે. વૈજ્ઞાનિક ૨૦-૨૫ લાખ પ્રકારનાં પ્રાણી માને છે. તો આપણાં પુરાણોમાં એમની ૮૪ લાખ યોનિઓ દેખાડવામાં આવી છે. એ જે હોય તે, પણ કરોડો ને લાખોની જ વાત છે, હજારોની પણ નહીં. એટલી યોનિઓ છે કે એમાં વ્યક્તિનો તો કોઈ હિસાબ જ નહીં, એમાં માણસ એક નાની શી યોનિ છે. એવા માનવસમાજમાં ભારત એક દેશ છે. એમાં એક મહારાષ્ટ્ર પ્રદેશ છે. એમાં વર્ધા એક નાનો એવો જિલ્લો છે. એની અંદર આ એક આશ્રમ છે. એમાં બે ખેતરો છે, અને એની અંદર આપણે બિલકુલ શૂન્ય છીએ. આપણી કોઈ હસ્તી જ નથી.

વેદોમાં ત્રણ મંત્રનું એક 'અઘમર્પણ સૂક્ત' છે. એને જપવાથી અઘમર્પણ એટલે કે પાપ-નિરસન થાય છે. એ સૂક્તમાં કહ્યું છે કે "પ્રારંભમાં ઋત અને સત્ય હતું, એનાથી સૂર્ય, ચંદ્ર વગેરે સૃષ્ટિ થઈ, નક્ષત્ર થયાં....' બસ, પૂરું થયું સૂક્ત. કોઈ પૂછી શકે છે કે આખરે આ સૂક્તના જપનો પાપ-નિવારણ સાથે શો સંબંધ? એનું તાત્પર્ય એ જ છે કે એને જપવાથી આટલા મોટા બ્રહ્માંડની કલ્પના માણસની સામે આવે છે, અને એનું ભાન થાય છે કે આ બધાની પાસે આપણે કેટલા નાના છીએ, અને તો અહંકાર ટળે છે. પછી પાપની પ્રેરણા જ નથી થતી.

### દિલ અને દિમાગ સરખાં હોય

આજે માણસના હાથમાં વિશાળ શક્તિ આવી છે. એની સાથે સાથે જો એનું દિમાગ વિશાળ ન બન્યું અને નાનું રહ્યું, તો માણસના અંતરમાં એવો વિસંવાદ પેદા થશે કે એનું વ્યક્તિત્વ જ છિન્નભિન્ન થઈ જશે. પહેલાંના જમાનામાં મોટા મોટા સમ્રાટોનેય દુનિયાની ભૂગોળ ખબર ન હતી. અકબર કેટલો મોટો સમ્રાટ હતો, પણ એનું ભૂગોળનું જ્ઞાન કેટલું હતું? જ્યારે અંગ્રેજો અહીં આવ્યા અને એના દરબારમાં પહોંચ્યા ત્યારે એને ખબર પડી કે ઇંગ્લેન્ડ નામનોયે કોઈ દેશ છે. પણ આજે તો નાના બાળકનેય દુનિયાની ભૂગોળનું જ્ઞાન હોય છે. આટલા વિશાળ અને વ્યાપક જ્ઞાનની સાથે સાથે અગર જો ચિત્તમાં નાના નાના રાગદ્વેષ રહેશે, તો આપણે ટુકડે ટુકડા થઈ જઈશું. જ્ઞાનની આટલી વિશાળતાને અનુકૂળ હૃદય પણ વિશાળ હોવું જોઈએ. ત્યારે માણસ અહીં સ્વર્ગ લાવી શકશે.

આજે જે નાનાં નાનાં કામ થઈ રહ્યાં છે એ જુદાં છે અને સમાજ-ક્રાંતિ, સમાજના ઉત્થાનનું કામ જુદું છે. થોડી-સી ભૂમિ-સુધારણા કરી નાખી, યા કયાંય રાહત યા ઉત્પાદન વધારવાનું કામ કરી નાખ્યું— એ તો દુનિયા આખીમાં ચાલે જ છે. અમેરિકામાં પુષ્કળ ઉત્પાદન થાય છે, દુનિયાની અડધી સંપત્તિ ત્યાં છે. પણ અંતરનું સમાધાન નથી, શાંતિ અને નિર્ભયતા નથી. ત્યાં બીજા દેશો કરતાં અનેકગણી વધારે આત્મહત્યાઓ થાય છે, અને જાતજાતના ગાંડાઓ મળે છે. તેથી એ વાતમાં કોઈ મતભેદ નથી કે આપણા દેશમાં ઉત્પાદન વધારવાની જરૂર છે, તેમ છતાં એની સાથેસાથ માનવ-હૃદયનું ઉત્થાન પણ આવશ્યક છે. આપણા જીવનનું સ્તર તો ઊંચું આવવું જ જોઈએ, કેમકે આજે એ નીચું પડેલું છે, પણ સાથે જ ચિંતનનું સ્તર પણ ઊંચું ઊઠવું જોઈએ.

### નવા માનવનું નિર્માણ

ગ્રામદાન-ભૂદાન વગેરેથી જમીનનો પ્રશ્ન હલ થાય છે, એ તો નાની વાત છે. મોટી વાત એ છે કે એનાથી ચિંતનનું સ્તર ઊંચું ઊઠે છે. અમારું આખું ગામ એક કુટુંબ બનશે. ત્યાંની હવા, પાણી અને જમીન— ભગવાનની બધી દેણ બધાને માટે હશે. અમે પરસ્પર સહયોગથી કામ કરીશું. હું મારે માટે નહીં, સમાજને સારું કામ કરીશ. કેવળ પોતાની નહીં, સમગ્ર સમાજની ચિંતા કરીશ. આવી વૃત્તિથી બધું નૈતિક સ્તર તદ્દન જ બદલાઈ જાય છે. તેથી આપણને આ આંદોલનમાં ઉત્સાહ માલૂમ પડે છે. મારી ઉંમર થઈ ચૂકી છે, તોયે થાકની ખબર નથી પડતી, કેમકે અંતરમાં એક અદ્‌ભુત આનંદ છે. હું

એનું શબ્દોમાં વર્ણન નથી કરી શકતો. આપણે તો નિરંતર અમૃત-પાન કરી રહ્યા છીએ, અને એનો થોડો થોડો રસ બધાને પિવડાવવા ઇચ્છીએ છીએ.

આપણે નવો માનવ બનાવવો છે. પુરાણી ચીજો ખતમ થઈ ગઈ. હવે તો દેશની હદો પણ ટકી નથી શકતી. એક વાર ઑસ્ટ્રેલિયાના એક ભાઈ મને મળવા આવ્યા હતા. એમણે પૂછયું કે દુનિયાને માટે ભૂદાનનો અર્થ શો છે? મેં કહ્યું: એ જ કે ઑસ્ટ્રેલિયામાં પુષ્કળ જમીન પડી છે, અને જાપાનમાં ઓછી છે. તેથી તમારે જાપાન-વાળાઓને આમંત્રણ આપવું જોઈએ. એણે કહ્યું. હા, અમારી પાસે જમીન પુષ્કળ છે પણ અમે ઇચ્છીએ છીએ કે અમારી સંસ્કૃતિની રક્ષા થાય. તેથી અમારી સંસ્કૃતિ સાથે હળી-મળી જઈ શકે એવા યુરોપના લોકો આવે, તો અમે એમને લેવા રાજી છીએ. મેં કહ્યું, આ જ ઝેર છે, જેને ખતમ કરવા માટે ભૂદાન યજ્ઞ ચાલી રહ્યો છે. જાપાનની સભ્યતા જુદી, ઑસ્ટ્રેલિયા, યુરોપ અને હિંદુસ્તાનની સભ્યતા જુદી, અને મુસલમાનોની જુદી— આ બધી અભદ્ર વાતોને મિટાવવા માટે જ ગ્રામદાન છે. ગ્રામદાનમાં આપણી સામે કોઈ નાની ચીજ નથી. આપણે માનવ જીવન બદલવું છે અને નવું વિશ્વ નિર્માણ કરવું છે.

ગ્રામદાનથી ભૂમિ-સુધાર થાય છે, ભૂમિ-સમસ્યા હલ થાય છે, એ બધું તો ઠીક છે, પણ આ બધાં નાનાં પરિણામો છે. દુનિયા આખીના લોકો અમારી ભૂદાન-યાત્રામાં સામેલ થાય છે. એ બધા એ જોવા નથી આવતા કે એનાથી ભૂમિ-સુધાર કેવી રીતે થાય છે. એ લોકો જોવા આવે છે કે શી રીતે અહીં આધ્યાત્મિક મૂલ્યો સ્થાપિત થઈ રહ્યાં છે.

અત્યારે દુનિયા હિંસાથી બિલકુલ હેરાન-પરેશાન છે. સૈનિક-શક્તિથી સમસ્યા હલ નથી થઈ શકતી, એ નક્કી થઈ ચૂક્યું છે. તોયે પુરાણી રીતરસમો જ ચાલી રહી છે. આપણે આધ્યાત્મિક મૂલ્યો સ્થાપિત કરવાની વાત કરીએ છીએ, પણ ન તો સેના ઓછી કરીએ છીએ, ન તો પોલીસનું કામ સીમિત કરીએ છીએ. એટલે આજની હાલતમાં તો આપણું બોલવાનું માત્ર બોલવાનું જ રહી જશે. તેથી હિંદુસ્તાનમાં જનતા તરફથી એવો પ્રયત્ન થવો જોઈએ કે આપણે નૈતિક માર્ગે આગળ વધી શકીએ. તેના માટે શાંતિ-સેના અને ગ્રામદાન છે.

## ૭
# અશોભનીય પોસ્ટર

ભારતભરની સ્ત્રીઓ શાંતિ-રક્ષા અને શીલ-રક્ષાનું કામ ઉપાડી લે તેવી મારી ભાવના છે. અત્યારે ભારતમાં ચારિત્ર્યભ્રષ્ટતાનું કેટલું બધું આયોજન થઈ રહ્યું છે! એનો વિરોધ અને પ્રતિકાર જો બહેનો નહીં કરે તો, પછી ભગવાન જ ભારતને બચાવે, એવું કહેવાનો વારો આવશે.

અત્યારે શહેરોની જે હાલત છે, તે અત્યંત ખતરનાક છે. શિક્ષિત છોકરીઓ શહેરોમાં રોડ ઉપર ચાલતી હોય ત્યારે છોકરાઓ એમનો પીછો કરે, એને શું કહેવું? આ જે શીલ-ભંગ થઈ રહ્યો છે, એનાથી ગૃહસ્થાશ્રમની પ્રતિષ્ઠા તૂટી રહી છે, એનો વિરોધ કરવા વાસ્તે બહેનોએ આગળ આવવું જોઈએ. જે દેશ શીલ અને સદાચારના પાયા ઉપર ખડો નહીં હોય તે દેશ ટકી નહીં શકે એ વાત માતાઓએ બરાબર સમજવી જોઈએ. શિવાજી મહારાજની પેલી વાત સુપ્રસિદ્ધ છે. એમનો એક સરદાર લડાઈ જીત્યો અને એક યવન સ્ત્રીને શિવાજી મહારાજ પાસે લઈ આવ્યો. શિવાજી મહારાજે તેની સામે જોઈને કહ્યું, "હે મા, મારી માતા જો તારા જેવી સુંદર હોત, તો હું પણ કેવો સુંદર હોત!" એમ કહીને તેમણે એ સ્ત્રીને આદરપૂર્વક વિદાય કરી. આવી સંસ્કૃતિ જે દેશની હોય,

તે દેશમાં આટલી બધી ચારિત્ર્ય-ભ્રષ્ટતા ચાલે અને લોકો બધા જોતા રહે, એ કેમ ચાલે ?

### આપણે ક્યાં જઈ રહ્યા છીએ ?

ઈંદોર આવીને હું એટલો દુઃખી થયો છું કે એનું વર્ણન નથી કરી શકતો. અહીં દીવાલો ઉપર એટલાં બધાં ભદ્દાં ચિત્રો જોયાં કે એનું સ્મરણ થતાં આંખોમાં આંસુ આવી જાય છે. મને થાય છે કે મા-બાપ એ ચિત્રો શી રીતે જોઈ શકતાં હશે ? આ અગાઉ નવ વર્ષ સુધી મને કોઈ શહેરમાં આટલો લાંબો સમય રહેવાનો મોકો મળ્યો ન હતો. એથી શહેરની આ હાલત હું જાણતો નહોતો. પરંતુ અહીં મેં જે જોયું, તેનાથી મારું હૃદય બહુ વ્યાકુળ થયું છે. ત્યારથી મારા ધ્યાનમાં આવ્યું કે શીલ-રક્ષાનું આંદોલન ચલાવવું જોઈએ તેમ જ સ્ત્રીઓએ શાંતિ-રક્ષા અને શીલ-રક્ષાનું બેવડું કામ કરવું જોઈશે. એ વિના સંસ્કૃતિ ટકશે નહીં.

મનુમહારાજે સ્મૃતિમાં સ્ત્રીઓ માટે કેટલો આદરભાવ બતાવ્યો છે :

> ' उपाध्यायान् दशाचार्यः आचार्याणां शतं पिता ।
> सहस्रं तु पितॄन् माता गौरवेणातिरिच्यते ॥ '

' દસ ઉપાધ્યાય બરાબર એક આચાર્ય, સો આચાર્યો બરાબર એક પિતા અને હજાર પિતાઓ કરતાં પણ એક માતાનું ગૌરવ વધારે છે. '

જે ભૂમિમાં આવો મહાન શબ્દ ' માતા ' અત્યાર સુધી ચાલ્યો, જે દેશની સંસ્કૃતિમાં સ્ત્રીઓ માટે આટલો બધો આદર હતો, ત્યાં આવાં ગંદાં ચિત્રો ખુલ્લેઆમ

દેખાડવામાં આવે અને છોકરાઓ વિષય-વાસનાથી એવા તરબોળ હોય કે, છોકરીઓનો પીછો કરવામાં જ પોતાને પુરુષાર્થી માનતા હોય, એ કેટલી શોચનીય અને લજ્જાસ્પદ વાત છે! તમે જરા વિચારો કે આપણે કયાં જઈ રહ્યા છીએ?

### માતૃત્વ ઉપર પ્રહાર

આપણે આ સમસ્યા ઉકેલવી પડશે. આ પરિસ્થિતિ પલટવી પડશે. આજે દેશમાં પચાસ જેટલા રાજકીય પક્ષો છે, તેઓ આ અંગે શું કરે છે? કોઈને સૂઝતું નથી કે શીલ-ચારિત્ર્ય જાળવવા કંઈક કરીએ! ભારતમાં સ્ત્રીઓની આદરપૂર્વક કેટલી બધી પ્રશંસા કરવામાં આવી છે! વેદમાં કહ્યું છે, "સ્ત્રી અધિક સૂક્ષ્મ બુદ્ધિશાળી હોય છે. પુરુષો કરતાં તે ઉદાર હોય છે. કારણ કે પુરુષ પરમેશ્વરની આરાધના, ભક્તિ અને દાનમાં ઊણો ઊતરે છે. સ્ત્રી માતા છે. તે પુરુષનું દુઃખ અને તેની મુશ્કેલીઓ સમજે છે. કોઈને તરસ લાગે તો પણ સ્ત્રી તે જાણી જાય છે. કોઈને પીડા થતી હોય તો તે સમજી જાય છે. વળી પોતાનું મન તે હંમેશાં ભગવાનની ભક્તિમાં નિમગ્ન રાખે છે." આપણે ત્યાં વેદ માતૃ-સ્થાને ગણાય છે. જ્ઞાનદેવે લખ્યું છે, 'नाही श्रुति परवुनी माउली।' શ્રુતિ સમાન કોઈ માતા નથી. તે માતા જગતને અહિતથી રક્ષે છે અને કલ્યાણ તરફ પ્રવૃત્ત કરે છે. એથી શ્રુતિને માતાની ઉપમા આપી છે. એ માતૃત્વ ઉપર આજે આટલો બધો જગજાહેર પ્રહાર થઈ રહ્યો છે અને આપણે બધા એ સહન કરી રહ્યા છીએ. આ રીતે પ્રગતિ નહીં કરી શકીએ. આવું ને આવું ચાલતું રહ્યું તો પંચવર્ષીય યોજનાઓ થશે તો પણ કશું કામ નહીં થાય. કેવળ ભૌતિક ઉન્નતિથી દેશ ઊંચો આવી શકે

નહીં. જ્યારે શીલ વધે અને ચારિત્ર્ય ખીલે ત્યારે દેશ ઉન્નતિ કરે છે.

### બહેનો પ્રતિજ્ઞા કરે

માટે તમામ માતાઓ અને બહેનો પ્રતિજ્ઞા કરે કે, 'શાંતિ અને શીલ-રક્ષાનું કામ કરવાનો અમે પ્રયત્ન કરીશું.' ભારતમાં ફરી ધર્મનો ઉદય થાય એ માટે માતાઓને આ ટેક જાળવવામાં પુરૂષો મદદ કરે.

અત્યાર સુધી તો ધર્મ સ્થપાયો જ નહોતો, કેવળ શ્રદ્ધાઓ જ બની હતી. જેના વિરોધમાં જવાની કોઈને પણ ઇચ્છા જ ના થાય, એવો ધર્મ હજી બન્યો નથી. આજે નથી સત્ય-નિષ્ઠા માન્ય, કે નથી અહિંસા-નિષ્ઠા. લોકો કહેતા હોય છે કે અમુક પ્રસંગે સત્ય ચાલે અને અમુક પ્રસંગે ના ચાલે. હંમેશાં સત્ય જ ચાલે એવી લોકોની માન્યતા નથી. કશાય અપવાદ વિના, હરકોઈ પરિસ્થિતિમાં સત્યના માર્ગે ચાલવામાં લાભ જ થવાનો છે અને અસત્યના રસ્તે ચાલતાં નુકસાન જ થવાનું છે— એ માન્યતા નથી બંધાઈ હજી વ્યક્તિગત ક્ષેત્રમાં કે નથી બંધાઈ સામાજિક કે રાજકીય ક્ષેત્રમાં. સર્વ ક્ષેત્રમાં અહિંસા વાસ્તે આવો નિઃશંક વિશ્વાસ પેદા થવાનો બાકી છે. આજ સુધી ભાતભાતના જે ધર્મ બન્યા, તે ધર્મ નહીં, શ્રદ્ધાઓ હતી. કહેવામાં આવે છે કે મોટે ભાગે સત્ય, અહિંસા લાભદાયી છે, પરંતુ એ ચોક્કસ લાભદાયી જ છે અને એ માર્ગે ચાલીશું નહીં તો જરૂર હાનિ થશે, એવી નિષ્ઠા અને વિશ્વાસ માનવીના હૃદયમાં હજી સુધી પ્રતિષ્ઠિત થયો નથી. હિંદુ, મુસલમાન વગેરે ધર્મોના આચાર્યોએ ધર્મ સમજાવવાની કોશિશ ભલે કરી હોય,

પણ તે સફળ નથી થઈ. હવે વિજ્ઞાનનો જમાનો આવ્યો છે. એથી આખી દુનિયાએ અધ્યાત્મનો આધાર લેવો પડશે. સાંપ્રદાયિકતા, પંથના વાડા ખતમ કરવા પડશે. વિજ્ઞાનના જમાનામાં રાજનીતિ અને સાંપ્રદાયિક ધર્મ તજવા પડશે અને આધ્યાત્મિકતાનો સ્વીકાર કરવો જોઈશે. આ અંગે સહુએ વિચારવું જોઈએ. એનો આરંભ શાંતિ-રક્ષા અને શીલ-રક્ષાના કાર્યથી થશે. આ કામ આપણે ઉપાડીશું, તો પછી પચાસે પ્રશ્નો હલ કરવાની શક્તિ ભગવાન આપણને આપશે.

### બાળકોને શું જવાબ દઈશું ?

શહેરોમાં જાહેરાતોનાં મોટાં મોટાં પોસ્ટર લગાડે છે, એની બાળકો ઉપર અસર થાય છે. તેઓ સહેજે પૂછે છે કે આ શું છે ? બાળકો ઉપર બહારના દશ્યોની બહુ અસર થાય છે. બાળક ખાવા બેઠું હોય અને પંખી ઊડે તોયે તરત એનું ધ્યાન પંખી તરફ જાય છે. ભૂખ લાગી છે, ખાવાનું મનપસંદ છે, તેમ છતાં પક્ષીને ઊડતું જોશે કે તરત એનું ધ્યાન તેની તરફ ખેંચાય છે. એવી રીતે બહારનું કોઈપણ દશ્ય બાળક જુએ છે અને તે એની તરફ આકર્ષાય છે. તે તમને પૂછશે કે “ આ ‘ હનીમૂન ’ એટલે શુ ? આ ચિત્ર શાનું છે ? ” કેમકે જોવાની ક્રિયાની એના દિમાગ ઉપર અસર થાય છે. માટે આ અંગે નાગરિકોએ વિચાર કરવો જોઈએ. મકાનમાલિકો પોતાના મકાન ઉપર મોટા મોટા અક્ષરોમાં જાહેરાતો ચીતરવા દે છે, જાતજાતનાં પોસ્ટરો, ચિત્રો ચોંટાડવા દે છે, એના એમને પૈસા મળતા હશે, પરંતુ એ વિનાશક છે. પોતાના મકાન ઉપર ભલે ‘ ઓમ્ ’, ‘ શ્રીરામ ’ કે ‘ બિસ્મિલ્લાહિર્-રહમાનિરંહીમિ ’

લખાવે. પરંતુ પેલી પ્રકારની જાહેરાતો તો મકાનો ઉપર નહીં હોવી જોઈએ.

### નાગરિકો વિચારે

શહેરમાં રહેનારાઓની નજર તારાઓ તરફ જતી નથી. તારાઓ આપણી આંખો માટે અને ચિત્ત માટે પવિત્ર છે. પણ શહેરમાં તો રોશનીને લીધે જ્યાં જુઓ ત્યાં આગ લાગેલી જ દેખાય છે. પછી તારાઓ તરફ નજર શેં જાય? એને બદલે ત્યાં મોટાં મોટાં ચિત્રો જોવા મળે છે. એટલે બાળક સહજ રીતે પૂછે છે કે "આ શું છે?" પણ એવાં ચિત્રો હઠાવવાનું આપણને સૂઝતું જ નથી. શહેરના લોકો રાત્રે મોડે સુધી જાગે છે અને સવારે મોડા ઊઠે છે. રાત્રે ખરાબ ચિત્રો જુએ છે અને એની ખરાબ અસર લઈને સૂઈ રહે છે. પરિણામે દિમાગમાં અસ્વચ્છ વિચારો આવે છે. આપણે મહોલ્લાઓની સ્વચ્છતાની ચિંતા કરીએ છીએ. મહોલ્લાની સ્વચ્છતા જળવાવી જોઈએ, પણ તે સાથે દિમાગની સ્વચ્છતા પણ જળવાવી જોઈએ. દિમાગની સ્વચ્છતા અત્યંત આવશ્યક છે.

### નાગરિકોની આંખો ઉપર આક્રમણ

ઇંદોરમાં ઘણા દિવસ રહેવાને લીધે મને શહેરનું દર્શન થયું. ત્યાં ગંદાં પોસ્ટરો જોતાં વેંત મારા આત્મામાં ખૂબ ઊંડી ગ્લાનિ પેદા થઈ. મેં કહ્યું કે આ પોસ્ટરો હઠવાં જોઈએ. જો કાયદાથી ના હઠે તો ધર્મથી હઠે. ધર્મ કાયદાથી ઊંચો હોય છે, મોટો હોય છે. જે કાયદો ધર્મનું રક્ષણ નથી કરતો તે કાયદાની દુરસ્તી સારુ કાનૂન-ભંગ કરવાની જરૂર જણાય છે.

ઇંદોરની કેટલીક પ્રતિષ્ઠિત બહેનો સિનેમાવાળા પાસે ગઈ હતી. એ લોકોએ બહેનોને પૂછ્યું કે, 'અશોભનીય'ની તમારી વ્યાખ્યા શી છે? ત્યારે બહેનોએ જવાબ આપ્યો કે 'જે પોસ્ટરોને માતા-પિતા પોતાનાં બાળકો સાથે ન જોઈ શકે તે અશોભનીય. અને તે હઠવાં જોઈએ.' આનાથી વધુ ઉચિત જવાબ બીજો હોઈ ન શકે. કહેવામાં આવે છે કે કાનૂન એમના પક્ષમાં છે, તો પછી પરમેશ્વરને પૂછવું પડશે! કેમકે સૌથી સારો કાનૂન પરમેશ્વરનો છે. આપણે ભગવાનને પૂછીશું કે કયો કાનન અમારા પક્ષે છે?

### આંખો ઉપરનું આક્રમણ

મેં ખરાબ સિનેમાની વિરુદ્ધ અવાજ નથી ઉઠાવ્યો. એનો અર્થ એ નથી કે ખરાબ સિનેમા ચાલવાં જોઈએ. તે બંધ કરવા માટે તો જનમત પેદા કરવો પડશે. મોટી ચીજને બદલવાનો એ જ માર્ગ છે. સત્યાગ્રહમાં ઓછામાં ઓછી વસ્તુ હાથ ધરાય. અને તે એવી ચીજ હોય કે જેને સારુ લગભગ સહુની એકમતિ હોય. સિનેમા જોવા તો લોકો પૈસા આપીને જાય છે. માટે 'સેન્સર' સારી રીતે થાય એવી માગણી કરી શકાય. એ માટે મત-પરિવર્તન કરવું પડશે. એને સારુ લોકોમાં પ્રચાર કરવો પડશે, લોક-શિક્ષણ કરવું પડશે. એમાં સત્યાગ્રહની વાત નથી આવતી.

પણ આ પોસ્ટરો તો રસ્તા ઉપર હોય છે અને દરેક-ની આંખો ઉપર એમનું આક્રમણ થાય છે. એ જોઈને શહેરોમાં નાગરિકોને, બહેનોને શરમાવું પડે છે, નીચી નજરે ચાલવું પડે છે. એનાથી વધુ ખરાબ બીજી કઈ ચીજ

હોઈ શકે ? જાહેર રસ્તે ચાલતા નાગરિકોની આંખ ઉપર હુમલો કરવાનો હક્ક કોઈને છે ખરો ? જો કોઈને એવાં પોસ્ટર લગાડવાં હોય તો લગાડે પોતાના રંગમહેલમાં ! સૌંદર્યદૃષ્ટિ ભિન્ન-ભિન્ન હોઈ શકે છે.

પણ પ્રત્યેક નાગરિકે પોતાના કર્તવ્ય વિશે જાગૃત રહેવું જોઈએ. પોતાના અધિકારો વિશે નાગરિકોમાં આ પ્રકારની મંદતા આવી છે, એ બરાબર નથી. બધાને આ પોસ્ટરો ખૂંચે છે, ફરિયાદો કરે છે, પણ કંઈ કરી શકતા નથી ! આવી લાચારી બરદાસ્ત ન કરવી જોઈએ.

રચનાત્મક કાર્યકર્તાઓએ મને કહ્યું કે, 'અમે જો આ કામમાં લાગીએ તો અમારું રચનાત્મક કામ ઢીલું નહીં પડે ?' મેં કહ્યું 'રચનાત્મક કામ જાય નર્મદામાં ! આ પાયાની વસ્તુ છે. એ ન થાય તો ઘરમાં બેઠા બેઠા સૂતર કાંતો અને બહાર આવાં પોસ્ટરો રહે તેમાં મને કાંઈ રસ નથી.'

### 'અશોભનીય' અને 'અશ્લીલ' વચ્ચેનો ભેદ

તમને એક વાત કહી દઉં. હું 'અશ્લીલ' શબ્દનો ઉપયોગ નથી કરતો. અશ્લીલ તો ક્યાંય બરદાસ્ત નહીં થાય. હું તો શોભનીય અને અશોભનીયની વાત કહું છું. એ સંભવ છે કે જે ચીજ અહીં અશોભનીય હશે તે લંડનમાં શોભનીય મનાય. પણ હિંદુસ્તાનમાં કે લંડનમાં અશ્લીલની માન્યતા તો લગભગ એક જ હશે. પણ શોભનીય અને અશોભનીયમાં ફરક હોઈ શકે. આવાં અશોભનીય પોસ્ટરો કે ચિત્ર કોઈ જાહેરમાં મૂકે અને લોકો બરદાસ્ત કરે એ અયોગ્ય છે.

**વિષયાસક્તિની મફત અને ફરજિયાત તાલીમ**

ઇંદોરમાં ઠેરઠેર મેં ગંદાં પોસ્ટર જોયાં. મેં કહ્યું કે આ પોસ્ટર એટલે બાળકો માટે 'ફ્રી ઍન્ડ કમ્પલ્સરી એજ્યુકેશન ઇન સેકસ્યુઅલિટી'— વિષયાસક્તિની મફત અને ફરજિયાત તાલીમ— છે. એનો બીજો કોઈ અર્થ થતો નથી. નાનાં બાળકોને ભણાવવા માટે મોટા મોટા અક્ષર આપણે લઈએ છીએ— 'ગ' એટલે ગધેડો અને તેનું ચિત્ર પણ બતાવીએ છીએ. જેથી કરીને બાળકને ભણવામાં રસ જાગે. પાઠ્યપુસ્તકમાં જેટલા મોટા અક્ષર હોય છે, તેના કરતાં બહુ મોટા અક્ષર અને ચિત્ર પોસ્ટર પર છપાયેલાં હોય છે. આવું મફત પ્રાથમિક શિક્ષણ બાળકોને અપાય છે. તે જોઈને, અક્ષર-બ્રહ્મવિદ્યામાં બાળકોના પ્રવેશની આ વ્યવસ્થા જોઈને મારા દિલમાં ભારે વ્યથા થઈ. ચિત્તમાં એટલો તીવ્ર આવેશ થયો કે આવા કામ માટે પ્રાણ-ત્યાગ પણ કરી શકાય, એવું મને લાગ્યું.

આ પ્રકારની વ્યવસ્થા કાયમ રહે તો પછી 'બુનિયાદી તાલીમ'થી કશો અર્થ નહીં સરે. આપણી સરકાર આટલી ગાફેલ કેમ છે એનું મને આશ્ચર્ય થાય છે! કેટલો આંધળો કારોબાર છે, કેટલું અજ્ઞાન છે! આવી આંધળી અને અજ્ઞાન સરકારની હસ્તી પણ સમાજને માટે ભયાનક લાગે છે. ગંદાં પોસ્ટરથી સમાજમાં નૈતિક વાતાવરણ જળવાશે નહીં. અને તો દેશ ફરીથી ગુલામ પણ બને.

જે દેશમાં આટલી ગરીબાઈ છે, દવા-સારવારની સારી વ્યવસ્થા નથી, સારું શિક્ષણ મળતું નથી, જ્યાં વિજ્ઞાન નથી, પૌષ્ટિક ખોરાક સહુને મળતો નથી, એવા દેશમાં બાળકોને બાળપણથી આવું શિક્ષણ મળે તો એનાથી

સમાજ નીવીર્ય થાય. પછી તે ન તો હિંસાની લડાઈ લડી શકે કે ન તો અહિંસાની. એટલે હું એનાથી બહુ વ્યથિત થયો. અને મારે માટે આ એક કાર્યક્ષેત્ર મળી ગયું.

**વાસનાનું આ ફરજિયાત શિક્ષણ તાત્કાલિક બંધ કરો**

આશ્રમ-સંસ્થા જે પાયા ઉપર ખડી છે, તે છે ગૃહસ્થાશ્રમ. ગૃહસ્થાશ્રમનાં બે તત્ત્વ છે: કરુણા અને પવિત્રતા. એના આધારે આશ્રમ-સંસ્થા ઉજ્જ્વળ બને છે અને સમાજને તેજસ્વી સંતાન આપે છે. કરુણા ને પ્રેરણા આપનારો કાર્યક્રમ મેં દસ વર્ષથી શરૂ કર્યો છે. ભૂદાનનો કરુણામૂલક કાર્યક્રમ હિંદુસ્તાનને મળ્યો છે. આ સંતપ્ત દુનિયાને માટે તે અમૃત-વર્ષા સમાન છે. માટે દુનિયાને તેમાં દિલચસ્પી છે.

એ કાર્યક્રમની સાથેસાથ મને પવિત્રતાનું કામ સૂઝયું. જો હું ઇંદોર ના ગયો હોત, તો એ મને સૂઝયું ના હોત. ત્યાં મેં દીવાલો ઉપર ગંદાં પોસ્ટર જોયાં અને હું સાવ શરમિંદો થઈ ગયો, ગંદાં પોસ્ટર જોઈને મારા દુઃખનો પાર ના રહ્યો. ત્યાં મેં સિનેમાવાળાઓને બોલાવ્યા અને તેમને પૂછ્યું કે આ પ્રકારની જાહેરાત તમે કેમ કરો છો? એ પોસ્ટરો ત્યાંથી હઠાવવાનું તેમણે કબૂલ કર્યું. એટલે મેં એક 'શુભાશુભ નિર્ણાયક સમિતિ' રચી. એ સમિતિ નક્કી કરશે કે કયું પોસ્ટર અશોભનીય છે અને તે અશોભનીય પોસ્ટર હઠાવવામાં આવશે.

આ સંદર્ભમાં ઉપરની સરકાર સાથે પણ વાટાઘાટ ચાલી રહી છે. હું કોઈ ધંધાની વિરુદ્ધ નથી, પરંતુ મારી આંખ

ઉપર હુમલો કરવાનો કોઈને અધિકાર નથી. એ પોસ્ટરોથી ગૃહસ્થાશ્રમનો પાયો જ ઉખાડાઈ રહ્યો છે, એનું મને દુઃખ છે. આ પરિસ્થિતિ કાયમ રહે તો નથી સરતો નઈ તાલીમનો અર્થ કે નથી સરતો પુરાણી તાલીમનો. અક્ષર-જ્ઞાન શીખતી વખતે બાળક એકાગ્ર થઈને વાંચે છે અને ચિત્રો જુએ છે. આવા અપરિપકવ મનના બાળક ઉપર ગંદાં પોસ્ટરના કેવા સંસ્કાર પડતા હશે? આવી હાલતમાં શિક્ષણનો કશો અર્થ જ સરતો નથી. એથી હું બહુ તીવ્રતાથી આ સંબંધે વિચારી રહ્યો છું. ઇંદોરના મારા સાથીઓએ જરા આમ-તેમ વિચાર્યું હોત કે સત્યાગ્રહ કરતાં અચકાયા હોત તો આસામનો કાર્યક્રમ છોડીને ટ્રેનમાં બેસીને મારે ઇંદોર જવું એટલે લગી મેં વિચાર કરી રાખ્યો હતો. એક દિવસ માટે પણ એ કેમ કરીને સહી શકાય એ મારી સમજમાં બેસતું નથી. આને હું પવિત્રતાનું આંદોલન ગણું છું.

લોકો કહે છે કે આજકાલ કેલેન્ડર પણ ભદ્દાં છાપવામાં આવે છે. એમાં રાધા-કૃષ્ણ, મહાદેવ-પાર્વતીનાં ભદ્દાં ચિત્રો છપાય છે. એ વાત પણ પોસ્ટર આંદોલનમાં સમાઈ જાય છે. જો કે પોસ્ટરોની ગંદી જાહેરાત તો બહાર દીવાલો ઉપર થાય છે. એથી રસ્તે ચાલતા માણસની આંખ ઉપર પણ એનું આક્રમણ થાય છે. સિનેમાનાં પિક્ચર પણ ગંદાં ન બનવાં જોઈએ. એટલું નહીં, સારું પિક્ચર હોય તો પણ રાત્રે દસ વાગ્યા પછી બતાવવું ન જોઈએ. પરંતુ એ લોકશિક્ષણનો વિષય છે. જાહેર જગ્યાએ જાહેરાતનાં ગંદાં ચિત્રો ચોંટાડવાં એ રસ્તે ચાલતા મુસાફરોની આંખ ઉપર આક્રમણ કરવા સમાન છે. એથી મેં એને 'ફ્રી ઍન્ડ

કમ્પલ્સરી એજ્યુકેશન ઇન સેક્સ્યુઅલિટી' એટલે કે 'વાસનાનું મફત અને ફરજિયાત શિક્ષણ' કહ્યું છે. આ પ્રકારનું જે શિક્ષણ અપાઈ રહ્યું તે તાત્કાલિક બંધ થવું જોઈએ.

(ઑગસ્ટ ૧૯૬૦ માં ઇંદોરમાં તેમ જ તે પછી જબલપુર, આસામનાં પ્રવચનો પરથી)

## ૮

# સમન્વયનું સાધન : સાહિત્ય

## દુનિયાને ઘડનારી ત્રણ શક્તિઓ

મને પૂછવામાં આવે છે કે પરમેશ્વર સિવાય આ દુનિયાને ઘડનારા બીજા કોણ કોણ છે? કોઈ સમજે છે કે રાજકીય પુરુષોએ દુનિયા ઘડી. એ દુનિયાના ઘડવૈયા ન થઈ શકે. દુનિયાને ઘડનારી તો ત્રણ શક્તિઓ છે. વિજ્ઞાન, આત્મજ્ઞાન અને સાહિત્ય.

### વિજ્ઞાનની શક્તિ

વૈજ્ઞાનિક દુનિયાના જીવનને સ્વરૂપ આપે છે. આજે મારી સામે આ લાઉડસ્પીકર ઊભું છે. તેથી શાંતિથી સૌ સાંભળી રહ્યા છે. જો એ ન હોત તો મારો અવાજ આટલા લોકો સુધી ન પહોંચી શકત. વિજ્ઞાનથી જીવનમાં માત્ર સ્થૂળ પરિવર્તન નથી થતું, માનસિક પરિવર્તન પણ થાય છે. છાપખાનાને લીધે વિજ્ઞાનનો કેટલી સહેલાઈથી પ્રચાર થઈ શકે છે તેની કલ્પના આપણા પૂર્વજોને નહીં હોય. તેનાથી ખોટી વાતોનો પ્રચાર પણ થઈ શકે છે, તે અલગ વાત છે. પરંતુ જીવનને પલટાવનારી ચીજો વિજ્ઞાનથી પેદા થાય છે અને વૈજ્ઞાનિકોએ જીવનને ઘાટ આપ્યો છે તેમાં કોઈ શક નથી. અગ્નિની શોધ પછી સમસ્ત ઋષિગણ

ભક્તિભાવથી અગ્નનાં ગીતો ગાવા લાગ્યા. આ ગીતો વેદોમાં આવે છે. હવે કદાચ અણુશક્તિનાં ગીત ગાનારા ઋષિગણ પેદા થશે. આજે તો તે સંહાર કરવા માટે આવી છે, સંહારકના રૂપમાં જ આપણી સામે ઊભી છે. પરંતુ તેનું શિવરૂપ પણ છે, કેવળ રૂદ્રરૂપ જ નથી. જ્યારે તે શિવરૂપમાં પ્રગટ થશે ત્યારે દુનિયાનું જીવન જ બદલી નાંખશે.

### આત્મજ્ઞાનનું સામર્થ્ય

બીજી શક્તિ જે જીવનને ઘડે છે તે છે આત્મજ્ઞાન. આત્મજ્ઞાની દુનિયામાં જ્યાં જ્યાં જન્મ્યા, ત્યાં ત્યાં તેમને કારણે સમગ્ર જીવન બદલાઈ ગયું. ઈસુ ખ્રિસ્ત આવ્યા, ગૌતમ બુદ્ધ આવ્યા, લાઓત્સે આવ્યા, મહમ્મદ પેગંબર આવ્યા, નામદેવ આવ્યા, તુલસીદાસ આવ્યા, માણિક્ય વાચકર આવ્યા, ઠેરઠેર આવા મહાત્મા આવ્યા. આવા એક એક જણના આગમનથી લોકોના જીવનનું સ્વરૂપ બદલાઈ ગયું. લોકોના જીવનનું સ્વરૂપ બદલનારી આ બીજી શક્તિ છે.

### સાહિત્યની શક્તિ

દુનિયાને ઘડનારી ત્રીજી શક્તિ છે સાહિત્ય.

સાહિત્યથી મને હંમેશાં બહુ ઉત્સાહ મળે છે. સાહિત્ય દેવતા પ્રત્યે મારા મનમાં ઘણી મોટી શ્રદ્ધા છે. એક જૂની વાત યાદ આવી રહી છે. નાનપણમાં લગભગ ૧૦ વર્ષ સુધી મારું જીવન એક નાના ગામડામાં વીત્યું. પછીના ૧૦ વર્ષ વડોદરા જેવા મોટા શહેરમાં વીત્યા. જ્યારે હું કોકણના ગામડામાં હતો ત્યારે પિતાજી કંઈક અધ્યયન અને કામને લીધે

વડોદરા રહેતા હતા. દિવાળીના દિવસોમાં મોટે ભાગે ઘેર આવ્યા કરતા હતા. એક દિવસ માએ કહ્યું: આજે તારા પિતાજી આવનાર છે, તારે માટે મેવા-મીઠાઈ લાવશે.' પિતાજી આવ્યા એટલે એકદમ હું તેમની પાસે દોડી ગયો અને તેમણે પોતાની મીઠાઈ મારા હાથમાં મૂકી દીધી. મીઠાઈને અમે કંઈક ગોળ ગોળ (લાડુ) જ સમજતા હતા. પણ આ મીઠાઈનું પૅકેટ ગોળ હોવાને બદલે ચપટા જેવું હતું. મને લાગ્યું કે કોઈ ખાસ જાતની મીઠાઈ હશે. ખોલીને જોયું તો બે ચોપડીઓ હતી. તેને લઈને હું માની પાસે ગયો અને માની સામે ધરી દીધી. મા બોલી: 'બેટા! તારા પિતાજીએ આજે તને જે મીઠાઈ આપી છે તેનાથી બહેતર બીજી કોઈ મીઠાઈ હોઈ જ ન શકે!' તે ચોપડીઓ રામાયણ અને ભાગવતની કથાઓની હતી, તેવું મને યાદ છે. આજ સુધીમાં તે ચોપડીઓ મેં કેટલીયે વાર વાંચી. માનું એ વાક્ય હું કદિ નથી ભૂલ્યો કે 'આથી બહેતર બીજી કોઈ મીઠાઈ હોઈ જ ન શકે! આ વાક્યે મને એવો તો જકડી રાખ્યો છે કે આજે પણ કોઈ મીઠાઈ મને એટલી મીઠી લાગતી નથી, જેટલી કોઈ સુંદર વિચારની ચોપડી.

### સાહિત્ય: કઠોરતમ સાધનાની સિદ્ધિ

આમ તો ભગવાનની અનંત શક્તિઓ છે, પણ સાહિત્યમાં તે શક્તિઓની માત્ર એક જ કળા પ્રગટી છે. ભગવાનની શક્તિની તે કળા કવિઓ અને સાહિત્યકારોને પ્રેરિત કરે છે. કવિ અને સાહિત્યકાર જ તે શક્તિને ઓળખે છે બીજાઓને તેનું દર્શન થઈ શકતું નથી. મહમ્મદ પેગંબર વિષે કહેવામાં આવે છે કે તેઓ

સમાધિમાં લીન થતા ત્યારે પરસેવાથી રેબઝેબ થઈ જતા. તેમની નજીકના લોકો ગભરાઈ જતા કે આ કેટલું ઘોર તપ ચાલી રહ્યું છે. કેટલી તકલીફ થતી હશે. પણ તે ચીજ તે જ ( વહી ) હતી જેને અરબીમાં વહ્ ઈ કહે છે. વહ્ ઈ એટલે પુસ્તક કે ચોપડી નહીં. વહ્ ઈ તે વસ્તુને કહે છે જે પરમેશ્વરનો સંદેશ મનુષ્યને પહોંચાડે છે. જ્યારે તે પરમેશ્વરનો સંદેશો મનુષ્યના હૃદય ઉપર સવાર થાય છે ત્યારે અત્યંત પીડા, તીવ્ર વેદના થાય છે, જેની સરખામણી સુવાવડની પીડા સાથે કરી શકાય. સુવાવડમાં બહેનોને જે પીડા થાય છે તેનાથી આ પીડા ઘણી વધારે છે. આ તો હું મારા અનુભવથી કહી શકું છું કે કંઈક એવું લાગે છે કે જાણે આપણે પોતાને બિલકુલ ખોઈ રહ્યા છીએ. કોઈ વસ્તુ આપણી ઉપર કબજો જમાવી રહી છે. એવી કોઈ વસ્તુ કે જેને આપણે ટાળવા માંગીએ તો યે ટાળી શકતા નથી. થાય કે ટળે તો સારું, પણ તે ટાળી ટળતી નથી. એવી પીડાને અંતે જે દર્શન થાય છે તે જ લોકોને ચાખવા મળે છે. તે પીડા લોકો જાણતા નથી, તેને તો કવિ અને સાહિત્યકાર જ જાણે છે.

### કવિની વ્યાખ્યા

મારા અર્થમાં ‘ કવિ ’ બે-ચાર કડીઓ જોડકણાં જોડી નાંખનારો નથી. કવિ ક્રાંતદર્શી હોય છે. જેને પેલી પારનું દર્શન થાય છે તે જ કવિ છે. આ પાર જોવાવાળી તો આ બે આંખો છે. તેનો આપણી ઉપર મોટો ઉપકાર છે જ. તે સજી સજાઈ આખી દુનિયા આપણી સામે રજૂ કરે છે, દુનિયાની રોનક બતાવે છે. સૃષ્ટિનું સૌંદર્ય આપણે આ જ બે આંખોથી ગ્રહણ કરીએ છીએ. પણ તે ગુનેગાર પણ

છે. એ બે આંખોથી પર એક ત્રીજી વસ્તુ પણ છે, જે તેને કારણે છુપાઈ જાય છે. આ ખૂબસૂરત દુનિયાથી પણ વધુ ખૂબસૂરત એક દુનિયા છે, જેને આ બે આંખો છુપાવી રાખે છે. આ આંખોની ત્યાં પહોંચ નથી. તેને લીધે માનવ તે દુનિયા તરફ આકર્ષાતો નથી પણ જ્યારે ત્રીજી આંખ ખૂલી જાય છે ત્યારે આ દુનિયાનું દર્શન થાય છે. દુનિયાના સામાન્ય વ્યવહારોની પાછળ, તેની અંદર અને તેની આડમાં જે શક્તિઓ કામ કરે છે તેમનું દર્શન થાય છે. તેમાંથી કાવ્ય-સ્ફુરણા થાય છે, સાહિત્યની સ્ફુરણા થાય છે. તેથી મારી સાહિત્યકારો પર ઘણી શ્રદ્ધા છે.

વાલ્મીકિ આવ્યા, વ્યાસ આવ્યા, દાંતે આવ્યા, હોમર આવ્યા, શેક્સપિયર આવ્યા, રવીન્દ્રનાથ આવ્યા. આવા માણસો દુનિયામાં આવ્યા અને દુનિયાને એવી ચીજ આપતા ગયા, જે સદાને માટે જીવનને સમૃદ્ધ બનાવી દે. દુનિયાને તેમણે એવી વિચારશક્તિ આપી જેનાથી દુનિયાનું જીવન બદલાઈ ગયું. દુનિયાને શાંતિની જરૂર પડી તો શાંતિનો વિચાર આપ્યો. ઉત્સાહની જરૂર પડી તો ઉત્સાહનો વિચાર આપ્યો. આશાની જરૂર પડી તો આશા આપી. જે વખતે સમાજને જે વસ્તુની જરૂર પડી તે ચીજ તેમણે સમાજને આપી. દુનિયામાં જે મોટી મોટી ક્રાંતિઓ થઈ તેની પાછળ આવા વિચારકોના વિચાર જ હતા. એવા સાહિત્યકારોનું સાહિત્ય હતું જેમણે પારદર્શન કર્યું હતું.

### વાણી : વિજ્ઞાન-આત્મજ્ઞાનની વચ્ચેનો સેતુ

આ ત્રણ શક્તિઓએ આજ સુધી દુનિયાનું ઘડતર કર્યું. હજી આગળ ઉપર પણ જીવનના માળખાને સ્વતંત્ર

રૂપ આપનારી આ જ ત્રણ શક્તિઓ હોઈ શકે : વિજ્ઞાન, આત્મજ્ઞાન અને સાહિત્ય અથવા વાક્શક્તિ, જેને 'વાણી' પણ કહે છે. વિજ્ઞાનથી જીવનનું ઠામ-રૂપ બદલાય છે અને તે મનુષ્યના મન ઉપર અસર કરનારી પરિસ્થિતિ પેદા કરી દે છે. પરંતુ તે સીધું મન ઉપર અસર નથી કરતું. વાણી વિજ્ઞાનથી આગળ વધીને હૃદય ઉપર જ સીધો ઘા કરે છે. તે હૃદય સુધી પહોંચી જાય છે પછી આત્મજ્ઞાન અંદર પ્રકાશ પાથરે છે. વિજ્ઞાન બહારથી પ્રકાશ નાંખે છે તો આત્મજ્ઞાન અંદરથી અજવાળું કરે છે. આ બન્નેની વચ્ચે વાણી પુલનું કામ કરે છે. તે બન્ને કિનારાઓનો સંયોગ કરાવે છે અને બન્ને બાજુ અજવાળું પાથરે છે. તુલસીદાસ કહે છે :

> 'रामनाम मणि दीप धरु, जीह देहरी द्वार ।
> तुलसी भीतर बाहिरहुं जो चाहसि उजियार ॥'

—"જો તું અંદર અને બહાર બન્ને બાજુ અજવાળું ઇચ્છે છે, પ્રકાશ ઇચ્છે છે, તો આ રામ-નામ રૂપી મણિદીપ જીભરૂપી શરીર દ્વાર પર મૂકી દે. આ દ્વાર પર દીવો સળગાવતાની સાથે બહાર અને અંદર બન્ને બાજુ પ્રકાશ ફેલાઈ જાય છે." આટલો બધો ઉપકાર વાણી કરે છે. મનુષ્યને ભગવાનની આ અપ્રતિમ દેણ છે.

### વાણીનો સદુપયોગ

વાણીની આ દેણ મનુષ્યની ભારે મોટી શક્તિ છે. આ શક્તિનો જ્યાં દુરુપયોગ થાય છે ત્યાં સમાજ પડે છે અને જ્યાં તેનો સદુપયોગ થાય છે ત્યાં સમાજ આગળ વધે છે. ઋગ્વેદમાં કહેવામાં આવ્યું છે :

'सक्तुमिव तितउना पुनन्तो यत्र धीरा मनसा वाचमक्रत ।'

— એટલે આપણે અનાજ ઝાટકીએ છીએ તો તેમાંથી નક્કર બી લઈ લઈએ છીએ અને ઉપરના છોતરાં-કચરો ફેંકી દઈએ છીએ. તેવી જ રીતે જે સમાજમાં વાણીની છણાવટ થાય છે, જ્ઞાની પુરુષો મનનપૂર્વક વાણીની છણાવટ કરે છે અને ઉત્તમ, પાવન, પવિત્ર, શુદ્ધ, નિર્મળ, સ્વચ્છ, નિર્ભેળ શબ્દ શોધી કાઢે છે, તે શબ્દનો પ્રયોગ કરે છે, તે સમાજમાં લક્ષ્મી વસે છે.

ઘણાની માન્યતા છે કે સરસ્વતી અને લક્ષ્મી વચ્ચે વિરોધ છે, પણ ઋગ્વેદે તેનાથી બિલકુલ ઊલટી વાત કરી છે. એવું કહેવું કેટલા અજ્ઞાનની વાત છે કે લક્ષ્મી અને સરસ્વતી વચ્ચે વેર છે. વાણી તો સંયોજન-શક્તિ છે. તે તો અંદરની દુનિયા અને બહારની દુનિયાને, આત્મજ્ઞાન અને વિજ્ઞાનને સાંધવાવાળી કડી છે. દુનિયામાં જેટલી શક્તિઓ મોજૂદ છે, તે બધી શક્તિઓને જોડનારી જો કોઈ કડી હોય તો તે વાણી જ છે. પછી તેને કોઈની સાથે વેર કેવી રીતે હોઈ શકે ? વાણી સૂક્ષ્મ શક્તિ છે. તેથી તેની અંદર બીજી શક્તિઓ છપાઈ રહે છે. મારો તો વાણી ઉપર ખૂબ ભરોસો છે. નિરન્તર બોલતો રહું છું, સાંભળતો પણ જાઉં છું. તેમાં જ વાણીનો મહિમા છે. શ્રવણ અને કીર્તન બન્ને મળીને વાણી બને છે.

□ □

# ૯

# ત્રિવિધ કાર્યક્રમ

આપણે સમાજના સામાન્ય માણસો છીએ પરંતુ આપણી પાસે સમાજ ઘણી મોટી અપેક્ષા રાખે છે. તેનું કારણ શું છે? બધા માણસો જાણે છે કે આપણે જે વિચાર રજૂ કરીએ છીએ તે ભલે વ્યવહારમાં આણવા લાયક ન હોય પરંતુ આ વિચારોને માન્યા વગર દુનિયા આગળ નહીં વધી શકે, બલ્કે ટકી જ નહીં શકે. લોકો કહે છે કે જે જમાનો કાળક્રમમાં જરૂર આવવાનો છે તે જમાનાને લાવવાનો પ્રયત્ન કરનારા આ અગ્રદૂતો છે. આ જ સંબંધથી તેઓ ઘણી જ ઉત્સુકતાથી આપણી તરફ જુએ છે. તેઓ સમજે છે કે આપણે કાળ ભગવાનના પ્રતિનિધિ છીએ. આ શાશ્વત કાર્ય છે, અમર કાર્ય છે. કારણ કે જો આ કાર્ય ન ટક્યું તો સમાજ ન નહીં ટકે.

### સર્વોદય સમાજનો સાર : સૌની એકાત્મતા

સર્વોદય સમાજનો શો નિયમ છે? તેનું લક્ષણ શું છે? તેનું લક્ષણ છે કે સૌ સુખી થાય, સૌના હિતનું રક્ષણ થાય. માત્ર બહુમતનું અથવા અલ્પમતનું નહીં, સૌનું રક્ષણ થાય. આની ઉપર જેની શ્રદ્ધા છે તેમનો જ આ સમાજ છે. સૌને આ સમાજમાં સરળ પ્રવેશ છે. જો

તમે એટલું કહી દો કે, 'અમે આ સમાજમાં છીએ,' તો આ સમાજમાં આવી ગયા આટલો આસ્તિક છે આ સમાજ. 'અસ્તિ' એટલે સૌના ઉપર વિશ્વાસ રાખવાવાળો. તેમાં મનુષ્યના શબ્દ ઉપર શ્રદ્ધા રાખવામાં આવે છે. સમાજ-જીવનનાં જે આધારભૂત આધ્યાત્મિક મૂલ્યો છે તેમાં માનવ સૌથી શ્રેષ્ઠ મૂલ્ય છે. પરંતુ તે કુટકળ છે જ્યારે માનવતા નગદ છે. ભાષા, જાતિ, પંથ, વર્ગ વગેરે અનેક પ્રકારના ભેદોને ન માનવાવાળો આ સમાજ છે. તેનું સારતત્ત્વ ઉપનિષદની ભાષામાં કહેવું હોય તો એકાત્મતા છે. '*अव्यवहार्यम् एकात्मप्रत्ययसारम्*' એવું બ્રહ્મનું વર્ણન છે, જેમાં સૌની એકાત્મતા બતાવી છે. આપણે બધા માનવો એક છીએ. સંસ્કૃતિઓ અને સભ્યતાઓ અનેક પ્રકારની કહેવામાં આવે છે. તે ટૂંકી નજરથી ભિન્ન ભિન્ન લાગે છે. પરંતુ લાંબી નજરે જોવાથી ધ્યાનમાં આવે છે કે માનવતા સર્વત્ર એક જ છે અને આપણે માટે તે જ પરમ મૂલ્ય છે. સૌની એકાત્મતા થાઓ તે જ તેનો સાર છે. આ વસ્તુ આજે વ્યવહારમાં નથી આવી શકતી એવું દેખાશે. એકાત્મતા ઉત્તરોત્તર આગળ દોડતી જાય છે. છતાં પણ સમાજ જાણે છે કે તે આજે ભલે અવ્યવહારુ હોય પણ કાલને માટે વ્યવહારુ છે.

આપણે અભિનવ ગ્રામદાન, ખાદી અને શાંતિ-સેનાનો ત્રિવિધ કાર્યક્રમ બનાવ્યો છે. તે કાર્યક્રમમાં આપણે આપણી પૂરેપૂરી તાકાત લગાવવાની છે.

## ૧. ગ્રામદાન

આપણે નક્કી કર્યું છે કે ગ્રામદાનમાં જમીનની માલિકી ગ્રામ-સભાની હશે. ભૂમિહીનોને જમીનનો ભાગ આપ્યા પછી જે જમીન રહેશે, તેનો તેઓ ઉપયોગ કરતા રહેશે પણ તેની માલિકી ગ્રામસભાને સમર્પિત કરી દેશે.

ગ્રામદાનમાં પ્રત્યક્ષ સમર્પણ કરવાનું છે. ગ્રામસભાને માતૃદેવતા બનાવીને સમર્પણ કરવાનું છે અને પ્રસાદ તરીકે આપણે ભાગે જે આવે તેનું આપણે સેવન કરવાનું છે. આ એક ભવ્ય, દિવ્ય અને રમણીય કલ્પના છે. 'गुरु गुड़ दिया मीठा'. ગળ્યો ગોળ મોંમાં નાંખ્યો કે તરત ગળપણ અનુભવાય છે. તેની કલ્પના પણ એટલી મીઠી છે કે સાંભળવા માત્રથી તેની મીઠાશનો અનુભવ થાય છે. જે કલ્પનાને સાંભળવામાં આટલો આનંદ થાય છે, તેના અમલથી કેટલો આનંદ થશે.

### પ્રેમથી હૃદયમાં પ્રવેશ

તેલંગણમાં જ્યારે ભૂદાનનો આરંભ થયો, ત્યારે હું કહેતો હતો કે 'તમને પ્રેમથી લૂંટવા આવ્યો છું'. ત્યાં લૂંટવાની બીજી પ્રક્રિયા અગાઉ થઈ ચૂકી હતી તેના જ અનુબંધમાં મેં આ પ્રેમથી લૂંટવાની વાત ચલાવી. પરંતુ હવે કહું છું કે, 'માત્ર પ્રેમ કરવા આવ્યો છું,' તો સૌના હૃદયમાં પ્રવેશ મળે છે. કોઈ એક પક્ષની સામે ઊભા રહીને આપણે પ્રહાર— ભલે પ્રેમનો જ— કરીએ એવું નહીં. બલ્કે ઉભય પક્ષો પર પ્રેમ કરીએ છીએ તેનું દર્શન આપણને અભિનવ-ગ્રામદાનમાં થાય છે. ઘણીવાર એવું કહેવાય છે કે આથી મેં પોતાના વિચારને ઊલટી ગતિ આપી, નીચે

ઉતાર્યો. પરંતુ વિચારું છું કે પહેલાં આપણે પાંચ કરોડ એકર જમીન હાંસલ કરવા છઠ્ઠો ભાગ માગતા હતા. હવે વીસમો ભાગ માંગીએ છે તેથી દોઢ કરોડ એકર જમીન થાય. પરંતુ આ જે જમીન હશે તે ખેડાણ જમીનનો ભાગ હશે. જ્યારે પેલાં પાંચ કરોડ એકરં જમીનમાં સારી અને ખરાબ પણ જમીન મળતી હતી. આથી પુછાય છે કે શું આ કાર્યક્રમ પૂરો થઈ શકશે? આવું તો પેલા જૂના કાર્યક્રમ અંગે પણ પુછાતું હતું. બન્ને કાર્યક્રમો સરખી રીતે શકય છે અથવા સરખી રીતે અશકય. તે સિવાય એક ઘણી મોટી મહત્ત્વની વસ્તુ આ કાર્યક્રમની સાથે જોડાયેલી છે. તે એ કે દરેક વર્ષે પોતાના પાકનો વીસમો ભાગ ગ્રામસભાને મળી જાય છે. આમાં એકલી જમીન જ નથી મળતી પણ જમીનની સાથે પરિશ્રમ પણ મળે છે. આ ઘણી મોટી વસ્તુ છે.

તેનાથી પણ મોટી વસ્તુ એ છે કે આમાં માત્ર દાન નહીં, દાન-ધારા વહે છે. એકવાર આપણે દાન આપી દીધું અને કામ પતી ગયું એવું નથી. દરેક વર્ષે દાન આપવામાં આવશે, દાન-ધારા વહેશે. આ રીતે સમગ્ર પ્રજાને— બાળકો, વૃદ્ધો, બહેનો-ભાઈઓ, બધાને નિરંતર શિક્ષણ મળશે. આજે દુનિયામાં માત્ર ભોગ જ નથી ચાલતો, ભોગ-ધારા વહી રહી છે. આ પાપના નિવારણ માટે દાન-ધારા વહેવી જોઈએ અને તે આમાં વહે છે.

તે સિવાય આમાં બીજી વધુ જમીન મળવાની પણ શકયતા છે, કારણ કે આપણે પ્રેમથી હૃદયમાં પ્રવેશ કરીએ છીએ. જ્યારે ગ્રામસમાજની સામે કોયડો આવશે અને

વધારે જમીનની જરૂરત હશે ત્યારે તેટલી જમીન અવશ્ય મળશે. આ વાત અનુભવથી કહી રહ્યા છું.

### હજી વધારે ભૂદાન

ઓરિસ્સામાં એક ગ્રામદાનનું સંકલ્પ-પત્ર લઈને ગામવાળા મારી પાસે આવ્યા. ગામમાં જમીન કેટલી છે? ભૂમિહીન કેટલા છે? આ બધો હિસાબ મેં તેમને પૂછયો અને તેમણે બતાવ્યો પણ ખરો. માલમ પડયું કે તેઓ વીસમા ભાગનું જે દાનપત્ર લઈને આવ્યા તેટલાથી કામ પતતું નથી, બધા ભૂમિહીનોને જમીન મળી શકતી ન હતી. ત્યારે તેમણે તેનો દશમો ભાગ કરી નાંખ્યો. હૃદયમાં પ્રવેશ કરીને જ્યારે આપણે ગામલોકો પર બધું છોડી દઈએ છીએ અને તેઓ ગ્રામ-સ્વરાજ્ય પૂરું કરવામાં પોતાની જવાબદારી અનુભવે છે ત્યારે જેટલું આપવાનું જરૂરી અને શકય હોય છે તેટલું આપે છે.

છતાં પણ એવું થાય છે કે આપણે આમાં ગ્રામ-સમાજને માલિકી સમર્પણ કરવાનું કહ્યું છે પણ આમાં જમીનનું સમાનીકરણ ( સરખી વહેંચણી ) કરવાની પ્રક્રિયા ટૂંપાય છે. 'સમાનીકરણ, શાસ્ત્રીય શબ્દ છે. આ જાતની શંકા થવાનું કારણ એ છે કે જેના હાથમાં આજે જમીન રહેશે તેના જ હાથમાં રહેવાની છે. તેની સંમતિ અને અનુમતિ વગર તે હસ્તાંતરિત નહીં થાય. આ જ ન્યાય તેના વારસોને પણ લાગુ પડશે. આથી લાગે છે કે આમાં આપણે એક રીતે આપણો માલિકી વિસર્જનનો વિચાર સીમિત કરીએ છીએ. પણ હકીકત તેવી નથી. જ્યારે દાન-ધારા વહેશે અને ગામની ચિંતા કરવાની જવાબદારી

રહેશે, સાથે સાથે આપણું આંદોલન પણ ચાલુ રહેશે તો કામ આગળ વધતું જશે.

### ક્રાંતિની પ્રક્રિયા

આપણે અહિંસાના આધારે વિચારીશું તો ધ્યાનમાં આવશે કે સાચી ક્રાંતિની પ્રક્રિયા અહિંસામૂલક જ હોઈ શકે. હિંસામૂલક ક્રાંતિની પ્રક્રિયા અપક્રાંતિની પ્રક્રિયા છે. તેની પ્રતિક્રિયામાંથી અપક્રાંતિ આવી શકે. આપણે સમજવું જોઈએ કે જે પ્રક્રિયામાં ફેલાવાની વધારે શક્તિ ભરી છે, તે ક્રાંતિની દૃષ્ટિએ વધુ ગ્રાહ્ય છે. આમાં આપણે ક્રાંતિની પ્રક્રિયાને ઓછી નથી કરી બલ્કે વધારી છે. તેની વધારે સારી અને બહેતર સાબિતી બીજી તે કઈ રજૂ કરી શકાય, સિવાય કે આપણામાં ક્રાંતિની પ્રેરણા કોઈનાથી કમ નથી બલ્કે વધારે જ છે.

## ૨. ખાદી

આપણે વિચારી રહ્યા છીએ કે ગ્રામદાનની પશ્ચાદ્-ભૂમિકામાં બધા લોકો સૂતર કાંતે અને દ્વિજ બને. ઘણીવાર કહેવામાં આવે છે કે મહત્ત્વની ચીજોમાં પહેલો નંબર અન્નનો છે અને બીજો કાપડનો. પરંતુ એવું માનવામાં નથી આવતું. વસ્ત્ર માત્ર ટાઢરક્ષણનું જ નહીં બલ્કે શીલ-રક્ષણનું યે કામ કરે છે. ટાઢરક્ષણ તો તેનો વ્યાવહારિક ઉપયોગ છે. આપણી સંસ્કૃતિ છે કે આપણે વસ્ત્ર પહેરીએ છીએ, નગ્નતાને ઢાંકીએ છીએ. આ માનવતાનો સંસ્કાર છે. એક નાનીશી લંગોટી હોય તોયે ચાલશે પણ કંઈક તો જોઈએ. તેનો અર્થ એ થયો કે કાપડનું મહત્ત્વ અન્નથી પણ વધારે છે.

### ભૂદાન-ગ્રામદાન અને ઉદ્યોગનો સમન્વય

હું ઇચ્છું છું કે દરેક ગામ પોતાના પગ ઉપર ખડું હોય, પોતાનું અનાજ પેદા કરે, પોતાનું કાપડ બનાવે. મેં ખાદી કમિશનને વિનંતિ કરી અને તેમણે આ અંગે વિચાર્યું. હમણાં જ સરકાર પાસે યોજના મૂકવામાં આવી છે અને સરકારે તેનો સ્વીકાર કર્યો છે જેથી વણાટ મફત થશે. એટલે કે વણાટનો ખર્ચ સરકાર આપશે. આ કાંઈ તેનો ઉપકાર નથી બલ્કે કર્તવ્ય છે. ગામેગામનું રક્ષણ કરવાની આજે જે તેની ઉપર જવાબદારી છે, બધી જાતનો માલ પૂરો પાડવાની જે તેની જવાબદારી છે તેમાંથી તેને થોડી મુક્તિ મળશે, તેની થોડી ચિંતા દૂર થશે અને ગામો પોતાના પગ ઉપર ઊભાં થશે.

સરકારે તેને મંજૂર કરી અને ઉપરથી સૂચવ્યું કે ૬ એપ્રિલથી આ કામ શરૂ કરો. એટલે કે મંગળ મુહૂર્ત પણ બતાવી દીધું. તે દિવસથી ભારતમાં જેટલા ભાઈબહેનો અને બાળકો છે, તેમનું સૂતર મફત વણાવી શકાશે. ત્યાં સુધી સૂતરનો ઢગ ખડકીને તૈયાર રાખો જેથી તેને એકદમ વણાવી શકાશે. તેનો જે ખર્ચ સરકારને થશે તે બિલકુલ જ તુચ્છ છે. મેં હિસાબ કરી નાંખ્યો કે ભારતના બે તૃતીયાંશ લોકો પોતાનાં કપડાં જાતે તૈયાર કરી લેશે. આવું માનીને હિસાબ કરીએ તો જે ખર્ચ આવશે તેનાથી સોગણો લાભ દેશને મળશે. તેથી કરીને આ વસ્તુને ગ્રામદાન સાથે જોડવી જોઈએ. ભૂદાન-ગ્રામદાન 'સીતા' છે અને ઉદ્યોગ 'રામ', તો પછી 'સીતારામ' થઈ ગયું. આ બધો કાર્યક્રમ લઈને હું અહીંથી જઈ રહ્યો છું.

હમણાં જે અંબર-ચરખો બન્યો છે તેનો ઉપયોગ કરો અને ગામેગામ પોતાનું કાપડ બનાવો.

### ખાદીનો આમદાનની સાથે સંબંધ

હવે સંભવ છે કે લોકો આ કાર્યક્રમને પણ અવ્યવહારુ માને. આ યંત્રયુગ કહેવાય છે. કહેવાય છે કે યંત્રયુગમાં નાનું શું ઓજાર લેવાથી કેવી રીતે કામ ચાલશે? પરંતુ હવે પંડિતજી (જવાહરલાલ નેહરુ) કહી રહ્યા છે. જ્યારે તેમણે જોયું કે ભારતના સૌથી છેવાડેના થરને ઉપર લાવવામાં આપણે સમર્થ ન બન્યા, સોળ વર્ષના પ્રયોગ પછી પણ તે ન બની શકયું. યોજના-કુશળ લોકોને વિશ્વાસ રહ્યો નથી કે જે રીતે આ બધું ચાલી રહ્યું છે તે જ રીતે ચાલે તો બીજા પચીસ વર્ષોમાં તેમને ઊંચે લાવવામાં સફળ થઈશું. આ રીતે ચાલીસ વર્ષો વીતી જાય અને આપણે સૌથી નીચેનાને એટલું પણ ન આપી શકીએ કે જેટલું દેહ અને પ્રાણને સાથે રાખવા માટે જરૂરી છે, તો શું કહેવું? દરેકને ઓછામાં ઓછું જે જોઈએ—ખાવાનું, કપડાં, નાનુંશું ઘર, કામ કરવાનાં ઓજારો, અને થોડાં મનોરંજનનાં સાધનો—એટલે કે બિલકુલ કમમાં કમ પણ, ચાલીસ વર્ષ યોજના ચાલ્યા પછી પણ આપણુને ન મેળવી આપે તો તદ્દન અશોભનીય છે. હવે આપણા નેતાઓ સમજી રહ્યા છે તેવું કહેવાય છે. પંડિત નેહરુએ હમણાં જે કહ્યું કે, "ગાંધીજી નાનાં નાનાં ઓજારો દ્વારા કરોડો હાથો વડે ઉત્પાદન કરાવવાની વાત કરતા હતા, કદાચ તે રસ્તો હવે લેવો પડશે," તે સાંભળીને મને આનંદ થયો.

નેતા સમજવા માંડયા છે કે કદાચ આ કરવું પડશે. તેઓ માનવા માંડયા છે કે ખાદી-ગ્રામોદ્યોગ વગેરે પણ આપણા દેશના રક્ષણ માટે અત્યંત જરૂરી છે. ઓછામાં ઓછા ૫૦ વર્ષ સુધી જરૂરી છે એવું તેઓ માને છે.

### ખાદી : અહિંસાનું પ્રતિક

ગામડાની ખાદી જ ખરી રીતે સાચી ખાદી છે. અત્યાર સુધી જે ચાલી તે ખાદી નો'તી. જેને અંગે દાવો કરવામાં આવ્યો હતો કે આ અહિંસાનું પ્રતિક છે, તેવી ખાદી અત્યાર સુધી નથી ચાલી. અત્યાર સુધી જે ચાલી તેમાં અહિંસાનું તત્ત્વ ઘણું ઓછું છે. કાંઈક તો છે. પણ અંગ્રેજીમાં જેને 'ચેરીટી' કહે છે, તેટલું છે. સંસ્કૃતમાં જેને 'કરુણા' કહે છે તેવા સ્વરૂપનું નથી. 'કરુણા' એટલે એવી ચિત્તવૃત્તિ જે કંઈક કામ કરવાની પ્રેરણા આપે છે, ચૂપ બેસવા દેતી નથી. અત્યાર સુધીનું કામ સારું હતું. પણ અહિંસાનો જે દાવો છે, તે સિદ્ધ કરનારી ખાદી ન હતી. ચાલી-બેંતાલીસ વર્ષો થયાં, છતાં લોકોમાં જે એકતા, ચેતના લાવવી જોઈતી હતી તે તેની મારફત નથી આવી. તેથી આ નવો વિચાર આવ્યો અને ઘણી ખુશીની વાત છે કે બધા લોકોએ તેનો સ્વીકાર કરી લીધો છે.

જ્યારે મને કહેવામાં આવ્યું કે આપણા નાણામંત્રી શ્રી ટી૦ ટી૦ કૃષ્ણમાચારીએ કહ્યુ કે, 'આ યોજના ઠીક છે, તેને ચલાવો,' તો મને ખુશી થઈ. હું ખાદીની આ યોજનાને ગ્રામદાનની સાથે જોડવા માગું છું. ગ્રામદાન થયા પછી ગ્રામસભા બનશે. મજૂર, મહાજન (વેપારી) અને માલિક ત્રણેય 'મકાર' તે ગ્રામસભામાં સામેલ થશે અને ત્રણેય મળીને મજબૂત સૂતરનું પાકું દોરડું બનશે.

ત્રણેય મળીને પરિપુષ્ટ સુંદર ગામ બનાવશે. ઘેરઘેર ઉદ્યોગ પહોંચી જશે અને ઘેરઘેર ખાદી ચાલશે.

ગ્રામદાનની સાથે વ્યાજમુક્તિ, ધીરાણ, મુદ્દલ ઘટાડાની તૈયારી. વળી સાથે સાથે ખાદી અને પછી શાંતિસેના આ બધો કાર્યક્રમ હશે.

## ૩ શાંતિસેના

ત્રીજી વસ્તુ છે શાંતિસેના. તે સિવાય આપણો આરો નથી. સર્વોદય સંમેલનના અધ્યક્ષ શ્રી જુગતરામભાઈએ વિચાર મૂકયો છે કે દરેક જણ પોતાના જીવનમાંથી એક વર્ષ શાંતિસેના માટે આપે. આ પાગલોની જમાત કેવું વિચારે છે ? તેનું બિચારાનું ઘર છે, પત્ની છે, બાળકો છે, તેની બધી જાતની આસક્તિ છે. તેની અંદર એક ફુસકું મૂકયું કે 'એક વર્ષ આપો.' એક સંસારી માણસને પોતાની બધી મોહ-માયાથી અળગા થઈને એક-બે વર્ષની જેલ ભોગવવી અઘરું થઈ પડે છે તેમાં કોઈ શક નથી. આ કોઈ સામાન્ય વસ્તુ નથી, ઘણી અઘરી વાત છે.

### શાંતિ-વિચારના દીક્ષિત

છતાં પણ જુગતરામભાઈ આવો વિચાર રજૂ કરી રહ્યા છે કે દરેક જણ આ કામ માટે એક વર્ષ આપે. તેના ખાવા-પીવાની વ્યવસ્થા તેઓ કરશે. વર્ષમાં બે મહિના તેને શાંતિ સેનાની તાલીમ આપશે અને બાકીના દસ મહિના કામ. વચ્ચે વચ્ચે કામ આપશે. આ રીતે આખા વર્ષની તાલીમ પૂરી થશે. પછી તેને છૂટો મૂકી દેશે કે હવે સમાજમાં જાઓ. તે ખમીરવંત થશે. તેના ગુણ-સંપર્કથી સમાજમાં ગુણ-વૃદ્ધિ થશે. પછી બીજા લોકો પણ આ કામ માટે આગળ આવશે.

જ્યાં અશાંતિ થાય છે ત્યાં આ લોકો કામ કરશે. જે લોકો તાલીમ લઈને જશે તેઓ પોતાના સ્થળે કામ કરશે અને પોતપોતાનો ધંધો કરશે. પરંતુ તેમના મનમાં એવી પ્રેરણા રહેશે કે કયાંક 'ઇમરજન્સી' હોય તો દોડી આવવું. આ રીતે શાંતિ-વિચારના દીક્ષિત હજારો લોકો સમાજમાં પથરાયેલા હશે. તેમણે આ કલ્પના મૂકી છે. આપણે તેમાં કેટલું કરી શકીશું તે જુદી વાત છે. પરંતુ તેના વિના આરો નથી, રક્ષણ નથી.

### શાંતિસેના પંથથી પર

ગઈ કાલે મેં શાંતિસેનાની રેલી અથવા તો હારમાળા જોઈ. તેમાં કેટલીક નવીનતા છે, એવો આભાસ કેટલાક લોકોને થાય છે. વહેલી સવારે જ્યારે હું તે રેલીને જોવા જઈ રહ્યો હતો ત્યારે શફી સાહેબ મળ્યા. મેં સહજભાવે પૃછયુ કે, 'હવે પીળો પટ્ટો બાંધવામાં શું બાકી છે?' હસતા હસતા તેમણે જવાબ દીધો કે 'કાંઈ બાકી નથી.' આમ કહીને તેઓ ઊઠયા અને પીળો કટકો બાંધી દીધો.

આ બધા પાછળ એક પ્રેરણા કામ કરી રહી છે, પણ આપણે લોકો માત્ર પ્રેરણાશીલ નથી. ચિંતનશીલ પણ છીએ. તેથી કરીને કોઈકોઈને લાગે છે કે પીળો પટ્ટો વગેરે બાંધવાથી એક-પંથ થઈ જાય. મારું ધારવું છે કે પંથનો દુશ્મન જેટલો હું છું તેટલો બીજો કોઈ નહીં હોય. આમ તો હું નિર્વૈર છું છતાં યે પંથોનો વેરી તો છું જ. પરંતુ ગઈ કાલના દશ્યથી ઘણી સ્ફૂર્તિ વધી. તેમાં કોઈ પંથ જેવું દર્શન ન થયું. કયાંક ટંટો-ફિસાદ થઈ રહ્યો હોય, આખું વાતાવરણ અવ્યવસ્થિત, અશાંત હોય અને ત્યાં શાંતિ સૈનિક શાંતિ સ્થાપવા જવાનો હોય તો

તેને માટે માટે કાંઈક ચિહ્ન જોઈએ, એવું અનુભવથી પુરવાર થયું છે. તોફાનો શમાવવા જે માણસો જાય, તેમની કાંઈક ઓળખ હોવી જોઈએ. તેથી આમાં કોઈ સંપ્રદાય કે પંથની વાત નથી. શાંતિસેના સૌથી પર છે.

હું ઇચ્છું છું કે દરેક ગામ અને શહેરમાં શાંતિસેના રચાય. તેને હું વિચાર અને પ્રેમ સિવાય બીજું કાંઈ આપવાનો નથી. પરંતુ તે માટે મેં એક નાનીશી વસ્તુ રાખી છે. જો સર્વોદય પાત્ર સર્વત્ર મૂકવામાં આવે તો શાંતિસેનાને અત્યંત નિર્દોષ આધાર મળી રહેશે, કારણ કે અહિંસા જાહેર રીતે ગણ્યાગાંઠ્યા લોકો મારફત ભલે કામ કરતી હોય, પરંતુ સમગ્ર જનતા દ્વારા કામ કરવાનો અનુભવ મળ્યા પછી સરળતા મળે છે. આમ, શાંતિ-સેનાના કામ પાછળ લોક-સંમતિનું જે બળ છે તે સર્વોદય પાત્ર દ્વારા પ્રગટ થાય છે. એટલે કે લોકો જ કામ કરી રહ્યા છે તેવું માની શકાય. આમ નહીં થાય તો તેઓ તો પરાધીન જ રહેશે. જેમ સિપાઈઓના આધાર-થી લોકો પરાધીન રહે છે, તેમ શાંતિસેનાના આધારથી પણ રહેશે તો કામ નહીં ધપે. તેથી જ આની પાછળ લોક-સંમતિ જોઈએ. તેનું નિર્દેશ છે સર્વોદય પાત્ર.

ગ્રામદાન, ખાદી ને શાંતિસેના— એ ત્રિવિધ કાર્યક્રમમાં આપણે લાગી જવાનું છે. આ ત્રિમૂર્તિની ઉપાસના કરવાની છે. પરંતુ આ ત્રણેય મળીને એક છે, એમ સમજીને આ ઉપાસના કરવી પડશે. ત્રણ ટુકડા કરીને વિચારાશે તો ત્રણેય ખતમ થઈ જશે. તેથી આ એકરૂપ છે એવું સમજીને કામ કરવું પડશે.

(રાયપુર સંમેલનના તા. ૨૮ અને ૨૯ ડિસે. '૬૩ નાં પ્રવચનોમાંથી)

# ૧૦

# આચાર્યકુલ

[ તા. ૭-૮ ડિસેમ્બર ૧૯૬૭એ પૂસા રોડમાં વિનોબાજીના સાંનિધ્યમાં બિહારની બધી યુનિવર્સિટીના ઉપકુલપતિઓ, આચાર્યો અને મુખ્ય શિક્ષણશાસ્ત્રીઓની એક પરિષદ મળી આ પરિષદ સમક્ષ બોલતાં વિનોબાજીએ શિક્ષણના પ્રશ્ન અંગેના પોતાના વિચારો રજૂ કર્યા તથા શિક્ષકોની એક સ્વતંત્ર શક્તિ પાંગરે તે ઉપર ખાસ ભાર મૂકયો. પછી જાન્યુઆરી ૧૯૬૮મા વિનોબાજી મુજફ્ફરપુર ગયા. ત્યાં પણ પ્રાધ્યાપકો સાથે આ બાબત ચર્ચા ચાલતી રહી. એ ઉપરથી પ્રેરણા પામીને મુજફ્ફરપુરના અધ્યાપકોએ એક સંકલ્પ-પત્ર બનાવ્યો અને આશરે દોઢસો અધ્યાપકોએ તેના પર સહી કરી. પરિણામાયે શિક્ષણશાસ્ત્રીઓએ આ નિષ્ઠા-પત્રનું સ્વાગત તેમ જ સમર્થન કર્યું.

ત્યાર પછી ફેબ્રુઆરીમાં વિનોબાજીને મુંગેર કૉલેજમાં દસ દિવસ સુધી અધ્યાપકો ને વિદ્યાર્થીઓ વચ્ચે રહેવાનું થયું. તે દરમ્યાન વધુ ને વધુ વિચાર-વિનિમય થતો ગયો. ત્યાંના અધ્યાપકોએ પોતાને માટે એક વિસ્તૃત કાર્યક્રમ તથા સંગઠનની રૂપરેખા પણ બનાવી. ત્યાં એમ પણ નક્કી થયું કે દરેક જિલ્લો આ સંગઠનનું એકમ બને, જેમાં પ્રાથમિકથી માંડીને કૉલેજ-સ્તર સુધીના બધા જ શિક્ષકો સામેલ થાય.

તા. ૬–૭ માર્ચે ભાગલપુરમાં વિદ્વાનો સાથે શિક્ષકોના સંગઠન તેમ જ કાર્યક્રમ અંગે ફરી વિગતે ચર્ચા થઈ. ત્યાં જ વિનોબાજીએ સંગઠન માટે 'આચાર્યકુલ' નામ સૂચવ્યું. અને તા. ૮ માર્ચે પ્રાચીન વિક્રમશીલા સમીપ કહોલ મુનિના નામ પરથી પ્રસિદ્ધ કહલ ગામમાં 'આચાર્યકુલ'ની સ્થાપનાની જાહેરાત વિનોબાજીએ કરી. આ રીતે એક નવો અભિક્રમ શરૂ થયો. ]

## ૧. શિક્ષણની સમસ્યા

હમણાં-હમણાં યુરોપ-અમેરિકામાં અનેક નવાં શાસ્ત્રોની ખોજ થઈ છે, અને તેમાંથી આપણે ઘણું શીખવાનું છે, તે બાબત કોઈ શક નથી. ખાસ કરીને અનેકવિધ વિજ્ઞાનોનો વિકાસ આ પચાસ-સાઠ વર્ષમાં ત્યાં બહુ ઝાઝો થયો છે. તેમ છતાં ભારતની પોતાનીયે કેટલીક વિદ્યાઓ છે, અને કેટલાંક શાસ્ત્રો અહીં પુરાતન કાળથી વિકસિત થતાં આવ્યાં છે. એ શાસ્ત્રોમાં શિક્ષણ-શાસ્ત્ર એક એવું શાસ્ત્ર છે, જેનો ભારતમાં ઘણો વિકાસ થયો હતો, અને ઘણી ચર્ચા થઈ હતી. મારું એમ કહેવું નથી કે એ બાબતમાં આપણે હવે કાંઈ જ શીખવાનું નથી, બલ્કે વેદ ભગવાને આજ્ઞા દીધી છે— आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः। દુનિયાભરના મંગલ વિચારો આપણી પાસે આવે. આપણે બધા વિચારોનું સ્વાગત કરીએ છીએ, અને એવું નથી માનતા કે અમુક વિચાર સ્વદેશી છે અને અમુક પરદેશી; અથવા અમુક વિચાર જૂનો છે અને અમુક નવો. આપણે એટલું જ વિચારીએ છીએ કે તે વિચાર યોગ્ય છે કે અયોગ્ય. જે વિચાર યોગ્ય હોય, તે જૂનો હોવા છતાં લેવો જોઈએ. તેમાં કોઈ શક નથી કે આપણે દુનિયા પાસેથી પુષ્કળ

લેવાનું છે. પરંતુ જે આપણી પાસે છે, તેનેય ઓળખવું જોઈએ. અને આ ખાસ એટલા માટે જરૂરી છે કે જે અહીંનું હોય છે, તે અહીંની પરિસ્થિતિ અને ચારિત્ર્ય માટે અનુકૂળ હોય છે. આયુર્વેદનો દાખલો લો. એ આપણું વૈદક શાસ્ત્ર છે. જો અહીંની વનસ્પતિઓનો ઉપયોગ લોકો કરશે, તો તે વધુ કારગર નીવડશે. નવા વૈદક શાસ્ત્રમાંયે શીખવા જેવું હશે. પરંતુ અહીંના આયુર્વેદમાં અહીંની વનસ્પતિઓની ચર્ચા હોવાથી ગામેગામ તેનો વધુ ઉપયોગ થઈ શકે. એવી જ રીતે અહીંનું શિક્ષણ-શાસ્ત્ર આપણા સ્વભાવને અનુકૂળ હોવાને લીધે ઘણી મદદ કરી શકે.

### શિક્ષણ-શાસ્ત્રનો ભારતીય ગ્રંથ—પાતંજલ યોગસૂત્ર

શિક્ષણ-શાસ્ત્રના આવા જે ગ્રંથ સંસ્કૃતમાં છે, તે બધામાં શિરોમણિ ગ્રંથ છે, પતંજલિનું 'યોગશાસ્ત્ર'. મને કોઈ પૂછે કે શિક્ષણ-શાસ્ત્ર પર સર્વોત્તમ ગ્રંથ ભારતમાં કયો છે, તો હું એમ જ કહું કે 'પાતંજલ યોગ-શાસ્ત્રમ્'. તેમાં શિક્ષણ વિશે માનસ અને અતિમાનસ બેઉ દૃષ્ટિએ વિચાર કરવામાં આવ્યો છે. માનસશાસ્ત્રીય ઢબે વિચારવું શિક્ષણ માટે બહુ જરૂરી હોય છે. તેના વિના શિક્ષણ-શાસ્ત્ર શરૂ નથી થતું. પરંતુ આરંભ માટે જો કે માનસશાસ્ત્રની જરૂર હોય છે, તોયે તેની આખરી ચીજ શી છે, ક્યાં સુધી લઈ જવાનું છે, એ સમજવા સારુ અતિમાનસ ભૂમિકાનુંયે જ્ઞાન હોવું જરૂરી હોય છે. પતંજલિએ યોગ-શાસ્ત્રમાં વૃત્તિઓનું પરીક્ષણ કરીને વૃત્તિઓને અનુકૂળ કઈ રીતે વર્તાય અને વૃત્તિઓથી પર કઈ રીતે જવાય, એ બંને વાત બતાવી છે. વૃત્તિઓને અનુકૂળ વર્તાવ જો આપણે ન કરીએ, તો દુનિયામાં કોઈ કામ ન કરી શકીએ.

તેથી વૃત્તિઓને અનુકૂળ વિચારવું પડે છે. પણ સાથેસાથ વૃત્તિઓથી પર થઈને પણ જો નથી વિચારતા તો તટસ્થ દર્શન થતું નથી, અને એટલા માટે નજીકના જ સંકુચિત ચિંતનમાં આપણે કેદ રહીએ છીએ. પરિણામે દૂર દૃષ્ટિનો અભાવ રહે છે. એટલા માટે અતિમાનસ દૃષ્ટિનીયે જરૂર રહે છે, અને માનસ દૃષ્ટિનીયે જરૂર હોય છે. બંને દૃષ્ટિને ધ્યાનમાં રાખીને પતંજલિએ બહુ થોડામાં યોગશાસ્ત્રમાં વાત મૂકી છે. તેના પર અનેક ભાષ્યો થયાં છે, અને આ યોગશાસ્ત્ર આજ સુધી વિકસિત થતું આવ્યું છે. ભારતમાં આજે પણ એનો વિકાસ થઈ રહ્યો છે. એ વિશે અહીં વધુ નહીં કહું. મારું કહેવું એટલું જ છે કે આપણે ત્યાં શિક્ષણ-શાસ્ત્ર રચાયેલું છે.

પતંજલિ પરમાત્માને ગુરુરૂપે જુએ છે. स एष पूर्वेषामपि गुरुः । આ પરમાત્મા કોણ છે ? આપણા જે પ્રાચીન જ્ઞાની થઈ ગયા, એમનો એ ગુરુ છે. મને ઘણી ભાષાઓ જાણવાનો મોકો મળ્યો છે. પણ કોઈ ધર્મગ્રંથમાં કે કોઈ માનસ-શાસ્ત્રીય ગ્રંથમાં પરમાત્માને ગુરુરૂપે જોવાયો હોય, એવું મેં નથી દીઠું. પરમાત્માને હમેશાં પિતારૂપે તો જોવામાં આવે જ છે. માતા રૂપેયે જોવાય છે. પરંતુ યોગશાસ્ત્રમાં તેને ગુરુરૂપે જોયો છે, તો તમે બધા લોકો ગુરુની હેસિયત રાખો છો, એ બહુ મોટી વાત છે. પરમાત્મા ગુરુરૂપ તો છે જ, એ પરમ ગુરુ છે. એ આપણને બધાને શિક્ષણ આપે છે. એવી જ રીતે આપણે એનું અનુકરણ કરીને શીખવું-શીખવવાનું છે.

### શિક્ષણ સંસ્કારણથી પર હોવું જોઈએ

ગુરુ અત્યંત તટસ્થ બનીને શીખવે છે. એની શીખવવાની જે દૃષ્ટિ છે, તે તટસ્થતાની છે. એ કોઈ ચીજ લાદતો નથી. પણ

હમણાં- હમણાં આપણે ત્યાં અને બીજા દેશોમાં સરકારી રાહે જે કાંઈ પ્રયત્ન થઈ રહ્યા છે તે એ કે જે જે વિચારોની સરકારો બની હોય છે, તે તે વિચારોની અસર વિદ્યાર્થીઓ ઉપર પાડવાનો પ્રયત્ન થાય છે. તે વિચારની પકડમાં વિદ્યાર્થીઓને રાખવા માગે છે, પોતાના ઢાળામાં વિદ્યાર્થીઓને ઢાળવા માગે છે. સામ્યવાદી સરકાર આવી, તો સામ્યવાદી વિચારસરણી શીખવવામાં આવશે. ઇતિહાસ પણ નવેસરથી લખવામાં આવશે. એક ઇતિહાસ હતો, જે સ્ટાલિનના જમાનામાં રશિયામાં ચાલતો હતો. જ્યારે સ્ટાલિન સત્તાભ્રષ્ટ થઈ ગયો, ત્યારે ત્યાં શિક્ષકોએ તે ઇતિહાસ શીખવવાનું ચાર-છ મહિના બંધ કરી દીધું. ફરીથી નવો ઇતિહાસ લખવામાં આવ્યો, જેમાં સ્ટાલિન દેવતા ન રહ્યો, બીજા દેવતાનું અધિષ્ઠાન થયું. ચાર-છ મહિનામાં નવો ઇતિહાસ લખાયો અને શાળાઓમાં શિખવાવા માંડયો. હવે તમને આશ્ચર્ય થશે કે શું ઇતિહાસ પણ નવો નવો બને છે? જે બન્યું તે ઇતિહાસ. પરંતુ હવે જે બન્યું તે ઇતિહાસ નહીં, પણ આપણે જે ધ્યાનમાં રાખવા માગીએ છીએ તે ઇતિહાસ. એટલા માટે આપણને અનુકૂળ જે ચીજો છે, તે રાખવી અને જે પ્રતિકૂળ ચીજો છે, તે છોડવી, અને તે ઇતિહાસ શીખવવો. જો ફાસીવાદ આવ્યો તો બધાં વિદ્યાર્થીઓને ફાસીવાદ શીખવવામાં આવશે. અને આવી રીતે ભિન્ન-ભિન્ન રાજ્ય-વ્યવસ્થાઓ આવે છે, તો તેઓ પોતપોતાના અમુક નિશ્ચિત વિચારોમાં વિદ્યાર્થીઓના દિમાગ ઢાળવાની કોશિશ કરે છે. આ વસ્તુ લોકશાહી માટે ખરેખર બહુ જ ખતરનાક છે. લોકશાહી કહે છે કે દરેકને એક મતનો અધિકાર છે. અરે ભાઈ, મતનો અધિકાર આપો છો, તો

મનન-સ્વાતંત્ર્ય પણ હોવું જોઈએ ને! જો મનન-સ્વાતંત્ર્ય ન હોય, તો એક હાથે તમને વોટનો અધિકાર આપ્યો, અને બીજા હાથે તે લઈ લીધો, એટલું જ થાય છે. આ બહુ મોટો ખતરો બધા દેશોમાં મોજૂદ છે, અને આપણા દેશમાંયે છે. એટલા માટે તમારે ગુરુઓએ સાવધાન થવું જોઈએ.

### ત્રિગુણી શિક્ષક

શિક્ષકોમાં ઓછામાં ઓછા ત્રણ ગુણોની આવશ્યકતા રહે છે. (આ સાંભળી ત્રિગુણ સેનને બહુ ખુશી થશે.) એક ગુણ એ કે શિક્ષકને વિદ્યાર્થીઓ પર પ્રેમ હોવો જોઈએ, વાત્સલ્ય જોઈએ, અનુરાગ જોઈએ. આ શિક્ષકોનો બહુ મોટો ગુણ છે, જેના વિના શિક્ષક બની શકાય જ નહીં. શિક્ષકનો બીજો મોટો ગુણ એ છે કે તેણે નિત્ય નિરંતર અધ્યયનશીલ રહેવું જોઈએ. રોજ નવું નવું અધ્યયન ચાલુ રહે અને જ્ઞાનની વૃદ્ધિ સતત થતી જાય. આ રીતે એણે જ્ઞાનનો સાગર બનવાનું છે. એણે જ્ઞાનની નિરંતર ઉપાસના કરવાની છે.

આ બે ગુણ શિક્ષકમાં પ્રથમ જોઈએ. તમારામાં જો વાત્સલ્ય હોય અને જ્ઞાન ન હોય, તો તમે ઉત્તમ માતા બની શકશો. માંતામાં વાત્સલ્ય ભર્યું હોય છે, પણ જ્ઞાન હોય જ છે એવું નથી. પરંતુ કેટલીક માતાઓ એવી છે જેમને જ્ઞાન પણ હોય છે. કપિલ મહામુનિની માતા એવી જ થઈ ગઈ, જેને કપિલ મહામુનિએ ઉપદેશ દીધો. બહુ મોટી માતા! એવી માતાઓ ભારતમાં હશે, અને દુનિયાના બીજા દેશોમાંયે હશે. પરંતુ સામાન્ય રીતે માતાઓ પાસેથી જ્ઞાનની અપેક્ષા આપણે નથી રાખતા, માત્ર પ્રેમ અને

વાત્સલ્યની જ અપેક્ષા રાખીએ છીએ. તમારામાં જો વાત્સલ્ય હશે અને જ્ઞાન નહીં હોય, તો તમે પ્રવૃત્તિપરાયણ બની શકશો. માતાને નાતે ઉત્તમ પ્રવૃત્તિ તમે કરી શકશો. બીજી બાજુ તમારામાં પ્રેમ નહીં હોય, વાત્સલ્ય નહીં હોય, અને માત્ર તટસ્થતા હશે, અને જ્ઞાનની સાધના તમે કરતા હશો, તો તમે તત્ત્વજ્ઞાની બની શકશો, વિચારક બની શકશો, નિવૃત્તિનિષ્ઠ બની શકશો. દેશને તમારો બહુ મોટો લાભ મળી શકશે. પરંતુ તમે ગુરુ નહીં બની શકો. એટલા માટે ગુરુ સારુ જરૂરી છે નિરંતર ચિંતનશીલતા, જ્ઞાનની વૃદ્ધિ પ્રતિદિન થતી રહે એ દૃષ્ટિ અને શિષ્યો માટે અત્યંત વાત્સલ્ય અને પ્રેમ. આ બે ગુણ તો હોવા જ જોઈએ.

આ ઉપરાંત એક ત્રીજા ગુણનીયે આવશ્યકતા છે. મેં હમણાં કહ્યું કે વિદ્યાર્થીઓના દિમાગ પર પોલિટિકસનું બહુ મોટું આક્રમણ થાય છે. અને તે વિદ્યાર્થીઓ છે શિક્ષકોના હાથમાં. હવે, જો શિક્ષક જ પોલિટિકસથી રંગાયેલો હોય, તો એમ માનવું પડે કે ગંગામૈયા સમુદ્રને શરણે ગઈ, પણ સમુદ્રે તેનો સ્વીકાર કર્યો નહીં. તો જે હાલત ગંગાની થાય, તે જ હાલત વિદ્યાની થશે. વિદ્યા પ્રોફેસરોને, અને શિક્ષકોને ચરણે ગઈ, પણ એ લોકોએ તેનો સ્વીકાર ન કર્યો. તેઓ રાજનીતિની દૃષ્ટિએ જ વિચારતા રહ્યા. સમજવાની વાત એ છે કે શિક્ષકોએ બધાએ રાજકારણથી મુક્ત રહેવું જોઈએ.

ધારો કે કોઈ હોસ્પિટલનો સેવક છે, જે કાંગ્રેસ કે બીજા કોઈ રાજકીય નેતાનો દોસ્ત છે. હવે પેલો સેવક જો પાર્ટી-પોલિટિકસનો ખ્યાલ રાખીને રોગીની પક્ષપાતપૂર્વક સેવા

કરતો રહેશે, કોઈની વધુ અને કોઈની ઓછી, તો તે હોસ્પિટલની સેવા માટે નાલાયક છે. હોસ્પિટલની સેવા કરનારો જે માણસ હોય, તેણે પક્ષમુક્ત હોવું જોઈએ. જો તે પક્ષમુક્ત ન હોય તો માનવું કે તે કામ માટે એ લાયક નથી. એવી જ રીતે ન્યાયાધીશનો દાખલો લો. શું કોઈ ન્યાયાધીશ કોઈ પક્ષનો હોઈ શકે? ન્યાયમાં પક્ષપાત થઈ શકે? નહીં જ. ધારાસભાનો સ્પીકર શું કોઈ પણ પક્ષનો પક્ષપાત કરી શકે? ન જ કરી શકે. જો તે કરે તો તે ખોટું કર્યું ગણાશે. આ જ હેસિયત શિક્ષકોની છે. શિક્ષકો જો રાજનીતિમાં પડ્યા હોય તો સમજવું જોઈએ કે તેઓ કર્તા નથી, કર્મ છે. એમને કરનારા બીજા છે. તેઓ પોતે તો એ કર્તાના કર્મ માત્ર છે. એવા શિક્ષકોના પોતાના હાથમાં કર્તૃત્વ નથી. તેઓ કર્મણિ પ્રયોગ છે, કર્તરિ પ્રયોગ નહીં. એ હાલતમાં શિક્ષકનો વ્યવસાય નકામો થઈ જશે. એમનું પોતાનું જે સ્થાન છે. તે નહીં રહે.

પ્રાચીન કાળમાં શિક્ષણની આ સ્થિતિ નહોતી. ભગવાન કૃષ્ણની કથા છે. કૃષ્ણે દેશને કંસના ત્રાસમાંથી મુક્ત કર્યો હતો. બાળપણમાં જ એ આવડું મોટું પરાક્રમ કરી ચૂક્યો હતો. પણ એના પિતાને યાદ આવ્યું કે આને તાલીમ મળી નથી, તેની પાસે કોઈ ડિગ્રી નથી. તેથી એને કોઈ ગુરુ પાસે મોકલવો જોઈએ. એટલે ગુરુ પાસે મોકલ્યો. ગુરુએ વિચાર્યું કે આ એક મહાન અવતાર છે. તેના હાથે કંસ-મુક્તિ થઈ ચૂકી. તેને હવે તાલીમ માટે મારી પાસે મોકલ્યો છે. ઠીક છે. તેને આપીશું તાલીમ. એમ વિચારી કૃષ્ણને એક ગરીબ બ્રાહ્મણ વિદ્યાર્થીની સાથે રાખ્યો. અને બંનેને

કામ આપ્યું જંગલમાંથી લાકડાં ફાડી લાવવાનું. આ બ્રાહ્મણ સુદામા અત્યંત દરિદ્ર હતો. અને કૃષ્ણ હતો એક મહાન રાજપુત્ર. બંનેને એક જ વર્ગમાં રાખ્યા. એવું નહીં કે નેતરહાટ ( બિહારની એક પબ્લિક સ્કૂલ ) ની સ્કૂલ અમીરો માટે અને ગરીબો માટે બીજી સ્કૂલ. આજકાલ એવું થાય છે કે અમુક લોકો માટે ' પબ્લિક સ્કૂલ ' હોય છે. પબ્લિક સ્કૂલ એ કે જ્યાં પબ્લિક ન જઈ શકે! આવો કોઈ ભેદ કૃષ્ણના ગુરુએ કર્યો નહીં, અને બંનેને શરીરશ્રમનું એકસરખું કામ આપ્યું. બંનેએ આ કામ સારી રીતે કર્યું, અને બંનેને ગુરુએ ૬ મહિનામાં સાટફિકેટ આપી દીધું. કૃષ્ણને કહ્યું, ' તારું કામ બહુ સારું રહ્યું. જ્ઞાની તો તું છે જ, કેવળ મારું ગૌરવ વધારવા તું આવ્યો હતો. પણ તેં બહુ સારું સેવાનું કામ કર્યું, અને જે સેવાનું કામ કરે છે, તેને જરૂર જ્ઞાન મળે છે. એટલે બધું જ્ઞાન તારી પાસે પહોંચી ચૂક્યું. ' કૃષ્ણે વિદાય વખતે ગુરુને નમસ્કાર કર્યા. ગુરુએ કહ્યું. મારી પાસે કાંઈક માગ. કૃષ્ણને થયું, શું માગું ? એણે માગ્યું—मातृहस्तेन भोजनम् । મને મૃત્યુ સુધી માતાના હાથનું ભોજન મળે. કૃષ્ણે ભલે એ ન વિચાર્યું કે આનો અર્થ એ થશે કે એની માતાને એના પછી મરવું પડશે અને એને કેટલો કલેશ થશે. એણે એટલું જ વિચાર્યું કે ઉત્તમ ભોજન મળે, દેશને ઉત્તમ ભોજન મળે. આ બહુ જરૂરી વાત છે. તેથી ભગવાન કૃષ્ણે ગુરુ પાસે માગી લીધું—मातृहस्तेन भोजनम् ।

આ કથા મેં તમારી સામે એટલા માટે કહી કે આપણે ત્યાં જે કાંઈ વિચાર હતો. તેમાં રાજ્ય-સત્તાની સત્તા ગુરુ પર નહોતી. ગુરુ તેનાથી પર હતો. તો થતું તો અહીં એ

જોઈએ કે જેમ ન્યાયાલય શાસનથી બિલકુલ પર છે, અને જ્યાં ઠીક લાગે ત્યાં શાસનની વિરુદ્ધ પણ નિર્ણય લઈ શકે છે. તેવી જ રીતે શિક્ષણ વિભાગ પણ શાસનથી પર હોવો જોઈએ. ન્યાય વિભાગને શાસન તરફથી પગાર મળે છે, તેમ છતાં તેના ઉપર શાસનનો અંકુશ નથી. આ વાત જેમ ન્યાય વિભાગ માટે માન્ય થઈ ગઈ છે, તેમ શિક્ષણ વિભાગ માટેયે માન્ય થવી જોઈએ. ત્યારે શિક્ષણ પાંગરશે. જો એ વાત ધ્યાનમાં આવે કે આજકાલ આપણે રાજકારણીઓની પકડમાં છીએ, તો તે પકડમાંથી છૂટયા વિના શિક્ષણનો કોઈ પ્રશ્ન ઊકલશે નહીં.

તમારે રાજકારણથી પર રહેવું જોઈએ. એનો અર્થ એ નહીં કે એનું અધ્યયન જ ન કરવું. રાજકારણનું અધ્યયન થવું જોઈએ, એ પણ તમારા અધ્યયનનો એક વિષય છે. પરંતુ તમારી મુખ્ય ચિંતા હોવી જોઈએ, 'જય જગત્'. આખી દુનિયાનું ભલું કરવાનું એક રાજકારણ છે, તેમાં તમારે પડવું જોઈએ. તેનું ચિંતન-મનન કરવું જોઈએ. પરંતુ આ જે પાવર પૉલિટિક્સ ( સત્તાની રાજનીતિ ) છે અથવા પાર્ટી પૉલિટિક્સ ( પક્ષીય રાજનીતી છે ) તેનાથી તમારી જાતને મુક્ત રાખવી જોઈએ. તેનાથી પર રહેવું જોઈએ. તેમાં જ તમારું ગૌરવ છે. એમ કરી જોશો, તો થોડા જ દિવસમાં તમને ખબર પડશે કે તમારી શક્તિ પાંગરી રહી છે. નહીં તો આજે શિક્ષકની હેસિયત એક નોકર જેવી થઈ ગઈ છે.

### ઝંડો બદલાય તો શિક્ષણ કેમ ન બદલાય ?

જૂની વાત છે. ૧૫ ઑગસ્ટ, ૧૯૪૭ ની. એ વખતે હું વર્ધા નજીક પવનારમાં રહેતો હતો. સ્વાતંત્ર્ય-દિન નિમિત્તે

લોકોએ મને વ્યાખ્યાન આપવા વર્ધા બોલાવ્યો. મેં તે દિવસ કહ્યું, 'જુઓ ભાઈ, સ્વરાજ્ય મળી ગયું. તો હવે જૂનો ઝંડો એક દિવસ માટે પણ ચાલશે? જો જૂનો ઝંડો ચાલે તો તેનો અર્થ એ જ કે જૂનું રાજ્ય જ હજીયે ચાલી રહ્યું છે. માટે જેમ નવા રાજ્યમાં નવો ઝંડો હોય છે, તેમ નવા રાજ્યમાં નવી તાલીમ જોઈએ. જો જૂની જ તાલીમ ચાલી, તો માનજો કે જૂના રાજ્યનું જ વિસ્તરણ ચાલી રહ્યું છે, હજી નવું રાજ્ય આવ્યું નથી. ગાંધીજીએ દૂર દૃષ્ટિથી નઈ તાલીમ નામની એક પદ્ધતિ સુઝાડી. મારા હાથમાં જો રાજ હોય— જે હોવાનો સંભવ નથી, પણ જો મારા હાથમાં રાજ હોય, તો બધા વિદ્યાર્થીઓને હું ત્રણ મહિનાની છુટ્ટી આપી દઉં અને કહું કે હસો-રમો, જરા મજબૂત બનો, જરા ખેતી-ઉદ્યોગનું કામ કરો, સ્વરાજ્યનો આનંદ ભોગવો. અને તેટલા વખતમાં શિક્ષણ-શાસ્ત્રીઓનું સંમેલન થાય, અને ત્રણ મહિનાની અંદર તે લોકો હિંદુસ્તાન માટે શિક્ષણનો નવો ઢાંચો તૈયાર કરી આપે. એ તૈયાર થઈ જાય, તો નવું શિક્ષણ શરૂ થઈ જશે. મારું જો ચાલત, તો હું આમ કરત.

પરંતુ આને બદલે એક પંચવાર્ષિક, બે પંચવાર્ષિક, ત્રણ પંચવાર્ષિક, ચાર પંચવાર્ષિક યોજના ચાલી, અને શિક્ષણનો ઢાંચો જૂનો ને જૂનો જ રહ્યો. કોઈ ફરક ન પડયો. અને આજકાલની સરકાર કહે છે કે શિક્ષણની બાબતમાં મોટા મોટા પ્રશ્ન છે. એજ્યુકેશનનું એકસપ્લોઝન — શિક્ષણનો વિસ્ફોટ થયો છે. ભારતમાં શિક્ષણનો બહુ જ વિસ્તાર થયો છે. એટલા માટે નવી નવી સમસ્યાઓ આપણી સામે આવીને ઊભી છે. તો, હું એમ પૂછું છું કે

શું સારી વસ્તુનું ક્યાંય એક્સપ્લોઝન થાય છે ? જો શિક્ષણનું એક્સપ્લોઝન થયું હોય, તો તેનો અર્થ એ કે શિક્ષણ કોઈ બૂરી ચીજ છે.

અને વાસ્તવમાં આજે એવું જ છે. આજે ભારતની હાલત એવી છે કે જો તમે શિક્ષણ વધારતા નથી તો લોકો ગમાર રહેશે, અને જો શિક્ષણ વધારો છો, તો બેકાર બનશે. હવે, કાં તો ગમાર રહો, કાં બેકાર બનો. બેમાંથી એક તો બનવું જ પડશે. બેમાંથી તમે શું પસંદ કરશો ? આ વાત મેં આપણા રાષ્ટ્રપતિ ઝાકિરસાહેબ થોડા દિવસ પહેલાં મને અહીં મળવા આવ્યા ત્યારે એમની સામે મૂકી હતી. ત્યારે એમણે કહ્યું, 'વિનોબાજી, તમે કહ્યું કે જેમને આ શિક્ષણ મળે છે, તેઓ બેકાર બને છે. પણ તેઓ માત્ર બેકાર જ નથી બનતા, બેકાર પણ બને છે અને ગમાર પણ બને છે.' મારી વાતમાં આવો એમણે સુધારો કરી દીધો. એમણે સુધારો કરી દીધો કે અશિક્ષિત લોકો ગમાર, અને શિક્ષિત બેકાર, એવું છે નહીં. અશિક્ષિત લોકો ગમાર, અને શિક્ષિત ગમાર + બેકાર. એટલા માટે શિક્ષણનો ઢાંચો તુરત બદલવો જોઈતો હતો. ખેર, જે થયું તે થયું, હવે તો બદલવો જોઈએ.

કહેવામાં આવે છે કે ભારતમાં શિક્ષણની મોટી સમસ્યા છે. મેં કહ્યું કે શિક્ષણ એવી ચીજ છે, જેનાથી સમસ્યાઓનો ઉકેલ થાય છે, ત્યારે અહીં શિક્ષણ પોતે જ સમસ્યા થઈ ગઈ ! આવું કેમ થાય છે ? હવે શું કહેવું ? શિક્ષણ રાજ્યના હાથમાં ગયું. જે અધિકાર તમે શંકરાચાર્યને દીધો નહીં, જે અધિકાર તમે તુલસીદાસને દીધો નહીં, તે અધિકાર તમે એજ્યુકેશન ડાયરેક્ટરને દીધો ! એ એક

પુસ્તક તૈયાર કરશે અને તે સરકારમાન્ય પુસ્તક આખા પ્રાંતમાં ચાલશે. એકેએક છોકરાએ તે પુસ્તક વાંચવું પડશે. છોકરો જો તેનો બરાબર અભ્યાસ નહીં કરે, તો નાપાસ કરશો. શિક્ષણ ખાતાના માણસોએ જે પુસ્તક નક્કી કરી દીધું, તે જ વાંચવું પડશે. આવો અધિકાર તમે ન શંકરાચાર્યને દીધો, ન તુલસીદાસને. તુલસીદાસજી એમ ન કરી શકયા કે ફરજિયાત રામાયણ દરેકે વાંચવું પડશે. આવો અધિકાર તુલસીદાસજીએ લીધો નહીં અને તમે દીધો નહીં. ઘણા લોકો રામાયણ વાંચે છે, પણ પોતાની સ્વેચ્છાએ વાંચે છે, પરંતુ આ ફરજિયાત ચોપડી બધાએ વાંચવી પડશે. શિક્ષણ-અધિકારીની તમે આટલી બધી યોગ્યતા માની !

સાર આનો એ કે દરેકનું પોતપોતાનું સ્થાન હોય છે. શિક્ષણનું આખું ને આખું ક્ષેત્ર શાસનમુક્ત હોવું જોઈએ. એ મુક્ત રહે તે તમારા ઉપર નિર્ભર છે. એમના પંજામાંથી તમે પોતે મુક્ત થઈ જાઓ, તો શિક્ષણ મુક્ત થઈ જાય.

### જ્ઞાન + કર્મ = શિક્ષણ

ગાંધીજીએ, કૃષ્ણે, પતંજલિએ, સહુએ આપણને શીખવ્યું કે જ્ઞાન અને કર્મ ભેળાં હોવાં જોઈએ. જ્ઞાન અને કર્મના બે ટુકડા ન થવા જોઈએ. જ્ઞાન કર્મથી અળગું ન પડી જવું જોઈએ. આમ નહીં કરીએ, તો અમુક લોકો પાસે જ્ઞાન અને અમુક લોકો પાસે કર્મ રહેશે. અને તો રાહુ-કેતુનો સમાજ બનશે. રાહુ એટલે માથાં જ માથાં. એને ધડ નહીં, કેવળ મુંડ. અને કેતુ એટલે ધડ જ ધડ, એને મુંડ નહીં. ગામડાંના બધા લોકો કેતુ બનશે, અને

શું સારી વસ્તુનું ક્યાંય એકસપ્લોઝન થાય છે ? જો શિક્ષણનું એકસપ્લોઝન થયું હોય, તો તેનો અર્થ એ કે શિક્ષણ કોઈ બૂરી ચીજ છે.

અને વાસ્તવમાં આજે એવું જ છે. આજે ભારતની હાલત એવી છે કે જો તમે શિક્ષણ વધારતા નથી તો લોકો ગમાર રહેશે, અને જો શિક્ષણ વધારો છો, તો બેકાર બનશે. હવે, કાં તો ગમાર રહો, કાં બેકાર બનો. બેમાંથી એક તો બનવું જ પડશે. બેમાંથી તમે શું પસંદ કરશો ? આ વાત મેં આપણા રાષ્ટ્રપતિ ઝાકિરસાહેબ થોડા દિવસ પહેલાં મને અહીં મળવા આવ્યા ત્યારે એમની સામે મૂકી હતી. ત્યારે એમણે કહ્યું, 'વિનોબાજી, તમે કહ્યું કે જેમને આ શિક્ષણ મળે છે, તેઓ બેકાર બને છે. પણ તેઓ માત્ર બેકાર જ નથી બનતા, બેકાર પણ બને છે અને ગમાર પણ બને છે.' મારી વાતમાં આવો એમણે સુધારો કરી દીધો. એમણે સુધારો કરી દીધો કે અશિક્ષિત લોકો ગમાર, અને શિક્ષિત બેકાર, એવું છે નહીં. અશિક્ષિત લોકો ગમાર, અને શિક્ષિત ગમાર + બેકાર. એટલા માટે શિક્ષણનો ઢાંચો તુરત બદલવો જોઈતો હતો. ખેર, જે થયું તે થયું, હવે તો બદલવો જોઈએ.

કહેવામાં આવે છે કે ભારતમાં શિક્ષણની મોટી સમસ્યા છે. મેં કહ્યું કે શિક્ષણ એવી ચીજ છે, જેનાથી સમસ્યાઓનો ઉકેલ થાય છે, ત્યારે અહીં શિક્ષણ પોતે જ સમસ્યા થઈ ગઈ ! આવું કેમ થાય છે ? હવે શું કહેવું ? શિક્ષણ રાજ્યના હાથમાં ગયું. જે અધિકાર તમે શંકારાચાર્યને દીધો નહીં, જે અધિકાર તમે તુલસીદાસને દીધો નહીં, તે અધિકાર તમે એજ્યુકેશન ડાયરેક્ટરને દીધો ! એ એક

શાળામાં ભણે છે. ખભે ખભા મેળવી કામ કરે છે. બરાબરીના નાતે વર્તાવ કરે છે. ઊંચ અને નીચનો ભેદ ખતમ છે. કર્મ ને જ્ઞાન બધાને મળે છે. બધાને એકસરખું જ્ઞાન અને બધાને એકસરખું કામ અપાય છે. એ જુદી વાત છે કે એમનું કમ્યુનિઝમવાળું અને સોશિયલિઝમવાળું જ્ઞાન રંગીન હોય છે. તેને રંગ આપવામાં આવે છે, તે જુદી વાત. પરંતુ બધાને જ્ઞાન, બધાને કામ, બંને અડધું-અડધું, એ ચીજ ચીનવાળાઓએ કરી.

આપણે ત્યાં પણ અહીં એવું આયોજન કરવું પડશે કે આપણાં બધાં બાળકોને કામ અને જ્ઞાન સમાન રૂપે મળે. જેમ કૃષ્ણ ભગવાન સારથિ થવાયે તૈયાર છે, લડવા માટેયે તૈયાર છે, ભગવદ્ગીતા કહેવાયે તૈયાર છે, ગુરુ બનવાયે તૈયાર, શિષ્ય બનવાયે તૈયાર, શોફર (સારથિ) બનવાયે તૈયાર. ભગવાન કૃષ્ણ અર્જુનથી ૧૯ વર્ષ મોટા હતા. એમને સારથિ થવા કહેવું એ કેટલી વિલક્ષણ વાત છે! પરંતુ કૃષ્ણ ભગવાન એટલા નમ્ર હતા કે એમને લેશમાત્ર અહંકાર નહોતો. દરેક એમને કામ ચીંધી શકતો. તો તેઓ સારથિ બની ગયા. અર્જુન ક્ષત્રિય હતો. યુદ્ધ પૂરું થતાં સાંજે સંધ્યાવંદન કરતો. અને કૃષ્ણ ભગવાનનું કામ હતું અર્જુનના ઘોડાની માલિશ કરવી. એમની સંધ્યા-ઉપાસના આ જ હતી. આવું દૃશ્ય તમને મહાભારતમાં જોવા મળે છે. તો જેમ ભગવાન કૃષ્ણ થઈ ગયા બંને શક્તિઓથી સંપન્ન, જેમ વ્યાસ ભગવાન થઈ ગયા બંને શક્તિઓથી સંપન્ન, તેમ જ આપણા બધા શિક્ષણશાસ્ત્રી અને વિદ્યાર્થી બંને શક્તિથી સંપન્ન હોવા જોઈએ. ત્યારે આપણું કામ થશે.

આ તો શિક્ષણ સંબંધમાં એક વાત તમારી સામે મેં મૂકી. બીજી એક વાત મેં જાહેર કરી છે અને મારી યાત્રા દરમ્યાન અનેક વાર કહી છે. એ વાતના મને ઉત્તમ પ્રચારક મળ્યા હતા— પંડિત જવાહરલાલ નેહરૂ. તેઓ જ્યાં-જ્યાં ગયા, રશિયામાં, અમેરિકામાં ત્યાં બધે જ એમણે કહ્યું કે વિનોબાનું એમ કહેવું છે કે સાયન્સ અને સ્પિરિચ્યુઆલિટી— વિજ્ઞાન અને અધ્યાત્મ એ બંનેનો સમન્વય થવો જોઈએ, તથા રાજકારણ અને સંપ્રદાય હવે જરીપુરાણા થઈ ગયા છે. રાજકારણ અને સંપ્રદાયના દિવસ હવે વીતી ચૂકયા. ભિન્ન ભિન્ન સંપ્રદાયોની જગ્યાએ હવે અધ્યાત્મ આવવું જોઈએ, અને રાજકારણની જગ્યાએ વિજ્ઞાન આવવું જોઈએ, ત્યારે જ કામ થશે. પંડિતજીએ આ વિચારનો પ્રચાર કર્યો. અને એમણે એમ કહેલું કે હું જો કે રાજનીતિમાં ગળાબૂડ છું, તેમ છતાં વિનોબાનો આ વિચાર સ્વીકારી લેવાનું મારું વલણ છે. રાજકારણ છોડવું પડશે, સંપ્રદાય છોડવા પડશે. વ્યાપક વિજ્ઞાન અને વ્યાપક અધ્યાત્મનો સ્વીકાર કરવો પડશે. ત્યારે જ પાયાના પ્રશ્નોનો ઉકેલ આવશે.

આમ નહીં થાય, તો શું થશે ? રાજકારણીઓ એકતા લાવવા માટેયે જે કામ કરશે, તે પણ ફૂટ પાડનારાં નીવડશે. એમને સૂઝતું નથી કે એમણે શું કર્યું. એમણે બંગાળી ભાષાના બે ટુકડા કરી દીધા. ઉર્દૂના બે ટુકડા કરી દીધા. પંજાબીના બે ટુકડા કરી દીધા. જોર્ડન, કોરિયા, બર્લિનના બે ટુકડા કરી દીધા. તેઓ બસ ટુકડા કરવાનું જાણે છે, અને તે પણ એવી માન્યતા સાથે કે તેનાથી એકતા ફેલાશે. પણ આ રીતે કદી દુનિયાના પ્રશ્નો ઊકલશે

નહીં. દુનિયામાં બધાએ મળીને સામૂહિક રીતે વિચારવું પડશે. ત્યારે જ પ્રશ્નો ઊકલશે. અને આ જે નાની-નાની રાજનીતિ છે, અને આ જે નાના-નાના ધર્મગ્રંથો અને સંપ્રદાયો છે, તેનાથીયે મુક્તિ મેળવવી પડશે.

### ચાલુ ચીલો છોડવો પડશે

હવે, જ્યાં ધર્મગ્રંથથી મુક્તિ પામવાની વાત આવે છે કે અહીંના લોકો ગભરાઈ જાય છે. હું એમને સમજાવું છું કે આમાં ગભરાવાની વાત નથી. દાખલા તરીકે યજ્ઞ કરવો અને ઘી બાળવું એ પ્રાચીન કાળમાં થતું, એટલે શું આપણે પણ ઘી બાળીએ? આજે શું એ ધર્મ મનાશે? એ યજ્ઞ મનાશે? આ જમાનામાં એ રીતે ઘી બાળી નાખીશું, તો શી હાલત થશે? એ જમાનામાં તો અગ્નિ બાળવા માટે ઘી હતું. જંગલોનાં જંગલ પડયાં હતાં. હજારોની સંખ્યામાં ગાયો હતી. એટલે અગ્નિના બળતણ માટેનું સાધન ઘી હતું. ઘાણીબાણી હતી નહીં, તેથી તેલ એ જમાનામાં નહોતું. ઘી જ એક સાધન હતું.

એક વાર એક લગ્ન મારી દેખરેખ હેઠળ થવાનું હતું. દીક્ષિત બ્રાહ્મણે કહ્યું કે આહુતિ પણ આપવી પડશે. મેં એને શાસ્ત્ર સમજાવ્યું: એમ કરો, એક સુંદર તામ્રપાત્ર બનાવો; તેના પર લખો 'અગ્નિ', પછી ત્યાં એક દીવો રાખો અને લખો 'સાક્ષી.'

अग्नये स्वाहा इदं न मम,
इंद्राय स्वाहा इदं न मम,
वरुणाय स्वाहा इदं न मम।

એવી આહુતિઓ એ અગ્નિપાત્રમાં નાખો, અને જે ઘી

ભેળું થાય તે સહુને પ્રસાદરૂપે આપી દો. યજ્ઞ પણ સાંગો-પાંગ થશે અને વેદ ભગવાનનીયે તૃપ્તિ થશે. એમણે મને પૂછ્યું કે શું વેદમાંયે આવો આધાર છે? મેં કહ્યું, જી હા, મીમાંસાશાસ્ત્રમાં ચર્ચા છે કે દેવતા કેવા હોય છે? અગ્નિનું સ્વરૂપ કેવું છે? અ ગ્ નિ, એ તેનું સ્વરૂપ છે. अक्षरात्मकाः देवताः। ઇન્દ્રનું સ્વરૂપ છે, इ न् द् र। વરુણનું સ્વરૂપ છે, व रु ण। દેવતા બધા અક્ષરાત્મક છે. અગ્નિપાત્રમાં ઘી નાખવાથી કામ ચાલી શકે. લોકોએ કહ્યું કે આ યુક્તિ સારી છે. જૂના લોકો પ્રત્યે જે આદર રાખવો જોઈએ, તે આદર પણ આમાં રહે છે, અને નવા સમાજ-માટે જે જરૂરી વાતો છે, તે પણ આમાં આવી જાય છે. જૂના જમાનાથી ચાલ્યું આવે છે તે ધર્મના નામે એમનું એમ કર્યા કરવું ઉચિત નથી, એ વાત સમજવી જોઈએ.

બીજો દાખલો લો, કૌરવ-પાંડવોનો વાદ-વિવાદ. દ્યૂત ચાલી રહ્યું છે, અને દ્રૌપદીને હોડમાં મૂકવામાં આવી છે. આખરે પાંડવો હાર્યા અને દ્રૌપદી દુર્યોધનની દાસી બની ગઈ. મહાન મહાન પંડિતો ત્યાં હાજર હતા. ભીષ્મ પણ હતા. દ્રૌપદીએ ઊભા થઈને પૂછ્યું કે તમારા લોકોના મત મુજબ સ્ત્રી શું પુરુષોની સંપત્તિ છે કે દ્યૂતમાં તેને હોડમાં મૂકી શકાય? ત્યારે ભીષ્મ, દ્રોણ, વિદુર બધા ભયથી વિસ્મિત થઈને જોઈ રહ્યા. વિદુર એટલે કોણ? એ જમાનાનો અત્યંત જ્ઞાની. વિદુર એટલો મોટો જ્ઞાની હતો કે પાણિનિને એના માટે સ્વતંત્ર સૂત્ર બનાવવું પડ્યું. दया विदुर्भिदुरौ। વિદુર અને ભિદુર બે ખાસ શબ્દ છે. 'વિદ્' ધાતુને 'ઉર' પ્રત્યય લગાવવાથી વિદુર શબ્દ બને છે. જે અત્યંત જ્ઞાની, મહાજ્ઞાની તેનું નામ વિદુર. પછી

ભિદુર એટલે અત્યંત ભેદન કરનારો, પ્રખર ભેદન કરનારો. એક છે વિદુર, એક છે ભિદુર. બે શબ્દ છે સંસ્કૃતમાં. આ બંનેને ભેળા કરીને પાણિનિએ સૂત્ર બનાવ્યું— यथा विदुरभिदुरौ। આટલો મહાન જ્ઞાની પુરુષ પણ વિસ્મિત થઈ ગયો, નિર્ણય ન કરી શક્યો. જ્યારે આજનો નાનો છોકરોયે નિર્ણય આપશે કે સ્ત્રી તે શું કોઈ સંપત્તિ છે, જે હોડમાં મૂકી શકાય? બિલકુલ ખોટું કામ છે. તો, સાર એ છે કે જૂના જે વિચારકો થઈ ગયા, એમના વિચારોને જેમના તેમ સનાતન ધર્મના નામે સ્વીકારી લેવામાં સાર નથી તેમાં અધ્યાત્મનો આધાર લેવો જોઈએ.

હવે, આપણે ત્યાં શું થાય છે? અધ્યાત્મવિદ્યાનો તો આપણે ત્યાં સ્કૂલોમાં કોઈ સવાલ જ નથી. સેક્યુલરિઝમ — બિનસાંપ્રદાયિકતાને નામે એક ચીજ ચાલી છે. એટલે રામાયણ શીખવી ન શકાય, બાઇબલ શીખવી ન શકાય, કુરાન શીખવી ન શકાય. તો પછી શું શીખવી શકાય? તેને માટે અંગ્રેજીમાં એક સુંદર શબ્દ છે. સાહિત્ય તરીકે રામાયણનો 'પીસ' (ટુકડો) હોઈ શકે છે. આવા ટુકડા-ટુકડા લઈને કોઈ અધ્યાત્મ બનશે? તો, આપણે ત્યાં જે સર્વોત્તમ સાહિત્ય છે, તે બધું જ ત્યાજ્ય બની જાય છે, કેમ કે એ બધું સેક્યુલરિઝમમાં નથી બેસતું! બિનસાંપ્રદાયિકતાનો આ ખોટો ખ્યાલ છે. સર્વોત્તમ અધ્યાત્મવિદ્યા જે ભારતમાં હતી, તેનું અધ્યયન-અધ્યાપન સ્કૂલોમાં થવું જોઈએ અને તેની સાથોસાથ આધુનિક વિજ્ઞાનનુંયે અધ્યયન થવું જોઈએ.

વિદ્યાર્થીઓની બાબતમાં હું ઝાઝું કહીશ નહીં, કેમકે આપણે ત્યાં એક શાસ્ત્ર છે. એક સૂત્રમાં બધો ઉત્તર દઈ

દીધો છે— 'शिष्यापराधे गुरोर्दण्डः।' જો શિષ્યથી કોઈ અપરાધ થયો હોય, તો તેનો દંડ ગુરુને. એટલા માટે વિદ્યાર્થીઓના ગમે તેટલા અપરાધ હોય, તે માટે ગુનેગાર છે શિક્ષક લોકો. આ આપણે ત્યાંનો ન્યાય છે. જો શિક્ષણ સારું રહ્યું, અને વિદ્યાર્થીઓને શિક્ષણમાં કોઈ લક્ષ્ય દેખાયું, તો નક્કી તેઓ અધ્યયન સારું કરશે તેમાં કોઈ શક નથી. પરંતુ આજની હાલત તો એ છે કે એમનું બધું શિક્ષણ હેતુહીન છે, લક્ષ્યહીન છે. શીખીને શું કરવું છે, તેની એમને ખબર નથી. એટલા માટે એમના વિશે હું હમણાં કાંઈ કહીશ નહીં.

## ૨. ગુરુની હેસિયત

પ્રાચીન કાળનું એક વચન છે કે અત્યંત આપ્તતમ કોણ છે, જેની સલાહ વખત આવ્યે લેવી જોઈએ. તો ઉત્તર મળ્યો કે ગુરુની સલાહ લેવી જોઈએ. સંસાર-કાર્યમાં કયારેય મુશ્કેલ પ્રશ્ન આવ્યો, કોઈ સમસ્યા આવી, તો સલાહ કોની માગવી? તો શાસ્ત્રકારોએ કહ્યું કે તટસ્થ ગુરુઓ પાસે સલાહ માગવી. પણ વિચાર કરો કે આજે તમારા લોકોની સ્થિતિ શી છે? દર વરસે તમારા હાથ નીચેથી ઓછામાં ઓછા ૨૫–૩૦ વિદ્યાર્થીઓ જતા હશે. એટલે ૨૫–૩૦ વર્ષમાં હજારો વિદ્યાર્થી તમારા હાથ નીચેથી નીકળ્યા હશે તેમાં કોઈ શક નથી કે તમે એમને તાલીમ આપી, શિક્ષણ આપ્યું. પણ એ બધામાંથી કેટલા વિદ્યાર્થી તમારી પાસે પોતાના જીવનની મુસીબત લઈને આવ્યા અને તમારી સલાહ લીધી? તેઓ માની સલાહ લઈ શકે છે, બાપની સલાહ લઈ શકે છે, ભાઈની સલાહ લઈ શકે

છે, પતિ અને પત્નીની લઈ શકે છે, મિત્રોની લઈ શકે છે, પણ શિક્ષકોની કદી નહીં લે. આ તે કેવું? અર્થાત્ જેની સલાહ સૌથી શ્રેષ્ઠ સલાહ મનાવી જોઈએ, એમની સલાહ તો કોઈ લેતું નથી. કેમ કે એમની હેસિયત આજે શિક્ષકની નથી રહી, એક નોકરની છે. હવે જો તમે રાજકારણથી ઉપર ઊઠશો અને વિશ્વ-રાજકારણ તરફ ધ્યાન આપશો, તો તમારી હેસિયત ઊંચી થશે. તેનું પરિણામ એ આવશે કે લોકો પ્રસંગ આવ્યે તમારી સલાહ લેવા દોડી આવશે.

સરકાર બે પરસ્પર વિરોધી વિભાગ રાખે છે. એક છે પોલીસ વિભાગ, અને બીજો છે શિક્ષણ વિભાગ. આ બંને એકબીજાથી વિરુદ્ધ છે. દેશમાં અનેક પરસ્પર-વિરોધી તાકાતો કામ કરે છે, એટલે પરસ્પર-વિરોધી વિભાગ પણ સરકારે રાખવા પડે છે.

### પોલીસ નહીં, શિક્ષક પૂરતો છે

ઘણી જગ્યાએ પોલીસ યુનિવર્સિટી-કૅમ્પસમાં ઘૂસી જાય છે. અશાંતિ ઊભી થાય છે તે શમાવવા માટે પોલીસ અંદર આવે છે. તો, આ પણ એક ફરિયાદ થઈ ગઈ કે યુનિવર્સિટી-કૅમ્પસમાં પોલીસ શા માટે પ્રવેશવી જોઈએ. એમ ન થવું જોઈએ. પરંતુ મને બહુ આશ્ચર્ય થયું કે યુનિવર્સિટીના લોકોએ પોતાનું કૅમ્પસ આટલું નાનું શા માટે માન્યું? આ આખું ભારત યુનિવર્સિટી-કૅમ્પસ છે અને તેની અંદર પોલીસ પ્રવેશે, તો તે શિક્ષકો અને આચાર્યો માટે બિલકુલ લાંછનરૂપ છે. આચાર્ય બધા વિચાર સમજે છે. લોકોનું વિચાર-પરિવર્તન કરે છે, અને જીવન-પરિવર્તનની દિશા બતાવે છે. આ રીતે પરિવર્તન

કરનારી આ જમાત ભારતમાં પોલીસની આવશ્યકતા રહેવા દે, એ લાંછનરૂપ છે. ભારતનો નાગરિક શાંતિપૂર્વક રહે, પોતાના હક્ક અને પોતાનાં કર્તવ્યો પ્રત્યે જાગરૂક રહે, જે કાંઈ કરે તે સમજીને કરે, તો પોલીસની જરૂર રહેશે નહીં. એમ થાય તો આપણે પોલીસ વિભાગને દૂર કરી દઈશું. તમે સફળ થશો, તો અમને બહુ ખુશી થશે, એમ સરકાર કહેશે. પણ એમ ન થાય ત્યાં સુધી અમારે શાંતિ જાળવવાનું કામ કરવું પડે છે. જો અશાંતિનું શમન તમે ન કરી શકો, તો અશાંતિના દમનની વ્યવસ્થા અમારે રાખવી પડે છે.

આમ, આજે એક છે અશાંતિ-શમન વિભાગ અને બીજો છે અશાંતિ-દમન વિભાગ. શિક્ષણ વિભાગ—શિક્ષકો, પ્રોફેસરો, આચાર્યોનો વિભાગ છે તે અશાંતિ-શમન વિભાગ છે અને પોલીસ વિભાગ છે તે અશાંતિ-દમન વિભાગ છે. જો શમન થતું હોય તો દમનની જરૂર નથી રહેતી.

કેટલાકને દુઃખ થયું કે પોલીસનો પ્રવેશ યુનિવર્સિટી-કૅમ્પસમાં થયો. મને પણ દુઃખ થયું. દુઃખદાયક જ વાત હતી. પરંતુ આપણે તો આખા દેશને જ આપણું કૅમ્પસ બનાવવો છે. આચાર્યોની અસર આખા ભારતમાં પડવી જોઈએ. રાજકીય પુરુષો વગેરે ઉપર પણ આચાર્યોની અસર હોવી જોઈએ. અને પોલીસની બિલકુલ જરૂર ન રહે. આ આપણો આગળનો કાર્યક્રમ બનવો જોઈએ. આ બાબતમાં આપણે વિચારવું જોઈએ, અને નહીં કે યુનિવર્સિટી-કૅમ્પસની અંદર થનારી નાની-નાની ઘટનાઓ બાબત. એ પણ વિચારીએ. જ્યાં જ્યાં એવી ઘટના બને ત્યાં ત્યાં એ

પણ વિચારવું પડે. પરંતુ આપણે સહુ મળીને એક વ્યાપક યોજના બનાવીએ. આપણે એક એવો કાર્યક્રમ બનાવવો જોઈએ કે ભારતમાં દમનની જરૂર ન પડે, કેવળ શમનથી કામ થાય. શિક્ષકોને જો પોતાની પ્રતિષ્ઠાનું ભાન થાય, પોતાના મહિમાનું ભાન થાય, તો પ્રાચીન કાળના આચાર્યોના આશીર્વાદ મળશે. ભારતમાં પ્રાચીન કાળથી આજ સુધી જે આચાર્યો થઈ ગયા છે, એમની બહુ મોટી પરંપરા અહીં ચાલી આવી છે. એટલી મોટી પરંપરા ગ્રીસમાંયે નહીં ચાલી હોય.

રવીન્દ્રનાથ આમ તો રાષ્ટ્રવાદમાં માનનારા નહોતા, વિશ્વવ્યાપક દૃષ્ટિવાળા હતા. તેમ છતાં એમણે અભિમાન-પૂર્વક કહ્યું કે ભારતના તપોવનમાં પ્રથમ સામરવ થયો. એમણે ઘણી વાર સમજાવ્યું છે કે આપણી ભારતીય સંસ્કૃતિ ન નાગરિક સંસ્કૃતિ છે, ન ગ્રામીણ સંસ્કૃતિ છે, આ આરણ્યક સંસ્કૃતિ છે. રોમની સંસ્કૃતિ નાગરિક સંસ્કૃતિ હતી, અને એશિયામાં ઠેકઠેકાણે આદિવાસીઓની ગ્રામીણ સંસ્કૃતિ ચાલે છે. ભારતમાં જે સંસ્કૃતિ પાંગરી તે આરણ્યક સંસ્કૃતિ હતી. અહીંના જ્ઞાની અરણ્યમાં રહીને એટલે કે સંસારથી અલિપ્ત રહીને વિરક્ત ભાવનાથી ચિંતન કરતા હતા, અને જે નિર્ણય થતો, તેનો લોકોમાં જઈને ઘેર ઘેર પ્રચાર કરતા હતા. 'આચાર્ય' શબ્દની અંદર ચર્ ધાતુ છે. આચરણ કરવું, વિચરણ કરવું, વિચાર કરવો, સંચાર કરવો, પ્રચાર કરવો. આગળ-પાછળ, ઉપર-નીચે, ચારે તરફ ચર્ ધાતુ ભર્યો છે.

ખેતરમાં વાવણી કરવી હોય તો ઘઉં વાવવા છે કે ચણા વાવવા છે, તેની ચર્ચા આપણે બળદ સાથે થોડી જ

કરીએ છીએ ? ખેડૂત નક્કી કરશે કે આ ખેતરમાં ચણા કરવા છે, આમાં ઘઉં, આમાં ડાંગર. પછી બળદને કહેશે કે હવે ચાલ કામ કરવા. તેને એમ નહીં પૂછે કે આ ખેતરમાં શું વાવવું સારું ? એવી જ રીતે આજે આપણા પ્રોફેસરો ને આચાર્યો બળદ જેવા થઈ ગયા છે ! ઉપરથી આદેશ આવે છે કે ફલાણી ચોપડી ભણાવવી છે. આ લોકો કહે છે, જી હા. એમને નક્કી કરેલી ચોપડી ભણાવવી પડે છે.

જે લોકોના હાથમાં આખા દેશની ગાઇડન્સનો ભાર હોવો જોઈએ, તેઓ જ આજે ગાઇડન્સ વિનાના થઈ ગયા છે, અને એક સામાન્ય નોકરની હેસિયતમાં આવી ગયા છે. તમને સરકાર તરફથી પગાર મળતો હોવા છતાંયે ન્યાયતંત્રની જેમ તમારી પણ સરકારી તંત્રથી બિલકુલ સ્વતંત્ર હસ્તી હોવી જોઈએ. તમે દેશના માર્ગદર્શક હો એમ થવું જોઈએ. આ માટે તમારે યોજના બનાવવાની છે. આ માટે તમારે પ્રતિજ્ઞા લેવાની છે કે અમે રાજકીય પક્ષોના હાથની કઠપૂતળી નહીં બનીએ.

### શિક્ષણ-સંસ્થાને રાજકીય અખાડો ન બનાવો

આપણને લોકોને સંસ્કૃત શબ્દોને નીચે પાડવાની આદત પડી છે. આપણે પોતે નીચે પડ્યા છીએ એટલે ઊંચામાં ઊંચા શબ્દને આપણે નીચે પાડીએ છીએ. કોઈ શબ્દને ઊંચે ચઢાવવાનું તો આપણાથી બનતું નથી પણ ઊંચા શબ્દને નીચે જરૂર પાડીએ છીએ. જેમ કે 'ઉદાસીન' એક શબ્દ છે. તેનો અર્થ છે, ઉત્ + આસીન = ઉદાસીન અર્થાત્ ઉપર બેઠેલો. આખી દુનિયા નીચે છે અને તે ઉપર બેઠો છે. તે પર્વત ઉપર બેઠો છે અને નીચે જેઓ કામ કરે છે, એમને પ્રેરણા આપે છે. તે લોકોની મોહજાળથી

અળગો છે, અને એમને ગાઇડન્સ દઈ રહ્યો છે. જે ચક્કરમાં રાજકીય પુરુષો ફસાયેલા છે, તે જ ચક્કરમાં આ પણ ફસાશે, તો આ પણ એમનો દાસ જ બની જશે. મને એવું પણ જોવા મળ્યું કે યુનિવર્સિટી-કૅમ્પસ અને કૉલેજ વગેરે રાજકારણના અખાડા બની ગયા, અને એક એક પક્ષે એક એક કૉલેજ પોતાના હાથમાં રાખી. આ સ્થિતિ અત્યંત દારુણ છે. તેમાંથી તુરત મુક્તિ મળવી જોઈએ.

આ માટે કાર્યક્રમ બનવો જોઈએ, એક પ્રતિજ્ઞા-પત્રક બનવું જોઈએ. અમે શિક્ષકોની હેસિયત બહુ ઊંચી માનીએ છીએ. આખા દેશને, સમસ્ત જનતાને એમની પાસેથી માર્ગદર્શન મળવું જોઈએ. અને તે માટે અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે પાર્ટી પૉલિટિક્સ, પાવર પૉલિટિક્સ, પૅરોકિઅલ પૉલિટિક્સથી અમે અળગા રહીશું, અમે પોતાને ભારતના શાંતિ-સૈનિક માનીશું અને શાંતિ સ્થાપવાનું સર્વોત્તમ શસ્ત્ર અમારી પાસે છે— શિક્ષણ, જ્ઞાન-શિક્ષણ. આનાથી ચઢિયાતું શાંતિ-સ્થાપનાનું શસ્ત્ર બીજું કયું હોઈ શકે? આ શસ્ત્ર અમારા હાથમાં જ છે, અને વિદ્યાર્થીઓ સાથે અમે અમારું કર્તવ્ય-પાલન કરીશું. આ ઉપરાંત આખા દેશમાં શાંતિ-સ્થાપનાનું કામ કરીશું અને રાજ-કારણથી બિલકુલ અળગા રહીશું.

આવી પ્રતિજ્ઞા જો તમે કરશો, તો એકદમ તમારી હસ્તી ઉપર ઊઠશે. લોકો તમારી તરફ આજ કરતાં જુદી દૃષ્ટિથી જોવા લાગશે. જ્યારે તમે ભારતના શાંતિ-સૈનિક અને માર્ગદર્શક આચાર્યને નાતે દેશ સમક્ષ રજૂ થશો, ત્યારે તમે જોશો કે જનતાના મનમાં તમારા પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થશે.

## ૩. શિક્ષકો હવે આગળ આવે

તમે જોયું હશે કે હમણાં હું તો હસતો જ રહું છું. એટલા માટે હસું છું કે રોવું વાજબી નથી. જો કે હાલત રોવાલાયક છે. અને એટલા માટે પણ હસું છું કે મને એનો ઉપાય સૂઝેલો છે. આ ઉપાય જો લોકોને સૂઝશે તો આખા ભારતમાં આનંદ વર્તાશે. આનંદમય નિશ્ચિત ભવિષ્યને ધ્યાનમાં રાખીને હું હસતો રહું છું. વળી, હું એટલા માટેયે હસું છું કે આ દુનિયાને હું મિથ્યા માનું છું. બહુ ઝાઝું વાસ્તવિક અસ્તિત્વ આને છે, એવું મને નથી લાગતું.

ખેર, મેં કહ્યું કે ભારતની પરિસ્થિતિ બહુ શોચનીય છે. કેવી કેવી ભયાનક ઘટનાઓ હિંદુસ્તાનમાં બની રહી છે, એમ પૂછવાને બદલે એમ જ પૂછવું બહેતર થશે કે કઈ નથી બની રહી! જાહેર જીવનમાં જેટલી ખરાબ ઘટનાઓ બની શકે તેટલી બધી બની રહી છે. તેથી અંદરથી બહુ વેદનાનો અનુભવ થાય છે.

હવે, મારી સામે સવાલ છે કે આવી હાલતમાં આપણા શિક્ષકો શું જનાનખાનાની બહેનોની જેમ પોતાના વિદ્યાલયોમાં પડયા રહેશે કે બહાર કોઈ પરાક્રમ કરવા આવશે? 'અમે અહીં અમારું કામ કરી રહ્યા છીએ. બહાર અમારી કોઈ જવાબદારી નથી,' એમ કહીને પોતાના હાથ ધોઈ નાખશે કે બહાર કાંઈક કરવાની પોતાની જવાબદારી માનશે? હું મને પોતાને એક શિક્ષક માનું છું અને જો હું અધ્યયન-અધ્યાપન કરતો રહેત, તો મને તેનાથી વધુ ખુશી બીજા કોઈ કામમાં ન થાત, પણ હું સેવા માટે બહાર નીકળી પડયો કેમકે ભારત ખતરામાં છે.

એટલા માટે હું તમારી પાસે અપેક્ષા રાખું છું કે તમારે એક પ્રોજેક્ટ રૂપે ઓછામાં ઓછો એકાદ જિલ્લો હાથમાં લેવો જોઈએ. ધારો કે મુંગેર લીધો. મુંગેર શહેર મુખ્ય, અને જિલ્લાનાં બીજાં મુખ્ય મુખ્ય નગરો અને ગામો. દરેક ગામમાં જવાની જરૂર નથી. એક ગ્રામીણ ક્ષેત્ર પસંદ કરો. ગામોનો પૂરો સરવે કરવામાં આવે, જેથી ગામોની જાણકારી પૂરી મળે. પછી ત્યાં સુધારા કરવા માટે શું થઈ શકે તે અંગે વિચારવું, યોજના બનાવવી. ગામડાંઓનો સરવે અને તેના સુધારા માટે યોજના તથા શહેરોનો સરવે અને ત્યાં શાંતિ જાળવવાની જવાબદારી ઉપાડવી. ત્યાં તોફાનો ન થાય. અને થાય તો તે માટે આપણને જવાબદાર માનીશું અને તેને રોકવાનો પૂરો પ્રયત્ન કરીશું. અને આ પ્રયત્ન તોફાનો થઈ ગયા પછી નહીં, પહેલાં જ કરવા જોઈએ, જેથી પરિસ્થિતિ પર કાબૂ આવે.

અમે એક આંદોલન એ ચલાવ્યું છે કે જમીનની બાબતમાં આપણે આઝાદ થઈ જઈએ. એ તો હાથમાં આવી ગયું છે. લોકો કામ કરી રહ્યા છે. તેવી જ રીતે શિક્ષણનું આંદોલન પણ ચાલે. શિક્ષણ ઉપર આજે જે જાત-જાતના અંકુશ છે તે દૂર થઈ જાય, અને તેના પર આપણો આત્મિક, આધ્યાત્મિક અંકુશ હોય. વચ્ચે વચ્ચે શિક્ષકોના શિબિર થાય. તેમાં ભિન્ન ભિન્ન પ્રશ્નો પર ચર્ચા થાય, અભિપ્રાય બંધાય, અને શિક્ષકો તરફથી તે અભિપ્રાયો જાહેર થાય. એ રીતે લોકોના માર્ગદર્શન માટે તમે તૈયાર રહો. લોકોને વિશ્વાસ બેસે કે ભિન્ન ભિન્ન પ્રશ્નો અંગે તમે તટસ્થ રહીને સહાનુભૂતિપૂર્વક વિચારો છો, અને તમારો નિર્ણય જાહેર કરો છો. તેનાથી સરકારનેય મદદ

થશે અને તમારો અંકુશ રાજ ઉપર આવશે. રાજનીતિમાં પડીને તમારી તાકાત વધે એ કદી બની શકવાનું નથી. તેમાં તો તમારી ચોટલી સરકારના હાથમાં જ રહેશે. માટે શિક્ષકોએ આગળ આવવું જોઈએ, રાજનીતિથી ઉપર રહેવું જોઈએ, અમુક પ્રોજેક્ટ હાથમાં લેવા જોઈએ, અને જનતામાં એવી આશા અને વિશ્વાસ બેસાડવા જોઈએ કે પ્રસંગ આવ્યે તેને તમારી પાસેથી માર્ગદર્શન મળી શકશે.

## ૪. આચાર્યકુલ

ગમે ત્યારે કોઈ ઉપક્રમ શરૂ કરવામાં આવે છે, ત્યારે આરંભમાં મનમાં કાંઈક શંકા ઊભી થાય જ છે. તે શંકાઓ ધીરે ધીરે અનુભવથી દૂર થતી જાય છે. એટલે હવે એક 'અખિલ બિહાર આચાર્યકુલ'ની સ્થાપના માટે પ્રયત્ન થઈ રહ્યો છે. સવાલ હતો કે પ્રાધ્યાપકો, આચાર્યો વગેરે દ્વારા આ જે મોટું કાર્ય ઉપાડાઈ રહ્યું છે, તેનું નામ શું રાખવું. હું 'અખિલ બિહાર આચાર્યકુલ'થી વધારે સારા નામની કલ્પના નથી કરી શકતો. 'કુલ' શબ્દ પરિવારવાચક છે, અને આપણો સહુ આચાર્યોનો એક જ પરિવાર છે. જ્ઞાનની ઉપાસના કરવી, ચિત્ત-શુદ્ધિ માટે પ્રયત્ન કરવો, વિદ્યાર્થીઓ માટે વાત્સલ્યભાવ રાખી એમના વિકાસ સારુ સતત પ્રયત્ન કરતા રહેવો, સમાજ સામે જે સમસ્યાઓ આવે છે તેના ઉપર તટસ્થભાવે ચિંતન કરી સર્વસંમત નિર્ણય સમાજ સામે રાખવો અને સમાજને એ રીતે ગાઇડન્સ— માર્ગદર્શન દેતા રહેવું, ઇત્યાદિ જે કાર્ય આપણે સહુ કરવા માગીએ છીએ, તે એક પરિવારની

સ્થાપનાનું જ કામ છે. એટલા માટે મેં આનું નામ 'આચાર્યકુલ' રાખ્યું.

આ એક સુંદર શબ્દ છે. સંસ્કૃત સાથે તો તેનો મેળ છે જ, તે ઉપરાંત અરબી સાથે પણ છે. એવા ઘણા શબ્દો છે, જે સંસ્કૃત હોવા ઉપરાંત અરબી પણ છે અને લેટિન પણ છે. આચાર્યકુલ એટલે કુલના કુલ આચાર્ય એવોયે અર્થ થાય છે. ને આચાર્યોનો પરિવાર એનો અર્થ એ કે આ પરિવારમાં ઊંચા-નીચા, નાના-મોટાનો સવાલ નથી. જેટલા આચાર્યો છે, તે બધા સમાન રીતે આદરણીય છે. સહુનો સંમિલિત પ્રયત્ન થશે, ત્યારે જ આ કામ ચાલી શકશે.

ભારતમાં જે અનેક સમસ્યાઓ છે, સંકટો છે, તેનાથી અળગા રહીને કાંઈ નહીં કરી શકાય. મહાત્મા ગૌતમ બુદ્ધે કહ્યું, पब्बतट्ठो व भुम्मट्ठे धीरो बाले अवेक्खति— પર્વત-શિખર પર ઊભેલો માણસ નીચે ભૂમિ પર શું થઈ રહ્યું છે તે જોતો રહે છે અને ત્યાંથી માર્ગદર્શન આપતો રહે છે. બિલકુલ આવી જ ભાષામાં વેદમાં આવે છે, निपर्वतस्य मूर्द्धनि सदतेवं —પર્વતોના શિખર પર તેઓ ચઢી ગયા. जनाय दाशुषे वहन्ता —પર્વતોના શિખર પર ચઢીને દુનિયામાં કામ કરનારા સેવકો લોકોની ઇચ્છા-શક્તિ વધારતા રહે છે. દુનિયાની ઇચ્છા-શક્તિ, સંકલ્પ-શક્તિ ક્ષીણ થઈ ગઈ છે, પ્રેરણા ક્ષીણ થઈ ગઈ છે. તેને તેઓ પર્વત ઉપર ચઢીને વધારતા રહે છે. અર્થાત્ આચરણની દૃષ્ટિએ પોતે ઉપર ચઢવાની કોશિશ કરે જ છે, પરંતુ લોકોના સ્તર પર આવીનેય વિચારે છે અને લોકોની ઇચ્છા-શક્તિ વધારવાની કોશિશ કરે છે. આવી વાત વેદમાં આવી છે અને તેને જ લગભગ મળતી આવતી વાત ગૌતમ બુદ્ધે પણ કહી છે.

### હક નહીં, કર્તવ્ય

આ જે આચાર્યકુલની સ્થાપના થઈ રહી છે, તે આપણા હક કે અધિકાર મેળવવા માટે નહીં, પણ આપણા કર્તવ્ય માટે છે. આને લીધે શિક્ષકો સમાજમાં પોતાની વાસ્તવિક હેસિયત પામશે, જે આજે તેઓ ખોઈ ચૂકયા છે. માટે આપણે આપણી જાતને ઓળખવાની છે. જેણે પોતાને ઓળખી લીધો, તે તત્ક્ષણ એક નવો માનવ બની ગયો. જૂનો માનવ સરી પડ્યો અને નવો માનવ બની ગયો. દષ્ટિ આવી ગઈ કે સૃષ્ટિ બદલાઈ ગઈ. જેવી દષ્ટિ તેવી જ સૃષ્ટિ. એટલા માટે આ જે મહાન પ્રયત્નનો આરંભ થઈ રહ્યો છે, તે બાબતમાં હું એવી આશા રાખું છું કે અનેક પ્રકારની જે શંકાઓ હશે, તે કામ કરતાં કરતાં દૂર થતી જશે. આપણે જો દઢ નિશ્ચયપૂર્વક લાગી જઈશું કે આ કામ કરવું જ છે, તો બધી શંકાઓ ધીરે ધીરે સમાપ્ત થઈ જશે. ગીતાએ કહ્યું છે કે જેમનો નિશ્ચય નથી થતો એમની બુદ્ધિ અનેક શાખાળી છે. પણ જેઓ અમુક નિશ્ચય પર એકાગ્ર થાય છે, તેઓ કર્મયોગી બને છે, અને છેવટે સફળ થાય છે. માટે માણસે નિશ્ચયાત્મક બુદ્ધિવાળા થવું જોઈએ. ગીતામાં નિશ્ચયાત્મક બુદ્ધિ પર બહુ ભાર મુકાયો છે.

મને લોકો પૂછે છે કે આજકાલ ચારેકોર જે હાહાકાર ફેલાયો છે, એવી હાલતમાં તમે આવો પ્રયત્ન કરી રહ્યા છો, તે કયાં સુધી સફળ થશે ? બધે જે અંધકાર ફેલાયો છે તે કેમ દૂર થશે ? ત્યારે હું કહું છું કે જરા જોવું જોઈએ કે અંધકાર છે કયાં ? પ્રકાશ આવતાંવેંત અંધારું એકદમ ગાયબ થઈ જાય છે, તેને કાંઈ કાઢવું પડતું નથી. ઘનઘોર ગુફામાં હજારો વરસોનું અંધારું ભર્યું હોય. પણ

એક ટોર્ચ લઈને ત્યાં ચાલ્યા જાવ કે અંધારુ એકદમ દૂર થઈ જશે. આજે દૂર દૂર સુધી આપણને જે અંધારું દેખાઈ રહ્યું છે, તે એટલા માટે કે આપણી પાસે પ્રકાશ નથી. જો આપણી પાસે પ્રકાશ હોત, તો અંધારાનું અસ્તિત્વ જ ન રહેત. પ્રકાશ સિવાય બીજો કોઈ પ્રકારનો પ્રહાર કરીને અંધારાને નાબૂદ નહીં કરી શકાય, બલ્કે અંધારાને કોઈ અસ્તિત્વ જ નથી તેને ઊલટાનું આવા પ્રયત્નોથી અસ્તિત્વ પ્રાપ્ત થાય છે! અંધારાનો સામનો કરવા માટે કોદાળી લઈને ખોદવા લાગીશું, તો તેનો અર્થ એ જ થશે કે જે અંધારાનું કોઈ અસ્તિત્વ જ નથી, તેને તમે અસ્તિત્વ આપી રહ્યા છો. વાસ્તવમાં અંધારું એટલા માટે છે કે પ્રકાશ નથી. જેવો પ્રકાશ આવે તેવું અંધારું નાસી જાય છે. આજે તમારી ને મારી જે અલ્પ શક્તિ છે, તે કઈ શક્તિ છે? તે જ્યોતિ છે, તે પ્રકાશ છે, તે જ્ઞાન છે, તે વિચાર છે, અને ચિંતન-મનન છે. આ જે શક્તિ છે, તેનો મુકાબલો કરી શકે એવી બીજી કઈ શક્તિ દુનિયામાં છે?

તમે ધ્યાનમાં રાખજો કે દુનિયા એક થઈ રહી છે, માણસ-માણસ નજીક આવી રહ્યા છે. હવે તો કૂતરા પણ અંતરિક્ષયાનમાં બેસીને ૮૦૦ માઈલની ઊંચાઈએ જઈ રહ્યા છે. હવે તો માણસની કોશિશ એ છે કે તે મંગળ પર ચાલ્યો જાય અને ચંદ્રમા ઉપર ઘર વસાવે. વિજ્ઞાન આટલું આગળ વધી ગયું છે, અર્થાત્ દિમાગ આટલું બધું મોટું થઈ ગયું છે, ત્યારે દિલ જો નાનું રહેશે, તો માણસના જીવનમાં વિસંવાદ કાયમ રહેશે. આજકાલ જેટલી સમસ્યાઓ દુનિયામાં છે, તે બધી આ વિસંવાદને

કારણે જ છે. ક્યાંક કહે છે કે મજૂર-માલિકનો ઝઘડો છે, ક્યાંક કહે છે કે હિંદુ-મુસલમાનનો ઝઘડો છે, ક્યાંક કહે છે હિંદુસ્તાન-પાકિસ્તાનનો ઝઘડો છે, અને ક્યાંક વિયેતનામનો ઝઘડો છે, આવું કેમ થાય છે? એટલા માટે થાય છે કે બુદ્ધિ મોટી બની ગઈ છે, અને દિલ નાનું રહી ગયું છે. આજકાલ વિશાળ બુદ્ધિ અને સાંકડા દિલની લડાઈ ચાલી રહી છે. દિલ હજી નાનું જ છે. અને દિમાગ પણ નાનું હોત, તો ખાસ ઝંઝટ નહોતી. વાઘનું દિલ પણ સાંકડું છે અને દિમાગ પણ. એને આજનું ખાવાનું મળી ગયું, તો તે સંતુષ્ટ છે. કાલની વાત કાલે જોઈ જશે. ભારતના વાઘને એ ખબર નથી કે યુરોપમાં કેટલા વાઘ છે, આખી દુનિયામાં એમની કેટલી સંખ્યા છે. એમને એ બધી વાત સાથે કોઈ મતલબ નથી. એમને તો બસ એટલી જ ખબર છે કે અમે જ છીએ, અને આજે ખાઈને સંતુષ્ટ છે. કાલ જોયું જશે! દિલ પણ નાનું છે અને દિમાગ પણ નાનું છે.

### સંકુચિતતા નહીં ચાલે

પરંતુ આજે દુનિયાની હાલત શી છે? માણસનો દિમાગ એટલો વ્યાપક બની ગયો છે કે ન્યૂટન જેવા મહામુનિ અને વ્યાસ ભગવાન જેવા પણ નાના પડી ગયા. એમને જેટલું જ્ઞાન હતું, તેનાથી બહુ વધારે જ્ઞાન આપણી પાસે થઈ ગયું છે. ન્યૂટનને ગણિતનું જેટલું જ્ઞાન હતું તેનાથી વધારે જ્ઞાન આજના જમાનાના સામાન્ય કૉલેજિયનને હોય છે. ન્યૂટનને ડિફરેન્શિયલ કલકયુલસની કાંઈ ખબર નહોતી, અને ન્યૂટન તો એના જમાનાનો મહાન જ્ઞાની હતો, મહાન ગણિતજ્ઞ હતો. તેમ છતાંયે એનું ગણિત-જ્ઞાન આજના જમાનાના ગણિત-જ્ઞાન કરતાં નાનું પડી ગયું. પહેલાંના

જમાનામાં ભૂગોળનું જ્ઞાન પણ એવું જ હતું. અકબર બાદશાહના દરબારમાં એક અંગ્રેજ વકીલ આવી પહોંચ્યો. તેણે કહ્યું કે હું ઇંગ્લાંડની રાણી તરફથી આવ્યો છું. ત્યારે અકબરને ખબર પડી કે દુનિયામાં ઇંગ્લાંડ નામનોયે કોઈ દેશ છે. પરંતુ આજકાલના ત્રણ-ચાર વર્ષના છોકરાઓનેય ભૂગોળનું જ્ઞાન અકબર બાદશાહ કરતાં વધારે હોય છે. આમ, આજે આપણું દિમાગ ખૂબ વિશાળ થઈ ગયું છે.

પરંતુ દિલ હજી સાંકડું જ રહ્યું છે. હું કોણ છું ? હું હરિજન છું. હું કોણ છું ? હું ભૂમિવાન છું. હું કોણ છું ? હું સીખ છું. હું અમુક પક્ષનો છું. આજે આ સ્થિતિ છે. મેં આના પરથી એક સૂત્ર બનાવ્યું છે કે 'જાતિ, ધર્મ, પંથ, ભાષા, પક્ષ, પ્રાંત, આ બધાનો અંત થશે ત્યારે જ સર્વોદય આવશે. આ બધી નાની નાની ચીજો લોકોના દિમાગમાં પડી છે. મામૂલી મામૂલી પ્રશ્નો આપણા ચિત્તને ડહોળી રહ્યા છે. આનો અર્થ એ કે આપણે લોકો આ જમાનાને લાયક નથી. જમાનો બહુ જ આગળ વધી ગયો છે અને આપણું દિલ પાછળ પડી ગયું છે.

તો હવે આપણે કાં તો દિમાગ નાનું કરી દઈએ, એટલે કે વિજ્ઞાનને પાછું હઠાવીએ. પરંતુ આ તો શકય નથી. વિજ્ઞાન મેળવીએ જ નહીં, તે બની શકે. પણ એકવાર વિજ્ઞાન મળી ગયા બાદ તેને ભૂલી જવાનું શકય નથી. એનો અર્થ એ થયો કે દિમાગ હવે નાનું નહીં બની શકે. તે તો ઉત્તરોત્તર વ્યાપક ને વિશાળ જ બનતું જશે. તેથી હવે આપણે આપણા દિલને વ્યાપક બનાવીએ, તેના સિવાય બીજો કોઈ ઉપાય જ નથી. તેથી આપણું

સૂત્ર છે, જય જગત. આપણા માટે આખું વિશ્વ છે. ઋગ્વેદમાં છે, विश्वमानुषः। આપણે વિશ્વના નાગરિક છીએ. આપણે વિશ્વ-માનવ છીએ.

આ હેસિયત જો અધ્યાપકોની નહીં હોય, તો બીજા કોની હશે? સામાન્ય જનતા તો હજી પોતાના નાનકડા પરિવાર કે પોતાના નાનકડા ગામની બાબતમાં જ વિચારી શકશે. પણ શિક્ષકોનું દિમાગ ઊંચું હોવું જોઈએ, એમનું દિલ વ્યાપક હોવું જોઈએ. એટલા માટે હું આશા રાખું છું કે જ્યારે આચાર્યકુલની સ્થાપના થશે, ત્યારે એક નવી શક્તિ ઉત્પન્ન થશે.

બીજી એક વાત પણ કહી દેવા માગું છું તે એ કે આચાર્યકુલની સ્થાપના માટે તમારે લોકોએ થોડા પૈસા પણ ભેળા કરવા પડશે. ઑફિસ ખોલવી પડશે. તેમાં થોડા કાર્યકરો રાખવા પડશે. આખા પ્રાંતમાં લોકો સાથે સંપર્ક રાખવા સારુ ઠેરઠેર સભા બોલાવવી પડશે. આ બધા માટે થોડા પૈસાની જરૂર પડશે. તેથી મેં એવું સૂચન કર્યું કે સંકલ્પ-પત્ર ઉપર સહી કરનારા જેટલા સભ્ય હોય, તેઓ પોતાના પગારનો એક ટકો લવાજમ રૂપે દેશે. આ એક નાનકડી રકમ છે. બહુ વધારેની જરૂર પણ નથી. તમને આ સૂચન ઠીક લાગે તો તેનો અમલ કરશો.



## ૧૧

# ભગવાનના દરબારમાં

### ૧. પુરીમાં દર્શન-લાભથી વંચિત

**આ**જે સવારે હું જગન્નાથના દર્શન માટે મંદિર સુધી ગયો હતો અને ત્યાંથી મારે પાછા ફરવું પડ્યું. હું તો ખૂબ ભક્તિભાવથી ગયો હતો. મારી સાથે એક ફ્રેન્ચ બહેન પણ હતી. જો તે મંદિરમાં ન જઈ શકે તો પછી હું પણ ન જઈ શકું, એવો મને પોતાનો ધર્મ લાગ્યો. મેં તો હિન્દુ ધર્મનું નાનપણથી આજ સુધી અધ્યયન કર્યું છે. ઋગ્વેદ વગેરેથી માંડીને રામકૃષ્ણ પરમહંસ અને મહાત્મા ગાંધી સુધી ધર્મ-વિચારની જે પરંપરા અહીં ચાલતી આવે છે, તે બધાનું મેં ખૂબ જ ભક્તિભાવથી અધ્યયન કર્યું છે. મારો નમ્ર દાવો છે કે હિન્દુ ધર્મને હું જેવી રીતે સમજ્યો છું, તે રૂપમાં તેના નિત્ય આચરણનો મારો નમ્ર પ્રયત્ન રહ્યો છે. આજે મને લાગ્યું કે તે ફ્રેન્ચ બહેનને બહાર રહેવા દઈને હું અંદર જાત, તો મારે માટે મોટો અધર્મ થાત. મેં ત્યાંના અધિષ્ઠાતાને પૂછ્યું કે આ બહેનની સાથે અંદર જવાની મને છૂટ મળી શકશે કે? જવાબ મળ્યો કે, "નહીં મળી શકે." તો ભગવાનને બદલે તેને જ ભક્તિભાવથી પ્રણામ કરીને હું પાછો ફર્યો.

### સંસ્કારની અસરમાં

જેમણે મને અંદર જવાની મનાઈ કરી, તેમને માટે મારા મનમાં કોઈ જાતનો હલકો ભાવ નથી. હું જાણું છું કે તેમને પણ દુઃખ થયું હશે. પણ તેઓ એક સંસ્કારને વશ હતા તેથી લાચાર હતા. પરંતુ આપણા દેશને માટે અને આપણા ધર્મને માટે આ ઘણી દુઃખદાયક ઘટના છે. ચારસો-સાડાચારસો વર્ષ પહેલાં બાબા નાનકને પણ અહીં મંદિરની અંદર જવાની તક મળી ન હતી અને બહારથી તેમને પાછા ફરવું પડયું હતું. પણ તે તો જૂની વાત થઈ. મને આશા હતી કે હવે તે બાબતનું પુનરાવર્તન નહીં થાય.

### હિંદુ ધર્મને ભય

જે બહેન મારી સાથે આવી હતી તે અહિંસામાં અને માનવ-પ્રેમમાં વિશ્વાસ રાખવાવાળી એક બહેન છે અને ગરીબોની સેવાને માટે ભૂદાન-યજ્ઞનું જે કામ ચાલે છે તેને માટે તેના મનમાં અહોભાવ છે. તેથી તે મારી સાથે ફરી રહી છે. હું માનું છું કે પરમેશ્વરની ભક્તિ આ બહેનના મનમાં બીજા કોઈ કરતાં ઓછી નથી. આપણા ભાગવત-ધર્મે તો એવો દાવો કર્યો છે કે જેના હૃદયમાં ઈશ્વરની ભક્તિ છે, તે ઈશ્વરને વહાલો છે, પછી ભલે તે ગમે તે જાતિ કે ગમે તે ધર્મનો કેમ ન હોય. બ્રાહ્મણ પણ કેમ ન હોય અને દુનિયાના ઘણા બધા ગુણો તેનામાં હોય છતાં પણ જો તેનામાં ભક્તિ ન હોય, તો તેનાથી ચાંડાળ પણ શ્રેષ્ઠ છે, જો તેના હૃદયમાં ભક્તિ છે. ભાગવત-ધર્મ અને તેની પ્રતિષ્ઠા ઓરિસ્સામાં સર્વત્ર છે. ઉડિયા ભાષાનો સર્વોત્તમ ગ્રંથ છે જગન્નાથ-દાસનું ભાગવત. નાનકની જૂની વાતને જવા દઈએ તો,

જગન્નાથ-મંદિરને માટે પણ એવી જ છાપ છે કે અહીં ઘણો ઉદાર વૈષ્ણવ-ધર્મ ચાલે છે. આ દિવસોમાં દરેક ધર્મની કસોટી થઈ રહી છે. જે સંપ્રદાય, જે ધર્મ તે કસોટીમાંથી પાર પડશે તે જ ટકશે, બાકીના નહીં ટકી શકે. જો આપણે પોતાને ચાર દીવાલો વચ્ચે પૂરી દઈશું તો આપણી ઉન્નતિ નહીં થાય અને જે ઉદારતાનો હિંદુ-ધર્મમાં ફેલાવો થયેલો છે તેનો નાશ થઈ જશે. ધર્મ-વિચારમાં ઉદારતા હોવી જોઈએ. સમજવું જોઈએ કે જે કોઈ જિજ્ઞાસુ આવે તેની આગળ આપણો વિચાર મૂકવો અને પ્રેમથી તેની સાથે વાર્તાલાપ કરવો એ ભક્તનું લક્ષણ છે.

### ધર્મ-સ્થાનોને જેલ ન બનાવીએ

જેમ બીજા ધર્મોવાળા એટલે સુધી આગળ વધી જાય છે કે પોતાની વાત બળજબરીથી બીજા ઉપર લાદે છે તેમ તો આપણે ન જ કરવું જોઈએ. પણ આપણાં મંદિરો, આપણા ગ્રંથો, બધા જિજ્ઞાસુઓ માટે ખુલ્લાં હોવાં જોઈએ, મુક્ત હોવાં જોઈએ. આપણાં ધર્મ-સ્થાનોને એક જેલ જેવાં બનાવી દેવાં તે આપણા માટે ઘણું નુકસાનકારક થશે, અને તેમાં સારા માણસોના પ્રવેશ માટે પણ કચવાટ રહ્યા તો મંદિરો માટે જે થોડીઘણી શ્રદ્ધા રહી છે તે પણ ખતમ થઈ જશે.

### સનાતનીઓ વડે જ ધર્મહાનિ

આપણે સમજવું જોઈએ કે છેવટે ધર્મનો સંદેશ મુઠ્ઠીભર લોકો માટે છે કે સમગ્ર વિશ્વ માટે? લગભગ ત્રીસ-બત્રીસ વર્ષ પહેલા હું જ્યારે વેદનું અધ્યયન કરવા માંગતો હતો ત્યારે ઋગ્વેદની ઉત્તમ આવૃત્તિ સાયણ-ભાષ્યની સાથે મને મૅક્સમૂલરે તૈયાર કરેલી મળી.

બીજી કોઈ તેટલી સારી ન મળી. હવે તો પૂનાની તિલક વિદ્યાપીઠે સાયણ-ભાષ્ય સાથે ઋગ્વેદની સુંદર આવૃત્તિ કાઢી છે, પરંતુ તે દિવસોમાં તો મૅક્સમૂલરની જ સૌથી સારી આવૃત્તિ મળતી હતી. તેમાં ઓછામાં ઓછી ભૂલો, ઉત્તમ છાપકામ, સસ્વર, શુદ્ધ સ્વરની સાથે ઉચ્ચારણ હતું. એક કાળ એવો હતો જ્યારે વેદના અધ્યયન ઉપર અહીં કેટલાક પ્રતિબંધો લગાવવામાં આવ્યા હતા, પણ તે દિવસોમાં લેખનકળા ન હતી. છાપવાની કળા તો હતી જ નહીં. તે દિવસોમાં ઉચ્ચારણ બરાબર રહે, પાઠ-ભેદ ન થાય અને વેદોની રક્ષા થાય એ દૃષ્ટિથી તેમ કરવામાં આવ્યું હશે. તે જમાનાની વાત કોઈ આ જમાનામાં કરે અને કહે કે વેદાધ્યયનનો અધિકાર એકલા બ્રાહ્મણોને જ છે, બીજાઓને નથી તો તે મુર્ખામીની વાત થાય. વેદોનું સારું એવું અધ્યયન જર્મની, રશિયા, ફ્રાંસ અને ઇંગ્લૅંડમાં પણ થયું છે. ઋગ્વેદની જ નહીં પણ બધા વેદોના તમામ મંત્રોની અનુક્રમણિકા અને સંગ્રહ બ્લૂમફીલ્ડ નામના લેખકે ઘણી સારી રીતે કરી છે. તેની સરખામણીમાં તેટલી સારી ચોપડી બીજી નહીં મળે. બીજાં એવાં વીસેક પુસ્તકો સાથે રાખીને તેમના આધારે ઋગ્વેદનું અધ્યયન કરવામાં મને મદદ મળી છે. જેમ જેમ જમાનો બદલાય છે તેમ તેમ બાહ્યરૂપ પણ બદલવું પડે છે. પણ આપણા સનાતનધર્મી સંકુચિત લોકોએ સનાતનધર્મનું જેટલું નુકસાન કર્યું છે તેટલું નુકસાન ભાગ્યે જ બીજા કોઈએ આ ધર્મનું કર્યું હોય.

લગભગ સો વર્ષ પહેલાંની વાત છે. સેંકડો કાશ્મીરી લોકોને બળજબરીથી મુસલમાન બનાવવામાં આવ્યા હતા.

તે લોકોને પસ્તાવો થયો. તેમણે ફરીથી હિંદુ ધર્મમાં આવવાની ઇચ્છા કરી અને કાશીમાં બ્રાહ્મણોને પૂછયું, તો તેમણે તેમને પાછા સ્વીકારવાની ના ભણી અને ઉપરથી કહ્યું કે આવા ભ્રષ્ટ લોકોનું અમારા વર્ગમાં સ્થાન નથી. અમે તેમને નહીં લઈ શકીએ. પરંતુ નોઆખલી વગેરેમાં જે બનાવો બન્યા તેમાં સેંકડો હિન્દુઓ બળજબરીથી મુસલમાન થઈ ગયા ત્યારે તેમને પાછા લેવામાં કાશીના પંડિતોને શાસ્ત્રનો આધાર મળી ગયો. અને તેઓ તેમને પાછા લેવા માટે ઉત્સુક થઈ ગયા. આ વાત સો વર્ષ પહેલાં આપણને સૂઝી ન હોતી, હવે સૂઝી છે. જેને વખતસર અક્કલ આવે છે તેને જ 'જ્ઞાની' કહે છે. તેનાથી જ ધર્મની રક્ષા થાય છે.

### મનુનો ધર્મ માનવમાત્રને માટે

ઘણી નવાઈની વાત છે કે આ યુગમાં હિંદુ ધર્મનો કદાચ ઘણો જ ઉત્તમ આદર્શ જેમણે પોતાના જીવનમાં ઉતાર્યો તેવા મહાત્મા ગાંધીને સનાતની લોકો 'ધર્મ-વિરોધી' કહે છે. હું માનું છું કે હિંદુ ધર્મનો બચાવ અને બહુમાન જેટલું ગાંધીજીએ કર્યું તેટલું ભાગ્યે જ બીજી કોઈ વ્યક્તિએ છેલ્લાં હજાર વર્ષમાં કર્યું હશે. પરંતુ આવા માણસ-ને સનાતની હિન્દુ લોકો 'ધર્મનો વિરોધી' માને છે અને પોતાની જાતને 'ધર્મના રક્ષક' માને છે! આ ઘણી ભયંકર દશા છે. આ સનાતનીઓએ સમજવું જોઈએ કે જે ધર્મને તેઓ ચાહે છે, તે ધર્મને તેમના આવા કાર્યોથી ઘણું નુકસાન થાય છે. હવે જ્યારે હિંદુસ્તાનને આઝાદી મળી છે અને હિંદુસ્તાનની દરેક બાબત તરફ દુનિયાની નજર મંડાયેલી છે, હિંદુસ્તાન પાસે દુનિયાને આશા છે, ત્યારે આવો બનાવ

બને છે તેની કેવી અસર પડશે, તે અંગે વિચારજો. મનુ મહારાજે આશા વ્યક્ત કરી હતી :

> एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
> स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥

પૃથ્વીના બધા માનવો જો આ દેશના લોકો પાસેથી ચારિત્ર્યનું શિક્ષણ મેળવશે, તો શું એવી રીતે મેળવશે કે તેઓ આપણી નજીક આવવા માંગશે તો પણ આપણે તેમને નજીક નહીં આવવા દઈશું ? જ્યારે મનુ મહારાજે ' पृथिव्यां सर्वमानवाः ' કહ્યું ત્યારે તેમણે પોતાના દિલની ઉદારતા જ પ્રગટ કરી. મનુએ જે ધર્મ બતાવ્યો તે ' માનવ-ધર્મ ' કહેવાય છે. તે ધર્મ તમામ માનવો માટે છે. એ ઠીક છે કે આપણે આપણી વાત બીજા ઉપર ન લાદીએ; પરંતુ બીજાઓ આપણી નજીક આવવા માંગતા હોય તોયે આપણે તેમને ન આવવા દઈએ એ કેવી વાત છે ! હું ઇચ્છું છું કે આ અંગે અહીંના મારા ભાઈઓ સારી રીતે ધ્યાન આપે અને ભાગવત-ધર્મની પ્રતિષ્ઠા કયી વસ્તુમાં છે તે અંગે વિચારે.

### ક્રોધ નહીં, દુઃખ

થોડા દિવસો પહેલાં હું સાલવેગનું ઉડિયા ભાષાનું એક ભજન વાંચી રહ્યો હતો. તેમાં કહ્યું છે કે " હું તો હલકી જાતિનો યવન છું અને હું શ્રીરંગની કૃપા ચાહું છું. " આવું ભજન જેમાં છે તેવા પ્રદેશમાં એક સ્વચ્છ, શુદ્ધ, નિર્મળ હૃદયની બહેનને મંદિરમાં આવતી અટકાવવી એ શું ભાગવતધર્મ માટે શોભે છે કે ? તે બહેનના આવવાથી શું એ મંદિર ભ્રષ્ટ થઈ જશે ? જ્યારે તેને

ત્યાં જવાની મનાઈ કરવામાં આવી ત્યારે મને જરાયે ગુસ્સો ન આવ્યો પણ મને દુઃખ થયું, ઘણું દુઃખ થયું. હું સમજી શકતો નથી કે આવી જાતની સંકુચિતતા આપણે રાખીશું તો હિંદુ ધર્મ કેવી રીતે ફેલાશે અથવા તેની ઉન્નતિ કેવી રીતે થશે.

### દેશનું યે નુકસાન

બધા જાણે છે કે વૈદિક કાળમાં પશુ-હિંસાના યજ્ઞો થતા હતા, પરંતુ ભાગવત ધર્મે તેનો નિષેધ કર્યો અને તેને બંધ કર્યા. જગન્નાથદાસના 'ભાગવત'માં પણ તે વાત છે. બુદ્ધ ભગવાને તો યજ્ઞ-સંસ્થા પર જ સીધો ઘા કર્યો હતો. તે વખતે તો તે વાત કડવો ઘૂંટડો ગળે ઉતારવા જેવી લાગી હતી. પરંતુ ત્યાર પછી હિંદુઓએ તેમની વાત સ્વીકારી લીધી અને ખાસ કરીને ભાગવત-ધર્મે તેનો સ્વીકાર કર્યો. આ રીતે જૂની કલ્પનાઓનું આપણે નિરંતર સંશોધન કરતા આવ્યા છીએ. આજનો હિંદુ-ધર્મ અને ભાગવત-ધર્મ પ્રાચીન વૈદિક-ધર્મમાં જે કાંઈ ખોટી વસ્તુઓ હતી તેમાં સુધારા કરીને જ બન્યો છે. વેદોમાં તો મને એવી કલ્પનાઓનો કોઈ આધાર મળતો નથી, છતાંયે તે જમાનામાં પશુ-હિંસા થતી હતી, યજ્ઞમાં પશુ-હિંસા કરવામાં આવતી હતી. આ યજ્ઞ-સંસ્થા પર બુદ્ધ ભગવાને એક રીતે ઘા કર્યો પરંતુ ગીતાએ તો તેનું સ્વરૂપ જ બદલી નાંખ્યું અને તેને આધ્યાત્મિક સ્વરૂપ આપ્યું, પરિણામે આજકાલ જપ-યજ્ઞ, દાન-યજ્ઞ વગેરે રૂઢ થઈ ગયા છે.

તો, જૂની સંકુચિત કલ્પનાને ધર્મના નામે પકડી રાખવી એ ધર્મનું લક્ષણ નથી. હિંદુ ધર્મનો તો સતત વિકાસ થતો રહ્યો છે. આટલો વિકાસક્ષમ ધર્મ બીજો કાંઈ નહીં હોય.

જે ધર્મમાં છ-છ પરસ્પર વિરોધી દર્શનોનો સંગ્રહ છે, જેણે દ્વૈત-અદ્વૈતને પોતાના પેટમાં સમાવી લીધા છે, જેમાં જાતજાતના દેવોની પૂજાને સ્થાન આપવામાં આવ્યું છે અને જેમાં કોઈ પણ જાતના આધારનો આગ્રહ નથી, તેનાથી ઉદાર ધર્મ બીજો કયો હોઈ શકે ? હિંદુ ધર્મમાં એક જાતિનો એક જાતનો આચાર છે, તો બીજી જાતિમાં તેનાથી જુદી જાતનો આચાર છે. એક પ્રદેશમાં એક આચાર છે તો બીજા પ્રદેશમાં વળી તેનાથી અલગ આચાર છે. આપણને આટલો નિરાગ્રહી, સર્વસમાવેશક અને વ્યાપક ધર્મ મળ્યો છે છતાં પણ આપણે તેને સંકુચિત બનાવી દઈએ છીએ તેમાં આપણે દેશનું જ નુકસાન કરી રહ્યા છીએ.

હું માનું છું કે આજે મંદિરમાં જવાની મનાઈ કરીને મને જે એક મોટું સૌભાગ્ય, મોટો લાભ મળ્યો હતો, તેનો મેં ત્યાગ કર્યો. એક શ્રદ્ધાળુ માણસને આજે મંદિરમાં પ્રવેશ કરતો અટકાવવામાં આવ્યો છે, આ વાત હું ભગવાનના દરબારમાં નિવેદન કરવા માગું છુ.

## સાચી ધર્મદૃષ્ટિ

મેં મંદિર-પ્રવેશનો લાભ લેવાનો ઇન્કાર કર્યો. હું ઇચ્છું છું કે એ બનાવ વિષે ક્ષોભયુક્ત મનોવૃત્તિથી નહીં પણ શાંત વૃત્તિથી વિચારાય, કારણ કે જેમણે મને આવવાની મનાઈ કરી, તેમના મનમાં પણ ધર્મદૃષ્ટિ કામ કરી રહી છે અને અમે પ્રવેશ કરવાનો જે ઇન્કાર કર્યો તેમાં પણ ધર્મદૃષ્ટિ કામ કરી રહી છે. એટલે કે બંને બાજુથી ધર્મદૃષ્ટિનો દાવો કરી શકાય છે. હવે વિચારવાનું એટલું જ છે કે આ સમયમાં અને આ પરિસ્થિતિમાં ધર્મની દૃષ્ટિ કેવી હોવી જોઈએ.

## ગૂઢવાદ રૂઢવાદ બની ગયો

હું કબૂલ કરું છું કે એક ખાસ જમાનામાં એમ પણ થઈ શકતું હતું કે ઉપાસનાનાં સ્થળો પોતપોતાને માટે મર્યાદિત કરી શકાતાં હતાં. ક્યાંક એકાંતમાં ધ્યાન થઈ શકતું હતું. વેદ-રક્ષણને માટે એક જમાનામાં તેને ભણવા-ભણાવવા ઉપર મર્યાદા મૂકવામાં આવી હતી. પણ આજે તેમ કરવા જાઓ તો વેદના અધ્યયન ઉપર જ ઘા થઈ જાય. આ જ ન્યાય જાહેર ઉપાસનાનાં સ્થળોને પણ લાગુ પડે છે. જેમ નદીનો ઉદ્‌ગમ ગહન સ્થાનમાં, દુર્ગમ ગુફાથી થાય છે તે જ રીતે ધર્મનો ઉદય, વેદની પ્રેરણા, કેટલીક વ્યક્તિઓના હૃદયની અંદરથી થાય છે. અનાદિ-કાળથી કેટલાક વિશિષ્ટ માણસો પાસે આર્ય-દર્શન હતું, ધર્મદૃષ્ટિ હતી. તેને જાળવવા માટે ખાસ એકાન્ત સ્થાન તેઓ ઇચ્છતા હશે. તેમણે તે જમાનામાં એવું વિચાર્યું હશે કે આ ધર્મ-દૃષ્ટિ એવા જ લોકોને સમજાવવામાં આવે, જેઓ સમજુ હોય, નહીં તો ગેરસમજ થશે અને તેથી અધર્મ થશે. પરિણામે તે અતિ પ્રાચીન કાળમાં, જ્યારે વૈદિક ધર્મનો આરંભ થયો હતો. લોકો વિચારતા હશે કે અમુક ખાસ મંડળો માટે જ આ ઉપાસના હોય અને તે ઉપાસના આ રીતે સીમિત રહે. પણ જેમ નદી પેલી દુર્ગમ ગુફાથી, તે અજ્ઞાત સ્થાનથી બહાર નીકળે છે, આગળ વધે છે અને મેદાનમાં વહેવાનું શરૂ કરે છે, ત્યારે તે બધા લોકો માટે સુગમ થઈ જાય છે, તે જ પ્રમાણે આપણે સમજવું જોઈએ કે વૈદિક ધર્મની નદી પેલા દુર્ગમ સ્થાનથી ખાસ્સી આગળ વધી ગઈ છે અને ખાસ કરીને વૈષ્ણવોના જમાનામાં તે બધા લોકો માટે ખાસ્સી સુગમ-સુગમ થઈ

ગઈ છે. તેથી નદીના મૂળમાં તેના થોડાક પાણીની પવિત્રતાને માટે જે ચિંતા કરવી પડે છે, તે ચિંતા, જ્યાં નદી મૂળથી દૂર વહે છે અને સમુદ્રની પાસે પહોંચે છે ત્યાં નથી કરવી પડતી, તેથી વચલા જમાનામાં હિન્દુસ્તાનમાં જે વાદ હતો તે ગૂઢવાદ હતો. તે છેવટે રૂઢવાદ થઈ ગયો. પછી ગૂઢવાદ મટી ગયો અને એકાંત ધ્યાનમાં ચિંતન, સામૂહિક ભજન, કીર્તનને જગ્યા આપવામાં આવી. પ્રાચીન ગ્રંથોમાંયે લખ્યું છે કે સતયુગમાં એકાન્ત ધ્યાન-ચિંતન કરવું ધર્મ છે અને કળિયુગમાં સામૂહિક ભજન, નામ-સંકીર્તન કરવું ધર્મ છે.

### ભક્તિમાર્ગનો વિકાસ

પરિણામ તેનું એ આવ્યું કે જ્યાં સુધી ભારતને લાગે-વળગે છે, અહીંનો ભક્તિમાર્ગ એટલો વ્યાપક થઈ ગયો છે કે તેમાં સૌનો સમાવેશ થઈ ગયો. ભક્તિના જેટલા પ્રકાર થઈ શકતા હતા તે બધાના ભક્તિમાર્ગ પ્રગટ થઈ ગયા. અદ્વૈત આવ્યો, દ્વૈત આવ્યો, વિશિષ્ટાદ્વૈત આવ્યો, શુદ્ધ અદ્વૈત આવ્યો, કેવળ અદ્વૈત આવ્યો, દ્વૈતાદ્વૈત આવ્યો, સંકેત આવ્યા, પૂજા આવી, મૂર્તિ-પૂજા આવી, નામસ્મરણ આવ્યું અને જપ-તપ પણ આવ્યાં. આ રીતે ભક્તિમાર્ગના જેટલાં અંગો હોઈ શકે તે બધાં જ હિંદુ ધર્મમાં વિકસિત થઈ ગયાં અને માનવતામાં ખિલકુલ ફરક ન હોઈ શકે, એ પાયા ઉપર ભક્તિમાર્ગનું અધિષ્ઠાન દૃઢ થઈ ગયું. કેવળ ધ્યાનમય જે ધર્મ હતો તે કૃષ્ણાર્પણમય થઈને ફળત્યાગયુક્ત સેવામય થઈ ગયો. તેથી ભગવાને કહ્યું છે: 'ધ્યાનાત્ કર્મફલત્યાગઃ।' એટલે કે ધ્યાનથી પણ સેવામય ફળત્યાગની ભક્તિ શ્રેષ્ઠ છે.

પરંતુ એક કાળ હોય છે, જ્યારે ધ્યાન-ધારણા કરવાની હોય છે. તેના વગર ધર્મનો આરંભ જ નથી થતો. તે જ ધ્યાન-ચિન્તનને પરિણામે નામ-સંકીર્તનમૂલક ભક્તિમાર્ગ અને ફળત્યાગયુક્ત સેવાનો માર્ગ ખૂલી ગયો હતો. તેથી કરીને સંભવ છે કે જે જમાનામાં આ મંદિરો બન્યાં હશે, તે જમાનામાં કેટલાક ખાસ ઉપાસકોને જ તેમાં સ્થાન મળતું હશે. એ જ ધર્મદૃષ્ટિથી ઉચિત છે, તેમ તેઓ માનતા હશે.

### પોતાના પગ ઉપર કુહાડી

આપણી સામે વિચારવાનો મુદ્દો એ છે કે આજે જ્યારે હિંદુસ્તાનનો ભક્તિમાર્ગ એટલો વ્યાપક થઈ ગયો છે કે તેમાં બધા ધર્મ-સંપ્રદાયો સમાઈ ગયા છે, તે હાલતમાં આપણે પોતપોતાનાં ઉપાસના-સ્થાન સૌને માટે ખુલ્લાં કરવાં જોઈએ કે નહીં? મારો મત છે કે જો હિન્દુ ધર્મ આ વખતે પોતાને સીમિત રાખવાની કોશિશ કરશે, પોતાને સંકુચિત કરશે, તો તે પોતા ઉપર જ ઘા કરશે અને નાશ પામશે, મટી જશે. તેથી વૈદિક જમાનામાં વૈદિક-ધર્મનું જે સ્વરૂપ હતું તેને છન્દોબદ્ધ અથવા ઢાંકેલું કહેતા હતા. હવે તે ન હોવું જોઈએ, હવે ખુલ્લું હોવું જોઈએ. તેથી પ્રાચીન-કાળમાં જે ગુપ્ત મંત્રો હતા તેને બદલે કળિયુગમાં રામ, કૃષ્ણ, હરિ જેવાં નામો જ ખુલ્લા મંત્રના રૂપમાં આવી ગયાં. તેમાં નામસ્મરણ આવી ગયું. આ જ ઉત્તમ ભક્તિ-માર્ગ છે એવું ભક્તો કહે છે. હવે જે સગુણ મૂર્તિની સામે રામ, કૃષ્ણ જેવા ખુલ્લા મંત્રો ચાલ્યા હશે, તેમના ઉદ્દેશો તો આપણે સમજ્યા નહીં અને પોતાને જ કાપીએ છીએ. આથી જગન્નાથ મંદિરના અધિષ્ઠાતા લોકો પણ આ અંગે

ગઈ છે. તેથી નદીના મૂળમાં તેના થોડાક પાણીની પવિત્રતાને માટે જે ચિંતા કરવી પડે છે, તે ચિંતા, જ્યાં નદી મૂળથી દૂર વહે છે અને સમુદ્રની પાસે પહોંચે છે ત્યાં નથી કરવી પડતી, તેથી વચલા જમાનામાં હિન્દુસ્તાનમાં જે વાદ હતો તે ગૂઢવાદ હતો. તે છેવટે રૂઢવાદ થઈ ગયો. પછી ગૂઢવાદ મટી ગયો અને એકાંત ધ્યાનમાં ચિંતન, સામૂહિક ભજન, કીર્તનને જગ્યા આપવામાં આવી. પ્રાચીન ગ્રંથોમાંયે લખ્યું છે કે સતયુગમાં એકાન્ત ધ્યાન-ચિંતન કરવું ધર્મ છે અને કળિયુગમાં સામૂહિક ભજન, નામ-સંકીર્તન કરવું ધર્મ છે.

### ભક્તિમાર્ગનો વિકાસ

પરિણામ તેનું એ આવ્યું કે જ્યાં સુધી ભારતને લાગે-વળગે છે, અહીંનો ભક્તિમાર્ગ એટલો વ્યાપક થઈ ગયો છે કે તેમાં સૌનો સમાવેશ થઈ ગયો. ભક્તિના જેટલા પ્રકાર થઈ શકતા હતા તે બધાના ભક્તિમાર્ગ પ્રગટ થઈ ગયા. અદ્વૈત આવ્યો, દ્વૈત આવ્યો, વિશિષ્ટાદ્વૈત આવ્યો, શુદ્ધ અદ્વૈત આવ્યો, કેવળ અદ્વૈત આવ્યો, દ્વૈતાદ્વૈત આવ્યો, સંકેત આવ્યા, પૂજા આવી, મૂર્તિ-પૂજા આવી, નામસ્મરણ આવ્યું અને જપ-તપ પણ આવ્યાં. આ રીતે ભક્તિમાર્ગના જેટલાં અંગો હોઈ શકે તે બધાં જ હિંદુ ધર્મમાં વિકસિત થઈ ગયાં અને માનવતામાં બિલકુલ ફરક ન હોઈ શકે, એ પાયા ઉપર ભક્તિમાર્ગનું અધિષ્ઠાન દૃઢ થઈ ગયું. કેવળ ધ્યાનમય જે ધર્મ હતો તે કૃષ્ણાર્પણમય થઈને ફળત્યાગયુક્ત સેવામય થઈ ગયો. તેથી ભગવાને કહ્યું છે: 'ધ્યાનાત્ કર્મફલત્યાગઃ।' એટલે - ધ્યાનથી પણ સેવામય ફળત્યાગની ભક્તિ શ્રેષ્ઠ છે.

પરંતુ એક કાળ હોય છે, જ્યારે ધ્યાન-ધારણા કરવાની હોય છે. તેના વગર ધર્મનો આરંભ જ નથી થતો. તે જ ધ્યાન-ચિન્તનને પરિણામે નામ-સંકીર્તનમૂલક ભક્તિમાર્ગ અને ફળત્યાગયુક્ત સેવાનો માર્ગ ખૂલી ગયો હતો. તેથી કરીને સંભવ છે કે જે જમાનામાં આ મંદિરો બન્યાં હશે, તે જમાનામાં કેટલાક ખાસ ઉપાસકોને જ તેમાં સ્થાન મળતું હશે. એ જ ધર્મદૃષ્ટિથી ઉચિત છે, તેમ તેઓ માનતા હશે.

### પોતાના પગ ઉપર કુહાડી

આપણી સામે વિચારવાનો મુદ્દો એ છે કે આજે જ્યારે હિંદુસ્તાનનો ભક્તિમાર્ગ એટલો વ્યાપક થઈ ગયો છે કે તેમાં બધા ધર્મ-સંપ્રદાયો સમાઈ ગયા છે, તે હાલતમાં આપણે પોતપોતાનાં ઉપાસના-સ્થાન સૌને માટે ખુલ્લાં કરવાં જોઈએ કે નહીં ? મારો મત છે કે જો હિન્દુ ધર્મ આ વખતે પોતાને સીમિત રાખવાની કોશિશ કરશે, પોતાને સંકુચિત કરશે, તો તે પોતા ઉપર જ ઘા કરશે અને નાશ પામશે, મટી જશે. તેથી વૈદિક જમાનામાં વૈદિક-ધર્મનું જે સ્વરૂપ હતું તેને છન્દોબદ્ધ અથવા ઢાંકેલું કહેતા હતા. હવે તે ન હોવું જોઈએ, હવે ખુલ્લું હોવું જોઈએ. તેથી પ્રાચીન-કાળમાં જે ગુપ્ત મંત્રો હતા તેને બદલે કળિયુગમાં રામ, કૃષ્ણ, હરિ જેવાં નામો જ ખુલ્લા મંત્રના રૂપમાં આવી ગયાં. તેમાં નામસ્મરણ આવી ગયું. આ જ ઉત્તમ ભક્તિ-માર્ગ છે એવું ભક્તો કહે છે. હવે જે સગુણ મૂર્તિની સામે રામ, કૃષ્ણ જેવા ખુલ્લા મંત્રો ચાલ્યા હશે, તેમના ઉદ્દેશો તો આપણે સમજ્યા નહીં અને પોતાને જ કાપીએ છીએ. આથી જગન્નાથ મંદિરના અધિષ્ઠાતા લોકો પણ આ અંગે

વિચારે એવી મારી નમ્ર વિનંતિ છે. જો તેઓ આ દૃષ્ટિથી વિચારશે તો તેમને સમજાશે કે મેં પેલી ફ્રેંચ બહેનને મૂકીને મંદિરમાં જવાની ના કેમ પાડી. પછી તેમને સમજાશે કે તેમણે અમને જે અટકાવ્યા તે ધર્મદૃષ્ટિએ ઠીક ન થયું. જો તેઓ વિચાર કરશે તો તેમનેય સમજાશે કે આ મંદિરોની પવિત્રતા તેમાં જ છે કે ભક્તિભાવથી જે લોકો આવવા માંગે છે તેમને મંદિરમાં આવવા દેવાય, ત્યારે જ તેમનું પતિતપાવનત્વ સાર્થક થશે.

### સમન્વય પર ઘા ન થવા દો

હું 'સર્વોદયનો વિચારક' કહેવાઉં છું અને ભૂદાનના કામમાં લાગેલો છું અને તેના જ ચિંતનમાં મારો રોજનો સમય જાય છે. તેથી કોઈ કહે કે આ પ્રશ્નને હું કેમ આટલું મહત્ત્વ આપી રહ્યો છું. તો તેનો જવાબ એ છે કે આ વિષય સર્વોદય માટે જ નહીં બલ્કે ધર્મ-વિચારને માટે પણ ઘણો જ મહત્વનો છે. તેનો યોગ્ય નિર્ણય આપણા મનમાં ન હોય તો ધર્મ જ નહીં, સર્વોદય પણ તૂટી જશે. માની લો કે આપણે દેશાભિમાનની વાત કરીએ છીએ તે દેશપ્રેમ ઘણો વ્યાપક છે તે ખરું, પણ માનવતાની દૃષ્ટિએ તે પણ વામણો અને સંકુચિત છે. પણ ધર્મ-ભાવના તો માનવતાથી મોટી વસ્તુ છે. ધર્મના નામે જ્યારે આપણે માનવતાથી પણ નાના થઈ જઈએ તો આપણે ધર્મને પણ સંકુચિત કરીએ છીએ અને ધર્મનું જે હાર્દ છે તેને છોડીએ છીએ. ધાર્મિક પુરુષની ધર્મ-ભાવનામાં માત્ર માનવ માટે જ પ્રેમ અને અસંકોચ નથી હોતાં, બલ્કે પ્રાણીમાત્રને માટે પ્રેમ અને અસંકોચ હોય છે. પોતપોતાની સમજથી અને મનના સંતોષ માટે મનુષ્ય અલગ અલગ ઉપાસના

કરે છે. તે ઉપાસનાઓના મૂળમાં જે ભક્તિ છે તે સૌથી મોટી વસ્તુ છે. તે. માનવતાથી પણ વધુ વ્યાપક છે. લોકો મને પૂછે છે કે શું સર્વોદય સમાજમાં કોઈ મુસલમાન નહીં રહે, હિંદુ નહીં રહે, ખ્રિસ્તી નહીં રહે, તો હું જવાબ દઉં છું કે એ બધા જ રહેશે, તે બધા સર્વોદયનાં અંગ છે. આનો અર્થ એવો નથી કે હિન્દુ, મુસ્લિમ કે ખ્રિસ્તી-ધર્મના નામે જે ખોટી માન્યતાઓ ચાલતી આવી છે તે પણ આમાં હશે. તે તો આમાં નહીં ટકે પણ ઉપાસનાની જે ભિન્ન ભિન્ન પદ્ધતિઓ છે અને વ્યાપક ભાવના છે તે સર્વોદયમાં અમાન્ય નથી. પરંતુ સર્વોદયમાં એક જાતની ઉપાસના કરવાવાળો બીજા કોઈ ઉપાસના-સ્થાનમાં, મંદિરમાં, ઉપાસના કરવા માટે જવા માંગે તો તેને રોકવામાં આવે એવું નહીં થઈ શકે. પછી ભલે ને તે જુદી ઉપાસના કેમ ન કરતો હોય. પછી ભલે ખ્રિસ્તીઓનું દેવળ હોય કે બીજા કોઈનું મંદિર હોય. ઉપાસના કરવા માટે એક મંદિરમાં જનારો બીજા કોઈ મંદિરમાં ન જાય એવું કહી શકાશે નહીં. આ રીતે ઉપાસનાના જુદાં જુદાં મંદિરોમાં લોકો જશે. સર્વોદય-સમાજમાં કોઈને માટે એવું ફરજિયાત નહીં હોય કે તે અમુક ખાસ મંદિરમાં જ જાય. એક મંદિરમાં જઈને પ્રેમથી ઉપાસના કરનારો બીજા મંદિરમાં પણ જો જવા માંગે છે, પ્રેમથી તે ઉપાસનામાં ભાગ લેવા અને જાણવા માંગે છે, તો તેને અટકાવવો એ તદ્દન ખોટું છે.

### ઉપાસનાનું બંધન નહીં

છેલ્લાં સો વર્ષમાં જે મહાન પુરુષો હિન્દુ ધર્મમાં પાક્યા તેમનામાં આગળ પડતા પુરુષોમાં રામકૃષ્ણ પરમહંસની

ગણના થાય છે. તેઓએ વિભિન્ન ધર્મોની ઉપાસના-ઓનું અધ્યયન કર્યું હતું અને તે ઉપાસનાઓમાં જે અનુભૂતિ થઈ તેનું ચિંતન-મનન તેઓ કરતા હતા. હું મારા માટે પણ આ વાત કહું છું, જો કે વધારેમાં વધારે અધ્યયન મેં હિન્દુ-ધર્મનું કર્યું છે તો પણ બીજા બધા ધર્મોનું પણ પ્રેમથી, ઊંડાણથી મેં અધ્યયન કર્યું છે. તેમાંની વિશેષતાઓ જોવાનો મેં પ્રયત્ન કર્યો છે અને તેમાં જે સાર છે તેને મેં ગ્રહણ કર્યો છે. આ જે રામકૃષ્ણ પરમહંસે કર્યું હતું તથા મારા જીવનમાં પણ જે વાત છે તે જો અમારી ભૂલ નથી તો પછી સમજી લેવાની જરૂર છે કે કોઈ પણ માણસને ઉપાસનાનો અભ્યાસ, તેનો અનુભવ અને લાભ લેતો અટકાવવો એ ભૂલ છે. હું એમ નહીં કહી શકું કે તમે એકવાર નક્કી કરી નાંખો કે તમારે રામની ઉપાસના કરવી છે કે કૃષ્ણનું નામ લેવું છે, ઇસ્લામનું નામ લેવું છે કે ખ્રિસ્તની પાછળ જવું છે. અને આ નક્કી કર્યા પછી બીજાં મંદિરોમાં ન જશો. એમ કરવું તે ઉપાસનાને માનવતાની સરખામણીમાં સંકુચિત કરવા બરાબર છે. ઉપાસના માનવતાથી ઘણી મોટી વસ્તુ છે. આ દૃષ્ટિથી આ પ્રશ્ન પર લોકો ખૂબ ઊંડાણથી વિચારે.

હમણાં ઓરિસ્સામાં પ્રવેશ કરતાંવેંત જ એક ખ્રિસ્તી ભાઈએ મને પ્રેમથી ' ન્યુ ટેસ્ટામેન્ટ ' ભેટ આપ્યું. ' ન્યુ ટેસ્ટામેન્ટ ' હું કેટલીયે વાર વાંચી ગયો છું, પણ તેમણે પ્રેમથી આપ્યું તેથી તેને ફરીથી વાંચી ગયો. વાંચવાનો અર્થ એવો તો થતો નથી કે તેમાં જે સારી વસ્તુ છે તેને ગ્રહણ કરવાની નથી અથવા તે ઉપાસના-પદ્ધતિમાં જે તથ્ય છે, તેનો લાભ નથી લેવો. જે ઉપાસનામાં

આપણે ઊછર્યા તેની અસર આપણી ઉપર રહે છે, તેનો નાશ ન કરવો જોઈએ એ બરાબર છે. પણ બીજી ઉપાસનાનો લાભ ન લેવો જોઈએ એ વાત ખોટી છે. ઉપાસનાને સંકુચિત બનાવવી ન જોઈએ. તેમ કરવાથી તેમાં ન્યૂનતા આવી જાય છે. કેટલાક લોકો એમ બોલતા સંભળાય છે કે હરિજનોને તો આપણે મંદિરમાં પ્રવેશ કરવા તૈયાર થઈ ગયા. હવે ખ્રિસ્તીઓ, મુસલમાનોને શા માટે આવવા દઈએ? તો સમજવું જોઈએ કે ઉપાસનામાં આ રીતની મર્યાદા ન હોવી જોઈએ. ઉપાસનાઓ એક-બીજાને માટે પોષક હોય છે. જીવનમાં એક જ માણસ બાપ તરીકે કામ કરે છે, ભાઈના સંબંધથી કામ કરે છે, બેટાના સંબંધથી યે કામ કરે છે. આ રીતે જેમને વિવિધ અનુભવ છે, તેઓ પરમેશ્વરની પણ બાપ સમજી બાપના સંબંધથી, ભાઈના સંબંધથી, બેટાના સંબંધથી ઉપાસના કરી શકે છે. તેઓ પરમેશ્વરની ઉપાસના પિતાના રૂપમાં કરી શકે છે, માતાના રૂપમાં યે કરી શકે છે.

'त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधुश्च सखा त्वमेव!'

ઉપાસકને એમ ન કહી શકાય કે કાં તો તું પરમેશ્વરને બાપ જ કહે અથવા મા જ કહે કે બેટા જ કહે. 'પરમેશ્વર એકી સાથે ત્રણેય કેવી રીતે થઈ શકે?'— એવું જો આપણે કહીએ તો આપણે વિચારવું જોઈએ કે જ્યારે એક સામાન્ય માણસ પણ બાપ, બેટો અને ભાઈ થઈ શકે છે તો પરમેશ્વર તેવો કેમ ન થઈ શકે? આ રીતે પરમેશ્વરની અનેક રીતે ઉપાસના થઈ શકે છે. સમન્વયની કલ્પનાને સર્વોત્તમ કલ્પના તરીકે બધા ધર્મો માન્ય કરે છે. આ

દૃષ્ટિથી આપણે જો આ બનાવ અંગે વિચારીશું તો આપણે સમજી શકીશું કે તેનાથી સમન્વય ઉપર જ ઘા થાય છે અને જ્યાં સમન્વય ઉપર જ ઘા થાય છે ત્યાં બધી જાતની ઉપાસનાઓ ઉપર પણ ઘા થાય છે.

## ૨. પંઢરપુરમાં વિઠોબાનાં અદ્‌ભુત દર્શન

આ વર્ષે અખિલ ભારત સર્વોદય સંમેલન મહારાષ્ટ્રમાં ભરવાનું જ્યારે નક્કી થયું ત્યારે એવી ચર્ચા થઈ કે ક્યાં રાખવું? તે વખતે પંઢરપુરને માટે મેં જ આગ્રહ કર્યો. બીજાં કેટલાંય સ્થળોનાં નામો આપ્યાં હતાં પણ જો પંઢરપુરમાં સંમેલન થઈ શકે તો બીજી જગ્યાએ જવા માટે મારું ચિત્ત તૈયાર નહોતું. પરમેશ્વરની કૃપા આ આખા દેશ પર અને સમસ્ત માનવ-જાતિ પર છે. તેથી કરીને આ દેશમાં અને બીજે પણ તેણે વખતોવખત અસંખ્ય સત્પુરુષો મોકલ્યા અને તેમના ઉપદેશો તથા શિખામણથી આપણો આ માનવ-સમૂહ માનવતાના માર્ગે જેમ તેમ ચાલતો રહી શક્યો. હવે આ વિજ્ઞાનયુગમાં મનુષ્યના હાથમાં કેટલાંક એવાં ભયાનક શસ્ત્રાસ્ત્ર આવી ગયાં છે કે તે શસ્ત્રાસ્ત્રોને લીધે એવો ભય પેદા થઈ ગયો છે કે શું આખી માનવ જાતનો સંહાર થઈ જશે? આ વખતે આધ્યાત્મિકતાની જરૂર ઇહલોકના જીવનને માટે પણ ઊભી થઈ ગઈ છે.

### આધ્યાત્મિક આદિ-પીઠ

પરલોકની દૃષ્ટિથી આધ્યાત્મિકતાની જરૂર પડે છે. આત્માની વ્યક્તિગત ઉન્નતિની દૃષ્ટિથી આધ્યાત્મિકતાની જરૂર પડે છે, મુક્તિને માટે પ્રયત્ન કરનારા સાધકોને આધ્યાત્મિકતાની જરૂર પડે છે. જો બધી વાતો પુરાણા

જમાનામાં હતી તે આજે પણ શેષ છે. પરંતુ તે સિવાય હવે એવી સ્થિતિ આવી છે કે ઇહલોકનું જીવન જીવવા માટે પણ આધ્યાત્મિકતાની જરૂર છે. આ યુગમાં આધ્યાત્મિક જ્ઞાનને એક વિલક્ષણ ટેકો મળવાનો છે. આવી સ્થિતિમાં જો પંઢરપુર આપણને શક્તિ નહીં આપે તો કોણ આપશે ? આવો વિચાર મારા મનમાં આવે છે તેથી મેં આ જગ્યા પસંદ કરી છે. હું નથી માનતો કે પંઢરપુર હિન્દુઓનું એક તીર્થસ્થાન છે. બલ્કે હું તો એને એક આધ્યાત્મિક તીર્થ-ક્ષેત્ર માનું છું. અધ્યાત્મ-વિદ્યાનો અધિકાર હિન્દુઓને છે, મુસલમાનોને છે, ખ્રિસ્તીઓને છે— માનવમાત્રને છે. તે આધ્યાત્મિકતાની મહારાષ્ટ્રમાં આ આદિ-પીઠ છે.

### સર્વત્ર વિઠોબાનું દર્શન

મારી સામે જ પાંડુરંગના મંદિરનું શિખર દેખાય છે. આ પંઢરપુરમાં હું આજે ૬૩ વર્ષની ઉંમરે આવ્યો છું પણ જો કોઈ એમ સમજે કે આટલા દિવસો હું અહીં ગેરહાજર હતો તેને મારા જીવન અંગે કાંઈ ગમ નહીં પડે. જ્યારથી હું સમજણો થયો ત્યારથી માંડીને તે આજ સુધી પંઢરપુરમાં હતો જ એવો મારો દાવો છે. તેથી આ જગ્યા છોડીને બીજી કોઈ જગ્યા મારા મનમાં આવી શકી જ નહીં. બધે જ પરમેશ્વરનો નિવાસ છે એ દૃષ્ટિએ બધાં જ સ્થળો મારે માટે તીર્થ-સ્થાન છે અને તેથી જ તો હું ગામેગામ ફરી રહ્યો છું. એમ સમજીને ચાલવાનો પ્રયત્ન કરું છું કે નાનાં નાનાં ગામડાઓના લોકોના દર્શન વિઠોબાના જ દર્શન છે તેથી મારી ભૂદાનયાત્રામાં કોઈ પૂછે કે આ યાત્રા ક્યાં જઈ રહી છે, તો હું કહું છું કે મારી યાત્રા જનતારૂપી વિઠોબાના દર્શને જઈ રહી છે.

મારું તીર્થક્ષેત્ર પંઢરપુર, રામેશ્વર કે મક્કા યા જેરુસલેમ જ નથી પણ દરેક ગામ અને દરેક ઘર મારું તીર્થસ્થાન છે. ત્યાં જે આબાલવૃદ્ધ લોકો વસે છે તે બધા મારા દેવો છે. આ મને તુકારામ મહારાજે શિખવાડયું છે. તેમનો ઉપદેશ હું નાનપણથી જ ઝંખતો આવ્યો છું.

नर-नारी-बाळें अवघा नारायण, ऐसें माझे मन करी देवा।'

—હે દેવ, મારું મન એવું બનાવી દે કે મારે માટે નર-નારી-બાળક બધાં દેવ બની જાય.

આવી જાતની ઉત્કંઠાથી હું પંઢરપુર આવ્યો. એ વાતનો મને ખૂબ આનંદ છે કે જ્યાં મારો મુકામ રાખવામાં આવ્યો છે તે જ જગ્યાએ મારા પરમપ્રિય મિત્ર (હવે સ્વ૦) સાને ગુરુજીએ મંદિર-પ્રવેશ માટે ઉપવાસ કર્યા હતા.

### સાને ગુરુજીના ઉપવાસ

૧૯૪૨ માં આંદોલન અંગે ૩૫ મહિના હું જેલમાં હતો. તેમાંથી બહાર નીકળીને મારાં જે વ્યાખ્યાનો થયાં તેમાં એક જગ્યાએ 'સ્વરાજ મેળવવા માટે જે કંઈ કરવું જોઈએ તે કરી છૂટવું જોઈએ' એ વિષે બોલતા મેં કહ્યું, "પંઢરપુર મંદિર જેવું મંદિર પણ જો આપણે હરિજનો માટે ખુલ્લું ન કરી શકીએ તો સ્વરાજ્ય મેળવવાનો આપણને શો અધિકાર છે? આ દેવ તો જાત્રાના દિવસોમાં ભોજન કરવાનું પણ ભૂલી જાય છે એટલે કે દર્શનાર્થી લોકો ઉપવાસ કરીને અહીં આવે છે પણ અહીં તો ભક્તોના દર્શનને માટે ભગવાન પણ ભોજન કરતા નથી. આ રીતે જે દેવ દાસાનુદાસ બની ગયો છે તેના દર્શન પણ આપણે સૌને ન કરાવી શકીએ? લોકમાન્યે કહ્યું કે સ્વરાજ્ય આપણો

જન્મસિદ્ધ અધિકાર છે પણ આપણા આવા આચરણથી તેમની વાત ટકશે કેવી રીતે ?"

સાને ગુરુજીએ આ વાત ઉપાડી લીધી અને ઘોષણા કરી કે "જ્યાં સુધી આ મંદિર હરિજનોને માટે ખૂલશે નહીં ત્યાં સુધી હું ઉપવાસ કરીશ." સાને ગુરુજી તો આ જગ્યાએ અડંગો જમાવીને બેસી ગયા. અને છેવટે આ મંદિર હરિજનો માટે મોકળું થઈ ગયું.

### વૈદ્યનાથધામમાં

બિહાર યાત્રા દરમિયાન હું વૈદ્યનાથધામ ગયો હતો. ત્યાં કેટલાક મિત્રોએ હરિજનોને લઈને મંદિરમાં જવાનું મને સૂચવ્યું. મેં કહ્યું કે, મંદિરના માલિકોની રજા હોય તો લઈને જાઉં. સરકારે તો જાહેર કરી જ દીધું હતું કે કાયદાનુસાર અસ્પૃશ્યો દ્વારા મંદિર-પ્રવેશ થવો જ જોઈએ. હું મંદિરના દેવનો ભક્ત છું. દેવ-પૂજામાં મારી શ્રદ્ધા છે છતાં સર્વત્ર હરિદર્શન કરવાનો મને મહાવરો છે. તેથી ત્યાંના લોકોની પરવાનગી વગર હું મંદિરમાં જાઉં તે તો શકય જ ન હતું. મને પરવાનગી ન આપવામાં કદાચ તેમને સંકોચ થયો. મનથી તો તેઓ મનાઈ કરવા માંગતા હતા પણ કદાચ સરકારી કાયદાનો તેમને ડર લાગ્યો. જો કે આ વાત મારા ધ્યાનમાં ન આવી. તેમણે તો મને કહ્યું, "હા, આપ આવી શકો છો." તે મુજબ મારી સાથે જે લોકો હતા તેમને લઈને હું દર્શન કરવા ગયો.

મારા સાથીઓમાં કેટલાક હરિજનો અને બીજા પણ કેટલાક લોકો હતા. મંદિરે પહોંચતાવેંત જ ત્યાંના માણસોએ મને ધડાધડ મારવાનું શરૂ કરી દીધું. ૫-૬

આપણી કુસુમ ( દેશપાંડે ) ની છાતી પર જબરજસ્ત માર પડ્યો. મારનારાઓએ એવો વિચાર પણ ન કર્યો કે ધર્મ-રક્ષણના નામે એક મહિલા ઉપર આ રીતે હાથ ન ઉપાડાય. ત્યારબાદ એક ભાષણમાં મેં કહ્યું કે મારી બિલકુલ ઇચ્છા નથી કે એ લોકોને કોઈ સજા થાય. મારા તરફથી બધી જાતની ક્ષમા છે. આવું ભાષણ કરીને હું તો ચાલ્યો ગયો. આગળ જતાં બિહારના મુખ્ય મંત્રી શ્રીબાબુ ત્યાં ગયા અને હરિજનો માટે તે મંદિર ઊઘડી ગયું.

### ગાંધી અને દયાનંદને પણ માર પડયો

જ્યારે હું મુકામે પાછો ફર્યો ત્યારે લોકોએ મને કહ્યું હતું કે અહીં મહાત્મા ગાંધી ઉપર પણ આવો જ હુમલો થયો હતો અને તેઓ મંદિર-પ્રવેશ કરી શકયા નહોતા. મેં માન્યું કે ચાલો શ્રેષ્ઠ સંગાથ થયો. આટલાથી જ મને સંતોષ થઈ રહ્યો હતો, એટલામાં મારો સંતોષ વધારવા માટે એક વ્યક્તિએ કહ્યું કે ગાંધીજી અગાઉ ૩૦ વર્ષ પહેલા સ્વામી દયાનંદને પણ આવો જ મસાલો પડયો હતો. ત્યારે મેં કહ્યું કે જો ભગવાન મારી ગણતરી ગાંધી અને દયાનંદની સૂચિમાં કરી રહ્યા છે તો તેમનો ઘણો ઘણો શ્રેષ્ઠ પ્રસાદ મને મળ્યો છે. આમ વિચારી બિલકુલ પ્રસન્નચિત્ત થઈ ત્યાંથી વિદાય થયો.

### જગન્નાથપુરીમાં

બિહાર પછી ઓરિસ્સામાં અમારી યાત્રા ચાલી. ત્યારે હું જગન્નાથપુરી ગયો. ત્યાં મંદિરમાં જવાની મારી ઇચ્છા હતી. તે વખતે મારી સાથે એક ફ્રેન્ચ બહેન હતી. તેને લઈને હું દર્શને જતો હતો ત્યારે તેને અટકાવી. તેથી હું

પાછો ફર્યો. ગુરુનાનક સાહેબ પંજાબથી કન્યાકુમારીની યાત્રા કરતા કરતા જગન્નાથજી ગયા હતા ત્યારે તેમને પણ પ્રવેશવા દીધા ન હતા. ત્યારે તેમણે મંદિરની બહાર ઊભા રહીને એક આરતી બનાવી. આ આરતી શીખોના નિત્યપાઠમાં છે. રાત્રે સૂવા પહેલાં તેઓ તે આરતીનો પાઠ કરે છે.

गगन दे थार रविचन्द दीपक बने।

(આકાશના થાળમાં સૂરજ અને ચંદ્રના દીપકો સળગી રહ્યા છે.)

આ રીતે બહુ ભવ્ય આરતી જગન્નાથજીની થઈ રહી છે. તે જગન્નાથ મંદિરમાં છુપાયેલો નથી. આ વિશાળ મંદિરમાં તે સર્વત્ર વ્યાપેલો છે. આવી સુંદર આરતી તેમણે મંદિરની સામે ઊભા રહીને ગાઈ હતી.

### જગન્નાથપુરીમાં મૂર્તિમાં આસ્થા

મંદિરમાં દેવ-દર્શન કરવાની મારી ઇચ્છા રહે જ છે, કારણકે મૂર્તિમાં મને શ્રદ્ધા છે. મારા કેટલાક મિત્રો છે જે કહે છે, "આ તમે મૂર્તિમાં શ્રદ્ધા રાખો છો એ કેવી વાત છે! આ કેવું ગાંડું ભોળપણ છે!" હું કહું છું, "મારું એ ભોળપણ જતું નથી. મારે માટે એ ભોળપણ ભલાઈ જ છે. મૂર્તિના દર્શનથી મારી આંખો છલકાવા લાગે છે અને નામદેવ સાથે જેમ મૂર્તિઓ વાતો કરતી હતી તેમ મારી સાથે પણ કરે છે. મને આવો અનુભવ થાય છે."

ધૂળિયામાં મારાં જે ગીતા-પ્રવચનો થયાં તેમાં બારમા અધ્યાય ઉપર પ્રવચન છે. તેમાં કહ્યું છે કે કોઈ સગુણ ભક્ત હોય છે, કોઈ નિર્ગુણ ભક્ત હોય છે. ભરત

ભગવાનનો નિર્ગુણ ભક્ત હતો. તે ભગવાનની સેવા કરતો હતો. વનવાસમાં તેમની સાથે ન ગયો. પણ અયોધ્યામાં રહીને જ તેણે ભગવાનની ભક્તિ કરી. છેટે રહીને ભક્તિ કરી. ત્યાર બાદ તે પ્રવચનમાં મેં કહ્યું છે કે શું કોઈ ચિત્રકાર એવું ચિત્ર દોરશે કે જેમાં બે ભાઈ એકબીજાને મળી રહ્યા છે. બન્નેના કેશ વધેલા છે. બન્ને તપસ્યાથી કૃશ થઈ ગયા છે અને બન્ને એક-બીજાને ભેટી રહ્યા છે. જોઈને લોકોને શંકા થાય છે કે આમાં જંગલમાંથી પાછો આવેલો કોણ અને અયોધ્યામાં રહેનારો કોણ! સમજાતું નથી.

ત્યાર પછી હું પવનારમાં રહેવા ગયો. તે પહેલાં હું નાલવાડીમાં રહેતો હતો. પવનારમાં આશ્રમ માટે સ્થાન બનાવ્યું. અગાઉ ત્યાં ખેતરો હતાં. અમે બધા લોકો જ્યારે ખેતરમાં ખોદી રહ્યા હતા ત્યારે ખોદતાં ખોદતાં મારો હાથ એક મોટા પથ્થર સાથે અથડાયો. તેની ચોમેર મેં ખોદવા માંડ્યું તો માલૂમ પડ્યું કે પથ્થર મોટો છે. તે પથ્થરને કાઢ્યો તો જોઉં છું કે તેની ઉપર ભરત અને રામના મેળાપનું દૃશ્ય કોતરેલું છે. મારા મનની આ વાસના ધૂળિયા જેલમાં ૧૯૩૨ માં બારમા અધ્યાયના પ્રવચનમાં વ્યક્ત થઈ હતી. તે પ્રમાણે ૧૯૪૬ માં પવનારમાં જમીન ખોદતી વખતે તેવી જ મૂર્તિ નીકળી. હું જેવી મૂર્તિ ઇચ્છતો હતો, જેવા ચિત્રની આકાંક્ષા મારા મનમાં હતી તેવી જ તે મૂર્તિ છે. વાકાટક વંશના જમાનાની ઘણી સુંદર મૂર્તિ છે. ઇતિહાસવેત્તા-ઓએ તેને જોઈને એવો નિર્ણય કર્યો છે કે મૂર્તિ ચાદસો વર્ષ પહેલાંની હોવી જોઈએ. આવી મૂર્તિ જ્યારે મારી

પાસે આવી ત્યારે તેને પથ્થર સમજીને એક બાજુ નાંખી દઉં એવો પથ્થર હું પોતે ન હતો. તે મૂર્તિની પ્રતિષ્ઠા મેં કરી.

તામિલનાડમાં અનેક મંદિરોમાં મારો પ્રવેશ થયો હતો, કારણ કે મારી સાથે અન્યધર્મી માણસો ન હતા. હું એવો આગ્રહ રાખતો નથી કે જ્યારે કોઈ સાથે ન હોય ત્યારે પણ પૂછું કે "શું તમે અન્યધર્મીઓને અંદર જવા દેશો? તેમને જો તમે જવા ન દેતા હો તો હું પણ નહીં જાઉં." તે વખતે હું માત્ર એટલું જ પૂછું છું કે, "તમે હરિજનોને તો જવા દો છો ને? બસ એટલું પૂરતું છે." આમ કહીને હું અંદર જાઉં છું.

કેરળમાં ગુરુવાયૂર નામનું પ્રસિદ્ધ મંદિર છે, કેરળનું પંઢરપુર જ સમજો. કેટલાંયે વર્ષો પહેલાં ત્યાં કેળપ્પને ઉપવાસ કર્યા હતા. કેળપ્પનના ઉપવાસમાં ગાંધીજીએ રસ લીધો હતો અને તે ઉપવાસ પોતે ઓઢી લીધા હતા. ત્યાર બાદ તે મંદિર હરિજનો માટે મોકળું થયું હતું. હું ત્યાં ગયો ત્યારે મારી સાથે કેટલાક ખ્રિસ્તી સાથીઓ હતા. મેં પૂછ્યું. "આમને લઈને મને જવા દેશો?" તેમણે કહ્યું, "તેમને લઈને તો ન આવવા દઈએ પણ જો તમે અંદર આવશો તો અમને ખૂબ આનંદ થશે અને નહીં આવો તો ખૂબ દુઃખ થશે." ત્યારે મેં કહ્યું, "હું લાચાર છું. હું નથી માનતો કે મારી સાથે આવેલા ખ્રિસ્તી મિત્રોને મૂકીને મંદિરમાં જઈ હું દેવ-દર્શન કરી શકું. ત્યાં મને દેવના દર્શન નહીં થાય તેથી કરીને હું આવતો નથી."

આ બન્ને બનાવો બે વર્ષમાં બન્યા. આથી એમ ફલિત થાય છે કે બે વર્ષમાં જરાયે હૃદયપરિવર્તન થયું

નથી. પણ ગુરુવાયૂરમાં મને જવા ન દીધો તે માટે મલયાલમ છાપાઓમાં એકધારી કડક ટીકાઓ થઈ. પ્રચંડ લોકમત આ બનાવની વિરુદ્ધ હતો. ફક્ત એક-બે છાપાંઓએ મારી ટીકા કરી અને લખ્યુ કે અન્યધર્મીઓને લઈને જવાનો મારો આગ્રહ ખોટો છે. પણ બાકીના ૨૦-૨૫ છાપાંઓએ એમ કહ્યું કે મારો વિચાર ઉચિત જ હતો, તથા મને મંદિરમાં ન જવા દેવામાં મોટી ભૂલ થઈ અને હિન્દુ ધર્મ પર કારી ઘા થયો. હું સમજ્યો કે લોકમત તો આટલી પ્રગતિ કરી ચૂકયો છે.

### મેલકોટે, ગોકર્ણ-મહાબળેશ્વરમાં પ્રવેશ

મેલકોટે આખા દક્ષિણ ભારતનું પ્રસિદ્ધ સ્થાન છે. ત્યાં રામાનુજાચાર્યનું એક મંદિર છે જેમાં રામાનુજાચાર્ય ૬૫ વર્ષ સુધી રહ્યા હતા. તે મંદિરમાં પણ મને મારા સાથીઓ સાથે આવકાર્યો. મારા સાથીઓમાં કેટલાક ખ્રિસ્તી હતા. રામાનુજ એક અત્યંત ઉદાર આચાર્ય છે. તેમણે જગદુદ્ધારનું કામ કર્યું છે. કબીર, રામાનંદ, તુલસીદાસ— એ બધા રામાનુજની શિષ્યપરંપરાના છે.

કર્ણાટકમાં ગોકર્ણ-મહાબળેશ્વરમાં ફરી પ્રસંગ પડયો. ત્યાં મારી સાથે સલીમ નામનો એક પ્રેમાળ, ભાવિક મુસલમાન હતો. તેની સાથે મને મંદિરમાં જવાની રજા મળી. અમે ગયા તો પણ દેવ ભ્રષ્ટ ન થયા. ગોકર્ણ-મહાબળેશ્વર પંઢરપુરની જેમ મોટું તીર્થક્ષેત્ર છે.

### હવે પંઢરપુરમાં

હવે જ્યારે હું પંઢરપુરમાં આવવાનો હતો ત્યારે કેટલાક માણસોએ એવી વાત ફેલાવી કે આ માણસ

તેમણેય મને મારા પરિવાર સાથે આવવાનું આમંત્રણ આપ્યું. મેં તેમને કહ્યું. "રુક્મિણીએ ભગવાનને માટે પત્રિકા મોકલી હતી. તમે પણ મને રુક્મિણી માતાના દર્શન માટે એક પત્રિકા લખી મોકલો." તેમણેય પત્ર મોકલ્યો.

"पुंडलिका भेटीं परब्रह्म आले गा।"

પછી તો મને અહીં પરબ્રહ્મ જ દેખાય ને! હવે મને બીજો બ્રહ્મ કયો જોઈએ? પરબ્રહ્મથી મોટો બ્રહ્મ ક્યાંય છે? પુંડલિકને લીધે તો પંઢરપુર છે. તે ન હોય તો પંઢરપુરને કોણ પૂછે છે? આ દેવ અહીં કોણ લાવ્યો? પુંડલિક લાવ્યો. પુંડલિક વિષેની મારી ભક્તિ ગીતા પ્રવચનમાં જોવા મળશે. મારી સામે સ્થિતપ્રજ્ઞની મૂર્તિના રૂપમાં પુંડલિકની મૂર્તિ ઊભી છે. જ્યારે નક્કી થયું કે પુંડલિકને મળી શકીશ અને પછી રુક્મિણી માતાને મળી શકીશ તો પછી મેં વિચાર્યું કે ચાવી હાથમાં આવી ગઈ. હવે તાળું છો રહ્યું વિઠ્ઠલ મંદિર ઉપર. તેમાં શો વાંધો છે? આ તો વિનોદમાં કહ્યું. પણ હવે આપને જણાવતાં હર્ષ થાય છે કે વિઠ્ઠલ મંદિરથી એ પત્ર આવ્યો છે કે "આપ મંદિરમાં આવશો."

આ આખો પત્ર વાંચીને મારું મન સ્નેહવિહ્વલ થઈ ગયું છે. તમે પંઢરપુરવાસીઓએ અને આ પૂજારી લોકોએ મને જીતી લીધો છે, મને ગુલામ બનાવી દીધો છે. આ પત્રમાં ફક્ત એક શબ્દમાં મારે સુધારો કરવાનો છે. તેમણે મને 'મહાસંત' અને 'મહાભાગવત' કહ્યો છે એ યથાર્થ નથી. મારી એવી ઇચ્છા અને તલસાટ છે જ કે પરમેશ્વરના ચરણોમાં હું પાછો પહોંચી જાઉં અને આ દેહ પછી બીજી ગતિ મને ન મળે. આ તીવ્ર ઉત્કંઠાથી મારું

બધું યે કામ ચાલે છે. આ ભૂદાન અને ગ્રામદાન પરમેશ્વરની સેવા સિવાય બીજા કોઈ આશાથી હું નથી કરતો, છતાં પણ હું 'મહાભાગવત' નથી કે 'મહાસંત' નથી.

### મંદિર-પ્રવેશનો આગ્રહ શા માટે?

મંદિર-પ્રવેશનો આગ્રહ જો હું ન રાખું તો દુનિયામાં હિન્દુ ધર્મની સાખ નહીં રહે. મુસલમાનોએ પોતાની મસ્જિદોમાં, ખ્રિસ્તીઓએ તેમનાં દેવળોમાં, શીખોએ પોતાના ગુરુદ્વારાઓમાં ઘણી જગ્યાએ અત્યંત પ્રેમથી મારું સ્વાગત કર્યું છે. અજમેરની દરગાહ ભારતની મક્કા મનાય છે. ત્યાં દસ હજાર મુસલમાનોની જમાત વચ્ચે ૧૯૪૭ માં તેમણે મને બોલાવ્યો હતો અને ત્યાં તે દરગાહમાં બેસીને મેં મારી 'स्थितप्रज्ञस्य का भाषा' વાળી ગીતા પ્રાર્થના કરી. તેમની નમાજમાં બેઠો છું. ત્યાર બાદ તેમના રિવાજ પ્રમાણે ત્યાં જેટલા મુસલમાન હતા તે બધા મારો હાથ ચૂમીને ત્યાંથી ગયા. તેમાં લગભગ કલાક સવાકલાક ગયો. આટલો તેમનો પ્રેમ મને મળ્યો છે. જે માણસના હૃદયમાં પ્રેમ ભર્યો છે તેનો કેમ કોઈ પ્રેમ નહીં કરે? આવો જ પ્રેમ મને ખ્રિસ્તીઓ અને બૌદ્ધો તરફથી મળ્યો છે.

### સૌનો પ્રેમપાત્ર

જાપાનના કેટલાક સ્નેહી મારી સાથે છે. બૌદ્ધ છે તેઓ. મેં બૌદ્ધોના પ્રેમને લીધે બોધગયામાં સમન્વય આશ્રમ ખોલ્યો છે અને જાહેર કર્યું છે કે આપણે વેદાંત અને બૌદ્ધમતનો સમન્વય કરવાનો છે. બૌદ્ધ લોકો પણ ઘણા પ્રેમથી કહે છે કે બુદ્ધે જે ધર્મચક્ર-પ્રવર્તન કર્યું હતું તેને જ વિનોબાની યાત્રા આગળ ચલાવી રહી છે. આ રીતે

મને બૌદ્ધાના અને મુસલમાનોના આશીર્વાદ મળ્યા છે. હિંદુઓના તો છે જ. કેરળમાં ખ્રિસ્તીઓના ચાર પંથો છે. ત્યાંના ચારે ય પંથોના બિશપોએ એક પત્રિકા છપાવી હતી કે "વિનોબા જે કામ કરી રહ્યા છે તે ભગવાન ઈશુનું જ કામ છે. તેથી બધાં દેવળોએ તેમને સહકાર આપવો." આ રીતે તમારા ધર્મની એક વ્યક્તિનું સ્વાગત જ્યારે બધા ધર્મવાળા કરે છે ત્યારે હું કયે મોઢે કહું કે "હું એકલો આ મંદિરમાં જઈશ અને મુસલમાનો, તમારી ઇચ્છા હોય તો યે તમે ન આવો." આવું હું કેવી રીતે કહી શકું? જેને ઇચ્છા જ નહીં હોય તે આવશે શા માટે? જેની શ્રદ્ધા મૂર્તિમાં ના હોય તેણે આવવું જ ન જોઈએ. પરંતુ જેનામાં ભક્તિ છે, ભાવ છે, તેની ઉપર પ્રતિબંધ શા માટે? કબીરનું નામ પંઢરપુરમાં ચાલે છે. તમે કબીરના ભજનો ગાઓ છો કે નહીં?

"कबीराचे मागीं विणू लागे, मूल उठवीले कुंभाराचे"

કબીરની સાથે સાળ ચલાવી, કુંભારના બેટાને જિવાડ્યો. તે કબીર કોણ હતો? શેખ મહમદ કોણ હતો? ભાગવતોમાં કદીયે એવો ભેદ થયો છે? આ આપણા મહારાષ્ટ્રના પ્રસંગો છે. તુકારામે લખી દીધું છે કે મને ચાર સાથી મળ્યા, ચાર ખેલાડી મળ્યા. કયા-કયા? જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ અને કબીર.

પછી કયે મોઢે કહું કે હું એકલો મંદિરમાં જઈશ? હરિજનોની સાથે હું જતો રહું પણ મારી સાથે બૌદ્ધ હોય, મુસલમાન હોય, ખ્રિસ્તી હોય તો તેમને પ્રવેશ ન મળે. આ મને શોભે? શું આથી હિંદુ ધર્મની પ્રતિષ્ઠા વધશે? આ બધો વિચાર તમે કરો. મને ખૂબ આનંદ

થયો છે કે આ વિચાર તમને ગમ્યો છે. તમે મને પત્ર લખી મોકલ્યો છે. આ રીતે ભારતનાં બધાં હિંદુ-ધર્મનાં મંદિરોના દરવાજા, હૃદયના દરવાજા ખોલી દીધા. મારી શ્રદ્ધા છે કે આ જે ભૂદાન-ગ્રામદાન યજ્ઞ ચાલી રહ્યો છે તે સમગ્ર વિશ્વના લોકોને આકર્ષી રહ્યો છે. ભારતમાં એક અતિ ઉજ્જ્વલ, તેજોમય જ્યોતિ પ્રગટી રહી છે એવી ભાવનાથી આ જુદા જુદા દેશોના ૨૦-૨૫ માણસો યાત્રામાં આવ્યા છે. એ જ્યોતની સૌને જરૂર છે એવી ભાવનાથી વિદેશથી અહીં આવે છે તેમને મૂકીને હું મંદિરમાં જાઉં તે મને શોભે કે? આથી જ મારો આગ્રહ છે, બાકી મારે કોઈની ઉપર બળજબરી કરવી નથી. એ મારા જીવનમાં, મારા શીલમાં, અહિંસામાં નથી. સંતોની શિખામણમાં નથી. કાલે પરમેશ્વરે મને પોતાના મંદિરમાં બોલાવ્યો છે તેથી મને ખૂબ આનંદ છે. હું ઘણી ઉત્કંઠાથી વિઠોબાના દર્શન કરીશ અને મને જે પુણ્ય મળશે તેનાથી મને આશા છે કે આ દેશમાં ઘણો આનંદ ફેલાશે.

આજે હું જે વિઠોબાના મંદિરના શિખરની સામે બેસીને બોલી રહ્યો છું તે શિખરનું જ દર્શન કરી ૫૦૦-૬૦૦ વર્ષથી હરિજનો પાછા ફરતા. તેઓ જાત્રા માટે આવતા તો યે તેમને મંદિરમાં જઈને ભગવાનના દર્શનનો લાભ ન મળતો છતાં તેમની શ્રદ્ધા અતૂટ રહી. હિન્દુ-ધર્મની સૌથી શ્રેષ્ઠ ઉપાસના તે લોકોએ કરી છે અને સમાધાન લીધું છે કે અમને મંદિરના શિખરનું દર્શન થયું તો યે યાત્રા સફળ થઈ ગઈ. તે દિવસોમાં તેઓ પગપાળા આવતા. ભગવાનનું દર્શન સર્વત્ર થાય છે પણ તેને જ થાય છે જે તેને માટે તરસ્યો છે.

### ભગવાનનું અદ્‌ભુત દર્શન

આ મંદિરના વડાઓએ પત્ર લખીને મને બોલાવ્યો છે તેથી તેમણે મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. મેં દર્શન કર્યાં. મારી આંખોમાંથી કલાકેક સુધી અશ્રુધારા વહેતી રહી, કારણ કે મને ત્યાં પથ્થર ન દેખાયો. જ્યારે હું મંદિરમાં ગયો ત્યારે કોની સાથે હતો? રામાનુજ, નમ્માલવાર, જ્ઞાનદેવ, ચૈતન્ય, કબીર અને તુલસીદાસ સાથે હું હતો. ધન્ય છે આ મંદિર. નાનપણથી આજ સુધી હું જેમના સંગમાં રહ્યો તે બધા મને યાદ આવ્યા. અને જેમની સંગતિમાં ઊછર્યો તે બધાનું મને સ્મરણ થઈ આવ્યું. દર્શન માટે જ્યારે તે મૂર્તિની સામે મેં મારું શિર નમાવ્યું ત્યારે મેં મારી માને ત્યાં જોઈ. મારા પિતાને ત્યાં જોયા. મારા ગુરુને ત્યાં જોયા, ત્યાં મેં કોને ન જોયા? જેટલા માણસો મને પ્રિય છે અને મારે માટે પૂજ્ય છે તે બધા મને ત્યાં દેખાયા.

### ફાતમા અને હેમા

મારી સાથે બે બહેનો હતી, ફાતમા અને હેમા. એક મુસલમાન, બીજી ખ્રિસ્તી, પૂજારીઓએ બન્નેને ભગવાનનો સ્પર્શ કરવા કહ્યું. અહીં એક રિવાજ છે. ભગવાનને આલિંગન આપે છે. બીજા મંદિરોમાં આવો રિવાજ નથી. ત્યાં ભગવાનને અડકતા નથી. “गुमांत्री यह। हातविल हार्गिले. चाचुविल देगिले, हस्य न आये।” બન્નેએ ભગવાનને સ્પર્શ કર્યો. બન્નેના સ્પર્શથી મારો ખ્યાલ છે કે ભગવાનનું શરીર રોમાંચિત થયું હશે. મુસલમાન છોકરીએ જૈન છોકરા સાથે લગ્ન કર્યાં છે. લગ્ન માટે હાર્ગે થયાં છે. બીજી જર્મન છોકરી છે. જે પોતાનો દેશ, માબાપ, ભાઈબહેનને

છોડીને ભારતની સેવા માટે આવી છે. ઈશુ ખ્રિસ્તનું નામ તેણે છોડયું નથી, છોડવાની જરૂર પણ નથી, તેને અહીં પ્રવેશ મળ્યો તેથી મારા દિલને અત્યંત શાંતિ મળી. આજે વિશ્વમાં શાંતિ અને પ્રેમની શક્તિ વધવી જોઈએ. મંદિર-પ્રવેશની આ ઘણી મોટી ઘટના છે તેથી શાંતિ અને પ્રેમમાં વધારો થયો છે. કાળપુરુષ પોતાનું કામ કરી રહ્યો છે તેનું દર્શન મને આજે થયું.

(જગન્નાથપુરી, તા. ૨૧, ૨૨, ૨૩ માર્ચ ૧૯૫૫; પંઢરપુર તા. ૨૯, ૩૦ મે ૧૯૫૮)



## ૧૨

# સર્વોદય આંદોલન: એક સિંહાવલોકન

અહીં ઘણું સાંભળ્યું. દરેકની જબાનમાં ઉત્કંઠા જોઈ, ઉત્કટ ભાવના ને તમન્ના જોઈ, એ બધું સાંભળીને બહુ પ્રસન્નતા થઈ. આપણો દેશ બહુ મોટો છે. એની સમસ્યાઓ મોટી છે. તેથી આવી સંગીતિઓ વચ્ચે વચ્ચે થતી રહેવી જોઈએ.

સામે કઠણ સમસ્યાઓ હોય તો મારો તો ઉત્સાહ બહુ વધે છે. આપત્તિઓ હોય તો આવી જ હજો. કે જેનો મુકાબલો કરવાથી કંઈક પુરુષાર્થ સિદ્ધ થાય. જ્યાં ઘોર અંધકાર હોય. ત્યાં ટોર્ચનો ઉત્સાહ વધે છે. સામે જો અંધકાર મિશ્ર હોય તો ટોર્ચને એટલો ઉત્સાહ નહીં આવે. માટે આજે જે કઠણ સમસ્યાઓ ઉપસ્થિત છે, તેને લીધે આપણો તો ઉત્સાહ વધવો જ જોઈએ. મારું એમ માનવું છે કે આજે સર્વોદયમાં જેટલી સંખ્યામાં અને જેટલા ઉત્સાહથી લોકો કામમાં લાગ્યા છે, એટલી સંખ્યામાં કામ કરનારા લોકો સરકારી અને વેપારી એ બે ક્ષેત્ર સિવાય બીજે ક્યાંય ભાગ્યે જ હશે.

હવે હું તમને થોડા ઇતિહાસમાં લઈ જઈશ. એ ઇતિહાસમાં કે જે ગાંધીજીના મૃત્યુ બાદ શરૂ થયો. ગાંધીજી ગયા. એમનો વિચાર હતો કે સેવાગ્રામમાં એક સંમેલન

કરીને પોતાના સાથીઓને કંઈક સમજાવીશ. પરંતુ એ મોકો એમને મળ્યો નહીં. અને એમના ગયા પછી જ બધા સાથીઓ સેવાગ્રામમાં ભેળા થઈ શકયા.

એ સંમેલનમાં કેટલાક રચનાત્મક કાર્યકરોએ પંડિત નેહરુ વગેરે રાજદ્વારી નેતાઓ સમક્ષ રચનાત્મક કામ માટે સરકારી મદદની અપેક્ષા વ્યક્ત કરી. પછી મારે બોલવાનું આવ્યું. મેં ખાસ કરીને પંડિત નેહરુને સંબોધીને કહ્યું કે હું તમારી પાસેથી કોઈ જાતની મદદની અપેક્ષા નથી રાખતો, પણ તમારા કામમાં કાંઈ મદદ દઈ શકું તેમ હોઉં, તો તે માટે રાજી છું. યોગ્યતા તો અલ્પ છે, પણ તમે કહેશો કે ફલાણું કામ કરો, તો કરીશ.

**નારદમુનિ બની સર્વોદય લાવી શકાશે નહિ**

પંડિતજીએ પછી મને નિરાશ્રિતોને વસાવવાનું કામ સોંપ્યું. તો થોડા સાથીઓ સાથે હું દિલ્હી પહોંચ્યો. ત્યાં પહેલી જ સભામાં મેં જાહેર કર્યું કે આ કામ માટે ૬ મહિના આપીશું, અને આગળનું પછી નક્કી કરીશું. એ ૬ મહિનામાં અમે લોકોએ જે મજા જોઈ, તેનું સમગ્ર વર્ણન કરવું હોય તો તો એક ગ્રંથ જ લખવો પડે. મારે 'લિયેઝન'નું કામ કરવાનું હતું. આ અંગ્રેજી શબ્દ છે. વિચારતો હતો કે આપણી ભાષામાં એને માટે કયો શબ્દ વાપરવો? શું નારદમુનિ કહી શકાય કે? અહીંનું ત્યાં પહોંચાડવું અને ત્યાંનું અહીં. એ કામ કરવાનું હતું. પંડિતજી કહેતા એક વાત, અને જેમના મારફત એ કરાવવાનું હતું એમના વિચાર ભિન્ન હતા અને તે વાત થતી નહીં. હું કાંઈક કહેતો તો પંડિતજી કહ્યા કરતા કે મને આ માન્ય જ છે, અને આ બાબતમાં હું તો ત્રણ મહિના

થયા હુકમ આપી ચૂકયો છું છતાં તેના પર અમલ નહોતો થયો. આવો હતો ત્યાંનો અંધાધૂંધ કારભાર. મોટો ભય હતો કે નોકરશાહીનો કબજો પ્રતિક્રાંતિવાદીઓ લઈ લે.

એ દિવસોમાં મેં બહુ મહેનત કરી. પણ ૬ મહિનાના અનુભવથી જોયું કે આ કામથી આપણી મતલબ સધાશે નહીં', સર્વોદય નારદમુનિ બનીને લાવી શકાશે નહીં'. એટલે ૬ મહિના થતાં એ કામ છોડીને હું નીકળી પડયો. પંડિતજી એ વખતે દિલ્હીમાં નહોતા. ત્યાર બાદ જ્યારે મળ્યા, ત્યારે મેં એમને બધું કહ્યું કે કઈ હાલતમાં મેં એ કામ છોડવાનું નક્કી કર્યું.

### વૉર પોટેંશિયલ અને પીસ પોટેંશિયલ

પછી હું વિચારવા લાગ્યો કે મારે શું કરવું જોઈએ. મેં જોયું કે રચનાત્મક કાર્યકરો બધા હિંમત ગુમાવી બેઠા હતા, અને આપણી કાંઈ દાળ ગળશે એવી લગીરે આશા એમના મનમાં નહોતી. સરદાર પટેલનું એક વ્યાખ્યાન થયું હતું તેમાં એમણે કહેલું કે રચનાત્મક કામો તો આપણે સતત કરતા આવ્યા છીએ. પણ આજે ખાદી વગેરેને કોઈ માનતું નથી. ગાંધીજીની વાત લોકોએ ન માની, તો આપણી તો કોણ માનવાનું ? હવે દેશ આઝાદ થયો છે, તો એવા ઉદ્યોગો વિકસાવવા જોઈએ, કે જેમાં 'વૉર પોટેંશિયલ'—યુદ્ધ-શુંજાશ હોય. આ શબ્દ એમણે કહ્યા તે મેં કાનોકાન સાંભળ્યા છે. આ વાતમાં તથ્ય હતું. પરંતુ હું મનમાં એમ વિચારતો રહ્યા કે દુનિયામાં 'વૉર પોટેંશિયલ'—યુદ્ધ-શુંજાશની જેટલી આવશ્યકતા છે, તેના કરતાં વધારે આવશ્યકતા 'પીસ પોટેંશિયલ'—શાંતિ-

ગુંજાશની છે. આપણે એવાં કામો ખડાં કરવાં પડશે, જેમાં શાંતિની ગુંજાશ હોય, સંભાવના હોય, ક્ષમતા હોય.

આમ, હું શાંતિ-ગુંજાશવાળાં કામો અંગે વિચારવા લાગ્યો. અને મેં નક્કી કર્યું કે આને માટે એક વાર ભારતની પદયાત્રા કરવી પડશે. તેવામાં શંકરરાવજી વગેરેના અત્યંત આગ્રહને લીધે શિવરામપલ્લી સંમેલનમાં જવાનું ઠર્યું. અને મેં જાહેર કરી દીધું કે હું પદયાત્રા કરતો સંમેલનમાં આવીશ.

### એકલો જાને રે, ઓ રે ભાગ્યવાન !

પગપાળા જવાનો નિર્ણય થયો અને જાણે અણુબૉમ્બનો સ્ફોટ થયો. એમ કાંઈ એ અભૂતપૂર્વ વાત તો નહોતી, કેમકે આપણે ત્યાં પ્રાચીન કાળથી પદયાત્રાઓ ચાલતી આવી છે. પણ આ જમાનામાં એ વાત અનપેક્ષિત હતી. હું તો પગપાળા નીકળી પડ્યો. સરેરાશ રોજના ૧૭ માઈલ પડયા. રસ્તામાં તાવ પણ આવ્યો, છતાં યાત્રા ચાલતી રહી. અને સંમેલનમાં પહોંચ્યો. ત્યાંથી પાછા ફરતાં તેલંગણા વિસ્તારમાંથી પસાર થવાનું હતું, ત્યાં એક ગામમાં હરિજનોએ જમીનની માગણી કરી. પહેલાં તો મને થયું કે સરકારને અરજી કરું, પણ વળી થયું કે સરકાર પાસે માગવાથી શું વળશે ? એટલે ગામની સભામાં લોકો સામે વાત મૂકી. અને ૧૦૦ એકર જમીન દાનમાં મળી. એ દિવસે રાતે ત્રણ-ચાર કલાક મને ઊંઘ ન આવી, આ શું થયું ? હું વિચારવા લાગ્યો. મને બે વાત ઉપર વિશ્વાસ છે. નંબર એકમાં ભગવાન અને નંબર બેમાં ગણિતશાસ્ત્ર. તો, મારું ગણિત ચાલ્યું. મારે જો ભારતના બધા ભૂમિહીનો માટે જમીન માગવી ‍ ‍ । તો કુલ પાંચ કરોડ એકર

જમીન જોઈએ. શું એટલી જમીન આવી રીતે માગવાથી મળશે ? અને પછી સાક્ષાત્ ઈશ્વર સાથે સંવાદ ચાલ્યો. હવે, એ ઈશ્વર હતો કે કોણ હતો, ખબર નહીં. પણ સીધી વાતચીત થઈ. એણે કહ્યું જો આમાં ડરીશ કે શંકા રાખીશ, તો તારો અહિંસા વગેરે ઉપર જે વિશ્વાસ છે, તે તારે છોડવો પડશે. માટે શ્રદ્ધા રાખ અને માગતો જા. અને પછી એક વાત કહી કે જેણે બાળકના પેટમાં ભૂખ રાખી છે, તેણે માતાના સ્તનમાં દૂધ પણ રાખ્યું છે. એ અધૂરી યોજના નથી કરતો. અને બસ, બીજે દિવસથી મેં ભૂદાન માગવું શરૂ કર્યું.

અદ્‌ભુત યાત્રા હતી. પહેલું વરસ આખા દેશમાં રોજ ભૂદાનની એક જ સભા થતી હતી. દરેક જગ્યાએ જમીનની માગણી થતી અને લોકો જમીન આપતા. મને રવિબાબુનું પદ યાદ આવતું : 'એકલો જાને રે, ઓ રે અભાગા !' પણ મેં તેમાં મારે માટે એક ફરક કરી લીધો હતો. 'ઓ રે અભાગા'ની જગ્યાએ હું કહેતો, 'ઓ રે ભાગ્યવાન.' અને વેદ તો હું હમેશાં વાંચતો રહું છું. તેમાં આવે છે : कः स्विद् एकाकी चरति ? सूर्य एकाकी चरति । એકલો કોણ વિચરે છે ? સૂર્ય એકલો વિચરે છે. આવી મસ્તીમાં યાત્રા ચાલતી. મને થતું કે ઉપર સૂર્ય એકાકી જઈ રહ્યો છે અને નીચે હું એકાકી જઈ રહ્યો છું, ખૂબ જ ઉત્સાહ હતો.

૧૯૫૨ ની સામાન્ય ચૂંટણીનો વખત હતો. ઉત્તર પ્રદેશમાં મારી પદયાત્રા ચાલતી હતી. ચૂંટણીની સભાઓ પણ થતી અને મારી સભાઓ પણ. લોકો કહેતા કે તમારી સભાઓ બહુ શાંત હોય છે, અને લોકો એકાગ્રતાથી સાંભળે છે.

હું કહેતો કે ભારતનું મોટું ભાગ્ય છે કે લોકોને આમાં રુચિ છે.

રામમનોહર લોહિયાએ એક ભાષણમાં કહ્યું કે ભૂદાનનો આ કાર્યક્રમ બહુ સારો છે. એમનો ભાર ' સારા ' ઉપર નહીં પણ ' બહુ ' ઉપર હતો. એક વાર મેં મારા શિક્ષકને પૂછ્યું હતું કે ' too good to be true ' એમ કહીએ છીએ તો ' too good to be false ' એમ કેમ ન કહેવાય ? આનો જવાબ શિક્ષક પાસે નહોતો. તો લોહિયાજીનો કહેવાનો સાર એ હતો કે આ કાર્યક્રમ બહુ સારો છે, અર્થાત્ અવહેવારુ છે. એમણે કહેલું કે આમ તો આ કામ ૩૦૦ વરસે પૂરું થાય. ત્યારે મેં કહ્યું કે મારા હિસાબે તો વરસની એક લાખ એકર જમીન લેખે પાંચ કરોડ એકર મેળવતાં ૫૦૦ વરસ લાગે, છતાં લોહિયાજી ૩૦૦ વરસ કહી રહ્યા છે, એટલે એમ લાગે છે કે લોહિયાજી અને એમના સાથીઓની મદદ આ કામમાં મળશે. આવી મસ્તીથી યાત્રા ચાલી.

### એકમાંથી સહસ્રબાહુ બન્યો

હું એકલો ફરતો હતો. બધા સાથી બહુ કુતૂહલથી, ઉત્સુકતાથી, સહાનુભૂતિથી જોતા હતા. એક વરસમાં એક લાખ એકર જમીન મળી. ત્યાર બાદ સેવાપુરી સંમેલનમાં બધાએ મળીને ઠરાવ કર્યો કે બે વર્ષમાં ૨૫ લાખ એકર જમીન ભૂદાનમાં મેળવીશું. એક વર્ષમાં એક લાખ એકર મળી હતી, અને બે વર્ષમાં ૨૫ લાખ ! અલૌકિક વાત હતી. પ્રાંત-પ્રાંતનો કવોટા નક્કી થયો. બિહાર માટે મેં ચાર લાખનો આગ્રહ રાખ્યો. બિલકુલ ' શાયલોક ધ જ્યુ ' ની જેમ.

અને પછી બિહારમાં મેં પ્રવેશ કર્યો ને પહેલા પડાવથી જ ૫૦ લાખ એકરની વાત હું કહેવા લાગ્યો. બિહારની કુલ જમીનનો છઠ્ઠો ભાગ ભૂમિહીનો માટે મળવો જોઈએ. પાછળથી વૈદ્યનાથબાબુ વગેરેએ હિસાબ કરીને મને સમજાવ્યું કે છઠ્ઠા ભાગ લેખે ૫૦ નહીં પણ ૩૨ લાખ એકર થાય છે. અને મેં ૩૨ લાખની વાત પકડી.

શ્રીબાબુ ત્યારે બિહારના મુખ્ય પ્રધાન હતા. એમણે બિહાર કૉંગ્રેસ પાસે ૩૨ લાખ એકર જમીન ભૂદાનમાં મેળવવાનો ઠરાવ કરાવ્યો. આ પહેલાં હું જે-જે પ્રાંતમાં ગયો હતો ત્યાં ઘણાએ સહાનુભૂતિ બતાવેલી અને બહુ બહુ તો યથાશક્તિ કામ કરીશું એવું આશ્વાસન આપેલું. જો કે પાણિનિના વ્યાકરણ અનુસાર યથાશક્તિનો અર્થ થાય છે, शक्तिम् अनतिक्रम्य। શક્તિની આખરી સીમા ઉલ્લંઘ્યા વિના એટલે યથાશક્તિ. મારી શક્તિ ૫૦ માઈલ ચાલવાની છે, તો ૪૯ માઈલ ચાલીશ, એટલે યથાશક્તિ થયું. પણ આપણે લોકોએ યથાશક્તિનો અર્થ કેવો કરી મૂકયો છે, તે તમે જાણો છો. પરંતુ બિહાર કૉંગ્રેસે તો ૩૨ લાખ એકર મેળવાનો સ્પષ્ટ ઠરાવ કર્યો. બિહારમાં ૨૨ લાખ એકર જમીન મળી. મેં વધારે લોભ છોડયો, અને વિચાર્યું કે હવે આખા ભારતની પદયાત્રા કરી લઉં.

### નેતાઓની લીલી ઝંડી

હવે હું પાંચ વર્ષ આગળ વધું છું. પાંચ વર્ષમાં સારું કામ થયું, ભૂદાનમાંથી ગ્રામદાનનો વિચાર આગળ આવ્યો. ત્યારે મને થયું કે શું આ માત્ર મારા મનનો તરંગ જ છે કે પછી આની પાછળ કંઈક તથ્ય પણ છે, એની પરીક્ષા થવી જોઈએ. એટલે દેશના નેતાઓની એક પરિષદ

ચેલવાલમાં બોલાવાઈ. દેશભરના બધા નેતા ત્યાં ભેળા થયેલા. નેહરુથી માંડીને નમ્બુદ્રીપાદ સુધી. જેમનો એકબીજા સાથે કદી મેળ નહોતો બેસતો, એવા બધા ત્યાં ભેળા થયા હતા. પંડિત નેહરુ ઉપર એ પરિષદની બહુ અસર પડી હતી. ત્યાર બાદ તેઓ જાપાન ગયા ત્યાં ચેલવાલ પરિષદનો ઉલ્લેખ કરીને એમણે કહેલું કે ઘણી મતભિન્નતા છતાં આવા એક કાર્યક્રમ અંગે અમે બધા ભેળા મળી શકયા હતા.

ચેલવાલ પરિષદમાં હું એક કલાક બોલ્યો હતો, બાકી બધો વખત બિલકુલ ચૂપ રહ્યો. બે દિવસ સારી ચર્ચાવિચારણા થઈ અને સર્વાનુમતિએ એક ઠરાવ પણ થયો કે આ આંદોલન બહુ સારું છે, અને તેનાથી ભારતનું નૈતિક ને ભૌતિક ઉત્થાન થશે, તેથી સમસ્ત જનતા આને ઉત્સાહપૂર્વક અપનાવી લે.

ઘણાએ એમ માન્યું કે હવે બધા નેતાઓ આ કામમાં લાગશે. મેં એમ નહોતું માન્યું. જેમણે માનેલું એમને પાછળથી નિરાશા થઈ. મને નિરાશા ન થઈ, કેમ કે મેં એવી આશા જ નહોતી રાખી. હું જાણતો હતો કે આ લોકો કાંઈ ડબ્બા નથી કે તમારા એંજિન સાથે જોડાઈ જાય. તેઓ પોતે જ એંજિન છે. અને એમની પાછળ પણ ડબ્બા લાગેલા છે. આવી હાલતમાં તેઓ આપણા એંજિન સાથે જોડાઈ જશે એવી જ આશા જ મેં નહોતી રાખી. મેં માત્ર એટલું જ માન્યું હતું કે એમણે લીલો ઝંડો બતાવ્યો છે કે બેધડક આગળ વધો. આ કાર્યક્રમમાં આર્થિક-નૈતિક દૃષ્ટિએ કોઈ દોષ નથી એવું પ્રમાણપત્ર એમણે આપ્યું.

એક પરિષદમાં ગ્રામદાનનો મહિમા વર્ણવતાં મેં કહેલું કે ગ્રામદાન એક 'ડિફેન્સ મેઝર'— સંરક્ષણનું પગલું યે બની રહેશે. પંડિત નેહરુએ પોતાના હાથે એ શબ્દ પોતાની ડાયરીમાં લખી લીધો હતો. મેં ત્યારે એમ કહેલું કે તમારી પંચવર્ષીય યોજના એમ માનીને ચાલે છે કે દુનિયામાં શાંતિ રહેશે. પણ જો લડાઈ ફાટી નીકળી, તો આયાત-નિકાસમાં ગરબડ થશે ને આ બધી યોજનાઓ પત્તાંના મહેલની માફક ભાંગી પડશે. પણ એ હાલતમાંયે ગ્રામદાન ટકશે. આ વાત મને તે પહેલાં સૂઝી નહોતી. ખબર નથી, ત્યારે ક્યાંથી સૂઝી આવી. ત્યારે યુદ્ધનું એવું કોઈ વાતાવરણ નહોતું, છતાં મેં આમ કહેલું.

### પંડિતજી સાથેની છેલ્લી મુલાકાત

હવે હું ફરી વચ્ચે થોડાં વર્ષ છોડી દઉં છું, અને તમને બીજાં પાંચ વર્ષ આગળ લઈ જાઉં છું. પંડિત નેહરુ સાથે છેલ્લી મુલાકાત બંગાળમાં થઈ. અજબ મુલાકાત હતી એ. આ પહેલાં જેટલી મુલાકાતો થઈ હતી તેમાં અમારા બેની સાથે કોઈ ને કોઈ રહેતું. પણ એ વખતે ભારતની પરિસ્થિતિ કંઈક ગંભીર હતી. પૂર્ણ એકાંતમાં મુલાકાત થઈ. બે કલાક વાતચીત ચાલી. હું જોતો રહ્યો કે હું બોલતો હતો અને તેઓ પોતાના હાથે તે નોંધી લેતા. વાત-વાતમાં મેં એમને ખબર આપેલા કે પ્લાસીનું ગ્રામદાન થયું છે. એ સાંભળી એમને બહુ ખુશી થઈ. કહેવા લાગ્યા કે મને મિલ્ટન યાદ આવે છે. તેણે 'પેરેડાઈઝ લૉસ્ટ' લખ્યું, અને તેના પછી 'પેરેડાઈઝ રિગેઇન' લખ્યું. તેમ આ 'પ્લાસી લૉસ્ટ' પછી 'પ્લાસી રિગેઇન' થયું. એટલો બધો ઉત્સાહ આ સમાચાર સાંભળી એમને થયો.

પછી અમે બેઉ એક જ સભામાં બોલ્યા. લાખો લોકો સભામાં આવ્યા હતા. એમણે મને પહેલાં બોલવા કહ્યું. હું ૧૫ મિનિટ બોલ્યો, અને ટૂંકાણમાં ગ્રામદાનનો બધો વિચાર મૂકી દીધો. ત્યાર પછી પંડિતજી બોલ્યા. એમણે કહ્યું કે આપણો મુકાબલો ચીન સાથે છે. આપણી થોડી જમીન ચીનના હાથમાં ગઈ છે, તે તો પાછી મેળવીશું. એ કોઈ મોટી વાત નથી. પરંતુ આપણી અસલ લડાઈ તો ગરીબી સાથે છે, અને તે બહુ મુશ્કેલ છે. એ લડાઈમાં વિનોબા તમારી સામે આ જે ગ્રામદાનની વાત મૂકી રહ્યા છે, તે બહુ કામમાં આવશે.

આ મુલાકાત પછી જ્યારે જ્યારે મારે સરકારી કર્મચારીઓ સામે બોલવાનું થયું, ત્યારે હું એમને કહેતો કે હું તો એક સેવક છું, નેતા નથી. તેથી તમને વિનંતી કરી શકું, આદેશ ન આપી શકું. પરંતુ પંડિત નેહરુ તમારા, મારા, આપણા સહુના ગણ્યમાન્ય નેતા છે. એમણે ગ્રામદાનનું કામ ઉપાડી લેવાનો આદેશ દીધો છે. તો હવે એમનો આદેશ અને મારી વિનંતી એમ ડબલ એંજિન લાગ્યું. એટલે તમારે સહુએ ગ્રામદાનના કામમાં લાગવું જોઈએ. પછી એમને નવો અર્થ સમજાવતો કે બી૦ ડી૦ ઓ૦ એટલે ભૂદાન ડેવલપમેન્ટ ઑફિસર અને એસ૦ ડી૦ ઓ૦ એટલે સર્વોદય ડેવલપમેન્ટ ઑફિસર. તમારે પગાર સરકારનો લેવો અને કામ વિનોબાનું કરવું. આ સાંભળી ત્યાંના પ્રધાનો પણ કહેતા કે તમારી વાત બરાબર છે.

એ વખત હતો ચીનના આક્રમણ પછીનો. તાકીદે વ્યાપક પ્રમાણમાં ગ્રામદાનનો કાર્યક્રમ લોકો ઉપાડી લે એમ થવું જોઈએ. તેમાંથી સુલભ ગ્રામદાનનો વિચાર

સૂઝયો. તેની વિગતમાં અહીં નથી જતો. ૩૦૦ ગ્રામદાન બંગાળમાં થયાં. જયપ્રકાશજી ઉપર આની બહુ અસર પડી. એમણે કહ્યું કે જે બંગાળમાં ગાંધીજીનુંયે ચાલ્યું નહોતું ત્યાં આટલા વ્યાપક પ્રમાણમાં ગ્રામદાન થઈ રહ્યાં છે, તો તેમાં ક્રાંતિની પોટેંશિયાલિટી— સંભાવના જણાય છે.

### વ્હેર શુ વેર, વ્હેર શુ વેર ?

હવે હું થોડો આગળ વધું છું, ને રાયપુર સર્વોદય સંમેલન સુધી આવું છું. વચ્ચે મેં સર્વોદય સંમેલનોમાં જવાનું છોડી દીધું હતું. અજબ વાત છે. કોઈ નેતા જોયો છે, કે જે પોતાનાં સંમેલનોમાં ન જતો હોય ? કોંગ્રેસનું અધિવેશન હોય અને પંડિત નેહરુ તેમાં ન હોય, એવું ક્યારેય જોયું હતું ? હું સંમેલનમાં નહોતો જતો એનું એક કારણ એ છે કે હું નેતા નથી, અને બીજું એ કે નેતા તો નથી જ, બલ્કે નેતૃત્વ-નિરસનનો મારો કાર્યક્રમ છે. નેતૃત્વ ન હોવું જોઈએ, પણ તેની જગ્યાએ ગણસેવકત્વ હોવું જોઈએ.

રાયપુર સંમેલન બહુ ઉત્સાહભર્યું રહ્યું. નવી આકાંક્ષા પેદા થઈ હતી. એ સંમેલનમાં સર્વસંમતિથી એક ઠરાવ થયો, અને દેશ સામે ત્રિવિધ કાર્યક્રમ મુકાયો. તે વખતે પણ અનેક કામોની યાદી સામે આવી હતી, નઈ તાલીમ, દારૂબંધી, હરિજન-સેવા, વગેરે વગેરે. પણ તેનો અનેકોએ ઉત્તર દીધો હતો કે એ બધા દસ-બાર કાર્યક્રમ તો છે જ, પણ આપણે ત્રણ પાયાના કાર્યક્રમ ઉપર એકાગ્ર બનવું જોઈએ અને બાકીનાં કામો તેની સાથે સાથે ચાલી શકે. આમ ત્યાં નક્કી થયું અને સર્વસંમતિથી ઠરાવ થયો.

હવે તમારે, મારે, આપણે સહુએ વિચારવાનું છે. રાયપુરના ઠરાવને પાંચ વર્ષ થઈ ગયાં. આ પાંચ વર્ષમાં આપણે લોકોએ એ ઠરાવના અમલ માટે કેટલો સમય આપ્યો ? શાંતિસેનાના કામમાં, ખાદીના કામમાં, ગ્રામદાનના કામમાં કેટલો સમય આપ્યો તેનો પોતપોતાનો હિસાબ દરેક જણ જોઈ લે. મેં પણ મારો હિસાબ જોયો છે, અને મને એમ કહેવાનો મોકો નથી મળ્યો કે મેં બહુ કામ કર્યું અને ભગવાને એનું ઓછું ફળ આપ્યું. મારું તો માનવું છે કે મેં જેટલો સમય આપ્યો તેનાથી કેટલાયગણું વધારે ફળ ભગવાને આપ્યું છે. બાકી, મોટા ભાગે જે કોઈના મતદાન વિભાગમાં હું જતો, ત્યાં તે આવી જતા, કેમકે બાબા આવે અને તે મદદમાં ન જાય, તો પૂછવામાં આવે કે આપ કયાં હતા ? Where you were, where you were, when they crucified my Lord ? એટલે એ દિવસ આવી જતા. હવે, કોઈ જમાત ઠરાવ કરે, અને તેનો અમલ ન કરે કે બહુ ઓછો કરે, તો તેનાં જે પરિણામ આવે, તે વિશે ફરિયાદ કરવાનો અધિકાર તેને હોય ખરો ?

### આ ત્રિવિધ કાર્યક્રમમાં પીસ પોટેંશિયલ છે

આ જે ત્રિવિધ કાર્યક્રમ છે તે એમ સમજીને માન્ય કરવામાં આવ્યો છે કે તે બુનિયાદી છે અને તેમાં પીસ પોટેંશિયલ— શાંતિની ગુંજાશ છે. દા૦ ત૦ શાંતિસેના. જ્યાં સુધી આપણે વ્યાપક શાંતિસેના ઊભી ન કરીએ કે જેથી આંતરિક શાંતિ માટે પોલીસની ખાસ જરૂર ન પડે અને લશ્કર તો બોલાવવું જ ન પડે, ત્યાં સુધી આપણે અહિંસાની શક્તિનો કોઈ દાવો ન કરી શકીએ.

ગ્રામદાન નથી થતું ત્યાં સુધી ગામેગામ ગ્રામપરિવાર નથી બનતો અને આપણે નવા યુગને લાયક નથી બનતા. નવો યુગ વિશ્વરાષ્ટ્રનો યુગ છે. તેમાં ભારત એનો એક પ્રાંત હશે, અને બિહાર બનશે તેનો એક જિલ્લો, ગયા એક તાલુકો અને ગામ એક પરિવાર. આજે પરિવાર નાનો છે, તેને ગામ સુધી વિસ્તારવાનો છે. સ્કેલ વધારવાની વાત છે. એટલે પ્રથમ ગ્રામદાન કરીને ગામને એક પરિવાર બનાવીએ, ત્યારે વિશ્વશાંતિની વાત કરી શકીએ અને આજના જમાનાને લાયક બની શકીએ. એટલા માટે એક બાજુ *જય જગત્* અને બીજી બાજુ ગ્રામદાન— એ દૃષ્ટિએ વિચારવું પડશે. ગ્રામસમાજ વિના કોઈ વાત થઈ શકશે નહીં. જેમ યુ૦ એસ૦ એસ૦ આર૦ — યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સોવિયેત રિપબ્લિક્સ છે, તેમ આપણે દરેકે દરેક ગામને સર્વોદય રિપબ્લિક બનાવવું પડશે, અને પછી યુનિયન ઑફ સર્વોદય રિપબ્લિક્સ બને. તો જ જેને આપણે પીસ પોટેંશિયલ— શાંતિની સંભાવના કહીએ છીએ તે પ્રગટ થશે.

### આગ્રેગામ હાંડી પિંદાવી જોઈતી હતી

ત્રીજો કાર્યક્રમ છે, ગ્રામાભિમુખ ખાદી. હું ખાદીવાળા-ઓને કહેતાં-કહેતાં થાકી ગયો કે ભાઈ, તમને સરકાર પાસેથી માત્ર મદદ મળે છે, સંરક્ષણ નહીં. મદદ તો અનેક કામોમાં અપાય છે, તેમ ખાદીનેયે અપાય છે. પરંતુ સરકાર ઉપર આશ્રિત રહીને ખાદીની તેજસ્વિતા ઘટે છે. ખાદી તો લોક-ક્રાંતિનું વાહન બનવી જોઈએ. ગ્રામાભિમુખ ખાદી એ જ ગાંધીની અપેક્ષાની ખાદી છે. પરંતુ થયું શું? બહુ સુંદર કથા છે. જાણે અરેબિયન નાઈટ્સની વાતો!

રાયપુરના ઠરાવ પછી જે કાંતે તેને મફત ખાદી વણી આપવાની યોજના થઈ. તેની જાહેરાત મેં સેવાગ્રામથી અને પંડિત નેહરુએ દિલ્હીથી રેડીઓ ઉપર કરી. પણ ત્યાર બાદ બે વર્ષ પછી મેં બિહારમાં એક સભામાં પૂછયું કે સરકાર તમારા હાથે કાંતેલા સૂતરમાંથી મફત કપડું વણી આપે છે, એ વાતની કેટલાને ખબર છે? તો હજારેક માણસની સભામાં એક હાથ ઊંચો ન થયો! પંડિત નેહરુ જેવા નેતા આવી એક યોજના જાહેર કરે, તો દેશના એકએક ગામમાં દાંડી પિટાઈ જવી જોઈએ કે આજથી ખાદીનું વણાટ મફત કરી આપવામાં આવશે. પરંતુ પંડિતજીનું અને મારું આ નવી યોજનાને જાહેર કરવાનું બધું હવામાં ગયું.

ખેર, એક પર્વ પૂરું થયું. પછી હું બેઠો બેઠો બ્રહ્મવિદ્યા-મંદિરમાં ચિંતન કરી રહ્યો હતો. ત્યાં ગોપુરીમાં સર્વ સેવા સંઘે અધિવેશન કર્યું. બિહારના કાર્યકરો મળવા આવ્યા. મારે મોઢેથી સહજ જ શબ્દ નીકળી પડયો કે તમે 'તૂફાન' માટે તૈયાર થશો? તો હું બિહાર આવવા તૈયાર છું. આ વિશે મેં અગાઉ કશું વિચાર્યું નહોતું. એમણે કહ્યું કે 'તૂફાન'ની વ્યાખ્યા કરો. મેં કહ્યું, ૬ મહિનામાં દસ હજાર ગ્રામદાન. બાબા આવવાની તૈયારી બતાવે અને આપણે ના કહીએ, તે શોભે નહીં, એમ વિચારી એમણે હા કહી દીધી.

### તૂફાનયાત્રા અને કાગળી ગ્રામદાન

અને ચાલી તૂફાનયાત્રા. 'કાગળી ગ્રામદાન' કહેવાય છે, તેનું એક નવું પર્વ શરૂ થયું. એક તો પ્રેસનું બહુ

મોટું કામ રહે છે. લાખોની સંખ્યામાં ગ્રામદાન-પત્રકો જોઈએ છે. તેના ઉપર ગામેગામ લાખો લોકોની સહીઓ લેવાય છે. ધીરેનભાઈ કહેતા હતા કે ગાંધીજીના જમાનામાં યે ગ્રામ્ય પ્રદેશમાં આટલું વ્યાપક આંદોલન ક્યારેય નથી થયું.

એક ભાઈએ પૂછ્યું કે બધું કાગળ ઉપર જ ને? હવે, હું પૂછું છું કે આ વોટ વગેરે મળે છે, અને સરકારો ચાલે છે તે શું છે? કાગળ ઉપર જ ને? લોકશાહીનું નાટક ચાલે છે. મોટરો ભરી-ભરીને લોકોને લઈ જશે, એક દિવસ ખવડાવશે-પિવડાવશે, અને મતપેટીમાં મતનું પતાકડું નાખવાનું કહેશે. છતાં તમે જુઓ છો કે તેનાથીયે કંઈક કામ ચાલે છે.

બહુમતી-રાજ ચાલે છે, એમ કહેવાય છે. પણ ખરેખર શી સ્થિતિ છે? સત્તાધારી પક્ષને સામાન્ય રીતે ૩૫થી ૪૦ ટકા વોટ મળ્યા હોય છે. તેમાંયે કોઈક મહત્ત્વનું બિલ આવે તો પહેલાં પોતાના પક્ષમાં મુકાય છે. ત્યાં બહુમતી મળે એટલે આખા પક્ષને ધારાસભામાં એ બિલની તરફેણમાં મત આપવાનો આદેશ અપાય છે. મતલબ કે વાસ્તવમાં ૨૦ ટકાનું રાજ બધા ઉપર ચાલે છે. આ બધું મૅનિપ્યુલેશન છે. લઘુમતીનું રાજ બહુમતીને નામે ચાલે છે. આ છે લોકશાહીનું આજનું નાટક!

આજે દુનિયામાં કલ્યાણરાજવાદી, સમાજવાદી, સામ્યવાદી વગેરે જે બધા છે એમનું આખરી સૅંક્શન લશ્કર જ છે. તે બધા જ એકવાદી છે. આખી દુનિયાને તે બધા ભરડો લઈને બેઠા છે. લશ્કરવાદ ઉપર જ એમનો મદાર

છે. ચીને તિબેટ ઉપર, અમેરિકાએ વિયેતનામ ઉપર, રશિયાએ ચેકોસ્લોવાકિયા ઉપર પોતાનું આધિપત્ય જમાવવા કોશિશ કરી છે. બધાનો જ છેવટનો આધાર સેના અને શસ્ત્ર છે. આમાંથી દુનિયાને મુક્ત કરવાની છે. વ્યાપક પ્રમાણમાં આ જે ગ્રામદાનો થઈ રહ્યાં છે, તેનાં દાનપત્રકો આપણા વિચાર માટે એક બહુ મોટી શક્તિ છે. તેની અંદર ભારે પીસ પોટેંશિયલ— શાંતિની ગુંજાશ, શાંતિની સંભાવના ભરી છે.

છતાંયે સવાલ ઊઠયા કરે છે કે આગળ શું ? શંકરાચાર્યે ક્યારનું પૂછી રાખ્યું છે, ततः किम् ?— પછી શું ? જ્યાં સુધી આત્મ-સાક્ષાત્કાર નથી થયો, ત્યાં સુધી આ ततः किम्, ततः किम् નો અંત નથી. હમણાં હું કાશીથી ગયા ટ્રેઈનમાં બેસીને આવ્યો. ગાડી ચાલતી હતી ત્યારે અવાજ થતો, તેમાં હું શું સાંભળતો ? ततः કિમ્ ? ततः કિમ્ ?

મેં કાર્યકરોને કહી રાખ્યુ છે કે ગ્રામદાન પછી ગ્રામ-સભા રચવાની છે. તે સર્વાનુમતિએ કામ કરશે. પછી વીસમા ભાગની જમીન વહેંચવાની છે, જેથી ઉધાર-બુધાર ન રહે. દરેકની ચાલીસમા ભાગની આવકમાંથી ગ્રામકોષ ઊભો કરવાનો છે. ગામનું ગ્રામદાન થયું છે તે રજિસ્ટર કરાવી સરકારી પ્રમાણપત્ર મેળવવાનું છે. પછી ગામમાં વ્યસનમુક્તિ, પોલીસ-અદાલત-મુક્તિ માટે અભિયાન ચલાવવાનું છે. દરેક ગામમાં શાંતિસેના ઊભી કરવાની છે. ગામેગામ દસ સર્વોદય-મિત્ર બનાવવાના છે. ગામમાં શાંતિ જળવાય, ઝઘડા ન થાય, અને થાય તો ગામમાં બેસીને જ તેનો ફેંસલો કરાય એવી જવાબદારી ગામની શાંતિસેનાએ ઉપાડવાની છે.. અઠવાડિયે એક વાર બધા

ભેળા મળે. પ્રાર્થના કરે. આપણી પત્રિકા વગેરે ગામેગામ પહોંચે અને ગામમાં બધાં વાંચી ન શકે, તો એમને પત્રિકા વાંચી સંભળાવવામાં આવે. ગામમાં જે ૧૦ સર્વોદય-મિત્ર બન્યા હોય એમની દરેકની પાસેથી વરસે રૂા. ૩–૬૫ મળશે. એટલે ગામ દીઠ વરસે રૂપિયા ૩૬–૫૦ થશે. તેમાંથી ૬ રૂપિયા સર્વ સેવા સંઘને અપાય, ૧૮ રૂપિયા ગામમાં જ ખર્ચાય, અને સાડા બાર રૂપિયામાંથી આપણી એક ઉત્તમ પત્રિકા ગામે ગામ પહોંચે. આ થયો ગ્રામદાન પછીનો મિનિમમ પ્રોગ્રામ. આવું સમગ્ર આયોજન આપણે કરી શકીશું, તો એક બહુ મોટી તાકાત પેદા થશે. જેને કાગળી ગ્રામદાન કહીને ઉપહાસ કરાય છે, તેમાં આટલી બધી સંભાવનાઓ ભરેલી છે. આજે જે વોટના ચિઠ્ઠાં નખાય છે, તેમાંથી આવી કોઈ જ તાકાત પેદા નહીં થાય.

અહીં જૈનેન્દ્રજી બેઠા છે. એમણે ગઈ ચૂંટણી વખતે વોટ ન આપવાનું આંદોલન ઊભું કરવાની વાત કરેલી. એવી શક્તિયે આમાંથી પેદા થઈ શકે. અને તો ગમે તેવી સરકારનેય પડકાર આપી શકાય. હમણાં ચૂંટણી કમિશનરે એક સૂચન કરેલું કે વોટ આપવા ન જાય તેને દંડ કરવાનો કાયદો કરવો જોઈએ. આવો કાયદો થાય તો બહુ મજા આવશે. ગામડાંની ભોળી બહેનોને લઈ જઈને કહેશે કે લે એક પલ્લામાં રાજાજીને બેસાડ અને બીજા પલ્લામાં નેહરુજીને, અને ત્રાજવું ઊંચું કરીને જો કે તારે કોને વોટ આપવો છે. અને એમ નહીં કરે, તો તને દંડ થશે. એ તો બિચારી ગભરાઈ જ જશે!

ખેર, એક માણસ જે કામ કરી શકે છે, તે બીજો નથી કરી શકતો. તેથી સ્તો ભગવાને અનેક માણસો પેદા કર્યાં

છે. નહીં તો એ ભિન્ન ભિન્ન માણસોને શું કામ પેદા કરત ? આપણા બધાની શક્તિ આ કામમાં લાગી જાય, તો તમે જોશો કે સમગ્ર સર્વોદય જગતમાં ઉત્સાહની એક અનેરી લહર દોડી જશે. હું તો આજે અત્યંત ઉત્સાહ અનુભવું છું. વેદમાં એક મંત્ર છે કે શું આ પૃથ્વીના ગોળાને અહીંથી ઊંચકીને ત્યાં ફેંકું ? આવો ઉત્સાહ અનુભવાય છે. ઉત્તર પ્રદેશે પણ પ્રાંતદાનનો સંકલ્પ કર્યો. એ આઠ કરોડની વસ્તીનો એક પ્રાંત છે. આવડો મોટો પ્રાંત આખો ગ્રામદાનમાં સામેલ થાય, તે શું નાનીસૂની વાત છે ?

શબ્દમાં અચિંત્ય શક્તિ છે એમ શંકરાચાર્યે કહ્યું છે. સ્વરાજ્ય આંદોલન દરમ્યાન પણ આપણે જોયું કે ગાંધીજીએ એક શબ્દ આપ્યો 'ક્વીટ ઇન્ડિયા', અને તેમાંથી અનહદ શક્તિ પ્રગટી. તેવી જ રીતે આ શબ્દ તમારી સામે ખડો છે. સહુ સાથે મળીને આ કામમાં લાગીશું તો બહુ શક્તિ આવશે, એવો મને વિશ્વાસ છે.

( બોધગયા ( બિહાર ), ૮-૧૦-૬૮ )

પરિશિષ્ટ

# રાષ્ટ્રનેતાઓનું સમર્થન

( સર્વ સેવા સંઘના નિમંત્રણથી મૈસૂરમાં યેલવાલ મુકામે તારીખ ૨૧, ૨૨ સપ્ટેમ્બર '૫૭ ના દિવસોમાં મળેલી સર્વ પક્ષીય પરિષદમાં રાષ્ટ્રની તમામ વિચારધારાના પ્રતિનિધિ નેતાઓ ભેગા મળ્યા હતા. એમણે એક અવાજે ગ્રામદાન આંદોલનનું સમર્થન કર્યું. પરિષદે સર્વ સંમતિથી બહાર પાડેલું નિવેદન આ છે. )

સર્વ સેવા સંઘના નિમંત્રણથી મૈસૂર રાજ્યમાં યેલવાલ મુકામે તા. ૨૧ અને ૨૨ મી સપ્ટેમ્બરે એક ગ્રામદાન પરિષદ મળી હતી. રાષ્ટ્રપતિ પણ પરિષદમાં હાજર રહ્યા હતા. આ આંદોલનમાં ઊંડો રસ ધરાવતી ભારતભરમાંથી બીજી નિમંત્રિત વ્યક્તિઓ પણ હાજર રહી હતી.

સામાજિક અને આર્થિક પ્રશ્નો અને તેમાંય ખાસ કરીને જમીનના પ્રશ્નના ઉકેલની અહિંસક પદ્ધતિ પોતે કેવી રીતે અપનાવી તેની આચાર્ય વિનોબાજીએ પરિષદ સમક્ષ રજૂઆત કરી. સ્વેચ્છાએ અપાયેલાં ભૂમિદાનથી શરૂ થઈને આ આંદોલન આજે ગ્રામદાન એટલે કે આખું ગામ ગ્રામ-સમાજને સમર્પણ કરવા સુધી પહોંચ્યું છે. ત્રણ હજારથી વધારે ગામના નિવાસીઓએ આ રીતે ગ્રામસમાજને ગ્રામદાન દીધાં છે અને એમ કરીને એમણે જમીન પરના પોતાના માલિકી-હકનો ત્યાગ કર્યો છે.

પરિષદમાં હાજર રહેલ વ્યક્તિઓએ ગ્રામદાન આંદોલનને આવકાર્યું અને એના મૂળભૂત ઉદ્દેશોની પ્રશંસા કરી. આ આંદોલનથી એ ગામોમાં સહકારી જીવન અને એ દિશામાં થતા પ્રયત્નોનો અધિક સમગ્રતાપૂર્વક વિકાસ થશે, જેના પરિણામે ગ્રામવાસીઓની આર્થિક ઉન્નતિ, સર્વાંગીણ પ્રગતિ અને વિકાસ થશે. તદુપરાંત આખા દેશની ભૂમિ-સમસ્યાના ઉકેલ માટે અને સહકારી જીવન તરફ આગળ વધવા માટેનું માનસિક વાતાવરણ ઊભું થશે. આ આંદોલનની વિશેષતા એ છે કે એની પ્રક્રિયા અહિંસાત્મક છે અને એનું સ્વરૂપ સ્વૈચ્છિક છે. આ રીતે આમાં આર્થિક લાભ, સહયોગ અને સ્વાવલંબનના પાયા પર ખડી એવી એક નવી સમાજરચનાનો વિકાસ તથા નૈતિકતાનો સુમેળ સધાય છે. આવું આંદોલન બધી જાતની સહાયતા અને ઉત્તેજનને પાત્ર છે.

પરિષદમાં મધ્યસ્થ તથા રાજ્ય સરકારોના સભ્યો પણ હાજર હતા. એમણે ગ્રામદાન આંદોલનની પ્રશંસા કરી અને એને મદદરૂપ નીવડવાની ઇચ્છા દર્શાવી. સાથે સાથે એમણે એક બાબત તરફ ધ્યાન દોર્યું કે જે જે રાજ્યોમાં ભૂમિ ઉપરનાં વચલાં હિતોનું નિરાકરણ કરવાની, વધારેમાં વધારે કેટલી જમીન રાખી શકાય તેની મર્યાદા ઠરાવવાની, ગામ લોકોની સંમતિપૂર્વકના સહકારી જીવનના તમામ પાસાંઓને આગળ ધપાવવાની દૃષ્ટિએ ભૂમિસુધાર વગેરેની જે યોજનાઓ બની છે તે બધી આગળ ધપાવવાની રહેશે. ગ્રામદાન આંદોલન સાથે સરકારની આ નીતિને કશો વિરોધ નથી. ઊલટું આ આંદોલનથી આ નીતિને નિશ્ચિત રીતે ટેકો જ મળશે.

આ ઉપરાંત સરકારના કૉમ્યુનિટી પ્રોજેક્ટનાં કાર્ય તથા ગ્રામદાન આંદોલન વચ્ચે ગાઢો સહકાર ઇચ્છવા જોગ છે, એ વસ્તુ તરફ પણ ધ્યાન દોરવામાં આવ્યું. પરિષદે બે દિવસની ચર્ચા-વિચારણા પછી વિનોબાજીએ ઉપાડેલા આ કામ પ્રત્યે તથા રાષ્ટ્રીય પ્રશ્નનો અહિંસાત્મક તથા સહયોગાત્મક ઉપાયોથી ઉકેલ લાવવાના પ્રયત્નો પ્રત્યે પોતાનો ઊંડો આદરભાવ વ્યક્ત કર્યો અને દેશના તમામ વર્ગના લોકોને આ કાર્યમાં પોતાનો ઉત્સાહભર્યો ટેકો આપવા વિનંતિ કરી.

પરિષદમાં હાજર રહેલા મહાનુભાવો :

| | |
|---|---|
| ૧ ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૧૨ શ્રીમતી સુચેતા કૃપલાણી |
| ૨ શ્રી જવાહરલાલ નેહરુ | ૧૩ શ્રી એસ. કે. ડે |
| ૩ ,, ગોવિંદ-વલ્લભ પંત | ૧૪ ,, પ્રાણલાલ કાપડિયા |
| ૪ ,, જયપ્રકાશ નારાયણ | ૧૫ ,, હરેકૃષ્ણ મેહતાબ |
| ૫ ,, ઉ. ન. ઢેબર | ૧૬ ,, કામરાજ નાદર |
| ૬ ,, ગુલઝારીલાલ નંદા | ૧૭ ,, ગંગાશરણ સિંહ |
| ૭ ,, મોરારજી દેસાઈ | ૧૮ ,, ઝેડ૦ એ૦ અહમદ |
| ૮ ,, રં. રા. દિવાકર | ૧૯ ,, ઈ. એમ. એસ. નંબુદ્રીપાદ |
| ૯ ,, પ્યારેલાલ નૈયર | ૨૦ ,, એસ૦ નિજલિંગપ્પા |
| ૧૦ ,, શ્રીમન્નારાયણ | ૨૧ ,, ભક્તવત્સલમ્ |
| ૧૧ ,, યશવંતરાવ ચહ્વાણ | ૨૨ ,, એસ. ચેન્નય્યા |

આ ઉપરાંત સરકારના કૉમ્યુનિટી પ્રોજેક્ટનાં કાર્ય તથા ગ્રામદાન આંદોલન વચ્ચે ગાઢો સહકાર ઇચ્છવા જોગ છે, એ વસ્તુ તરફ પણ ધ્યાન દોરવામાં આવ્યું. પરિષદે બે દિવસની ચર્ચા-વિચારણા પછી વિનોબાજીએ ઉપાડેલા આ કામ પ્રત્યે તથા રાષ્ટ્રીય પ્રશ્નનો અહિંસાત્મક તથા સહયોગાત્મક ઉપાયો-થી ઉકેલ લાવવાના પ્રયત્નો પ્રત્યે પોતાનો ઊંડો આદરભાવ વ્યક્ત કર્યો અને દેશના તમામ વર્ગના લોકોને આ કાર્યમાં પોતાનો ઉત્સાહભર્યો ટેકો આપવા વિનંતિ કરી.

પરિષદમાં હાજર રહેલા મહાનુભાવો :

| | |
|---|---|
| ૧ ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૧૨ શ્રીમતી સુચેતા ક્રીપલાણી |
| ૨ શ્રી જવાહરલાલ નેહરુ | ૧૩ શ્રી એસ. કે. ડે |
| ૩ ,, ગોવિંદ વલ્લભ પંત | ૧૪ ,, પ્રાણલાલ કાપડિયા |
| ૪ ,, જયપ્રકાશ નારાયણ | ૧૫ ,, હરેકૃષ્ણ મેહતાબ |
| ૫ ,, ઉ. ન. ઢેબર | ૧૬ ,, કામરાજ નાદર |
| ૬ ,, ગુલઝારીલાલ નંદા | ૧૭ ,, ગંગાશરણ સિંહ |
| ૭ ,, મોરારજી દેસાઈ | ૧૮ ,, ઝેડ૦ એ૦ અહમદ |
| ૮ ,, રં. રા. દિવાકર | ૧૯ ,, ઈ. એમ. એસ. નંબુદ્રીપાદ |
| ૯ ,, પ્યારેલાલ નૈયર | ૨૦ ,, એસ૦ નિજલિંગપ્પા |
| ૧૦ ,, શ્રીમન્નારાયણ | ૨૧ ,, ભક્તવત્સલમ્ |
| ૧૧ ,, યશવંતરાવ ચવ્હાણ | ૨૨ ,, એસ. ચેન્નય્યા |